અંક ૧. કિંમત વર્ષ ૧ ના રૂ૩॥.

પુસતક ૪ થું.

# ઈસ્ટ ઈંડયા આસોસીએશનનું ચોપાન્યું.

નં૦ ૧૬ અપાલો સ્ટ્રીટ—કોટ.

ઈસ્ટ ઈંડયા આસોસીએશનની મુંબાઈની શાખાની મેનેજીંગ કમીટીની સતા તલે.




સાંકળી યું.



મુંબઈ.

દફતર આશકારા છાપખાના મધે
મેહેરવાનજી ફરદુનજીની કંપનીએ છાપીઉછે.
૧૬ બેહરામજી હોરમજજી સ્ટ્રીટ, નં૦ ૯ તથા ૧૦.

સને ૧૮૭૦ ઇસવી.

# ઈસ્ટ ઈન્ડીયા આસોસીએશન.

૨૦, ગ્રેટ જ્યાર્જ, સ્ટ્રીટ, લંડન.

### અધ્યક્ષ.

રાઇટ આનરેબલ લાર્ડ લીવડન.

### ઉપાધ્યક્ષો.

અર્લ આવ કેલી, સી. બી.
સર જેમ્સ ફરગ્યુસન બારોનેટ.
માર્કવિસ આવ સાલ્સબરી.
લાર્ડ હારીસ, જી. સી. એસ. આઈ.
લાર્ડ ઉલીલીયમ હે.
અર્લ આવ શાફ્ટસ્બરી, કે. જી.
જેનરલ લાર્ડ સ્ટ્રેથ્નેર્ન, જી. સી. બી. જી. સી. એસ. આઈ.
અર્લ આવ એલનબરો, જી. સી. બી.
કછના રાવ સાહેબ.
લાર્ડ કલીનતન.
કર્નલ સાઇક્સ, એમ. પી.
જેમ્સ સ્ટાન્સફીલ્ડ ઇસ્કવાયર, એમ. પી.
જુનાગઢના નવાબ સાહેબ.
સર ચાર્લ્સ ઈ. ટરવેલ્યન, કે. સી. બી.

### કાઉન્સીલ. ૧૮૭૦—૭૧.

અધ્યક્ષ—અર્લ આવ કેલી, સી. બી.

ઉપાધ્યક્ષ—મેજર જેનરલ, સી. એફ. નાર્થ.

### કાઉન્સીલનાં અધીકારીઓ.

લાર્ડ અર્સ્કીન.
લાર્ડ ઉલીલ્યમ હે.
કર્નલ ડબલ્યુ એચ. સાઇક્સ, એમ. પી.
લ્યફ. કર્નલ જારવીસ, એમ. પી.
એફ. એમ. ઉલીલ્યમસ ઇસ્ક૦ એમ. પી.
ઈ. બી. ઈસ્ટ્વીક ઇસ્કવાયર સી. બી., એફ. આર. એસ; એમ. પી.
સર હેન્રી રાવીનસન, કે. સી. બી.
જેનરલ સર જ્યાર્જ પોલાક, જી. સી. બી; જી. સી. એસ. આઈ.
સર સી. ઉીન્ગફીલ્ડ, એમ. પી.
મેજર જેનરલ સર વીન્સેંટ એર. કે. સી. એસ. આઈ.
મેજર જેનરલ સર આર વાલેસ કે. સી. એસ. આઈ.
મેજર જેનરલ ડબલ્યુ ઈ. એસ. સ્કાટ.
ડબલ્યુ એસ ફીટ્ઝ ઉીલ્યમ ઇસ્ક૦
પી. પી. ગાર્ડન ઇસ્કવાયર.
કર્નલ પી. ટી. ફ્રેન્ચ.
મેજર ઇવાન્સ બેલ.
ડબલ્યુ ટેલર ઇસ્કવાયર.
એમ. પી. ઘે. ઇસ્ક૦ એફ. આર. જી. એસ.
પી. એમ. તેટ. ઇસ્ક૦ એફ. એસ. એસ.
દાદાભાઈ નવરોજજી ઇસ્ક૦
ડી. ડી. કામા ઇસ્કવાયર.
કેપ્ટન ડબલ્યુ, સી. પામર.
જે. જે. ગઝદર ઇસ્કવાયર.
ડાક્ટર ગોલ્ડસ્ટુકર.
એસ. એ. વાહાડયા ઇસ્ક૦
આઈ. ટી. પ્રીચાર્ડ ઇસ્ક૦
દીવાન કાઝી શાહાબુદીન.
સઈદ અહમદખાન ઇસ્ક૦ સી. એસ. આઈ.
મોલવી સઈદ મીરઅલી.
બાબુ કીશોરીમોહન માતરજી.

### હાનરરી મંત્રી,

મી૦ દાદાભાઈ નવરોજજી.

# ઈસ્ટ ઈન્ડીઆ એસોસીએશનની મુંબઈની શાખા.

---

સરનશીન,

સર જમશેદજી જીજીભાઈ બારૉનેટ.

નાએબ સરનશીનો.

આનરેબલ મંગળદાસ નથુભાઈ.
શેઠ ફરામજી નસરવાનજી પટેલ.
આનરેબલ બેહેરામજી જીજીભાઈ.
શેઠ વિનાયકરાવ જગન્નાથ શંકરશેઠ.
,, દિનશા માણેકજી પેટીટ.
ડાક્ટર ભાઉ દાજી.

શેઠ વિનાયકરાવ ગંગાધર શાસ્ત્રી
,, ખરશેદજી નસરવાનજી કામા.
,, વરજીવનદાસ માધવદાસ.
,, રેમંદ વેસ્ત.
,, ડબલ્યુ વેડરબર્ન.

# ઈસ્ટ ઈન્ડીયા આસોશીએશનની મુંબઈની
## શાખાની કારોબાર મંડળી.

---

સરનશીન—ડાક્ટર ભાઉ દાજી.

નાએબે સરનશીન—શેઠ ડબલ્યુ ઉવેદર્બર્ન.

આનરરી સેક્રેટરીઓ— { શેઠ ફીરોજશા મેહેરવાનજી મેહેતા.
શેઠ બાલ મંગેશ વાગલે.

શેઠ સોહરાબજી શાપુરજી બંગાલી.
,, ખરશેદજી નોશરવાનજી કામા.
રાવ સાહેબ વીશ્વનાથ નારાયણ મંડળીક.
શેઠ ઉવીલીઅમ મારટીન ઉડ.
,, હેનરી મેનીસ્તી
,, મેડીઉ મલ.
,, રઘુનાથ નારાયણ.
,, ધનજીભાઈ ફરામજી પટેલ.
,, અરદેશર ફરામજી મુસ.
,, શાન્તારામ નારાયણ.
ડાક્ટર આર. એ. ડાલસ.
શેઠ ખડેરાવ ભીમનરાવ પીતાલકર.
,, હોરમસજી દાદાભાઈ.
,, ખરશેદજી રુસ્તમજી કામા.
રેવરંડ ધનજીભાઈ નવરોજજી.
શેઠ માહાદેવ ગોવીંદ રાનાડે.
શેઠ જહાંગીર મેહેરવાનજી.
ડાક્ટર આત્મારામ પાંડુરંગ.
શેઠ રામકીશ્ના ગોપાલ ભંડારકર.
,, પેશતનજી દીનશા.
,, મનચેરજી કાવસજી મરઝબાન.
,, જનાર્ધન સખારામ ગાડગીલ.
ડાક્ટર રુસ્તમજી કાવસજી બાહાદુરજી.
શેઠ ઠાકરદાસ આત્મારામ.
,, જયેગીલાલ ઉમ્યાશંકર.
,, કેખશરો નવરોજજી કાબરા.
ડાક્ટર રુસ્તમજી નોશરવાનજી ખોરી.
શેઠ વીશ્નુ પરસુરામ.
,, નાનાભાઈ મેહેરામજી જીજીભાઈ.
ડાક્ટર વીરજરામ દલપતરામ.
,, ડી. એફ. ગોમ્સ.
શેઠ જી. એફ. રીમીંગટન.

---

જે સભાસદોએ એકદમ રૂ૧૦૦ ભરીયા હોય તે સિવાય
દરેક સભાસદે વરસ વરસે ભરવા.................. રૂ૧૦—૦—૦
આસોસીએશનના જર્નલ માટે દરેક સભાસદે વરસે ભરવા. રૂ ૩—૮—૦

# ઈસ્ટ ઈંડયા આસોસીએશનનું ચોપાન્યું.

---

તા૦ ૧૪ મી ડીસેમબરે મળેલી સભા.

પી. પી. ગાર્ડન ઈસ૦—અધ્યક્ષ.

સર આર્થર કાટને નીચે લખેલો નિબંધ વાંચ્યો હતો.

'વિષય—આગ ગાડીનાં બાંધકામ ઉપર બીજો એક અબજ રૂપીઆનો કરવા ધારેલો ખરચ.

---

જ્યારે આગ ગાડીનાં બાંધકામ શરૂ કરવાની દરખાસ્ત પેહલ વેહલી કરવામાં આવી, ત્યારે તેની હિંદુસ્થાનની સાથે યોગ્યતા, ત્યાંની ગર્જો પુરી પાડવાની તેની શક્તિ, બીજી રીતિએ વ્યવહાર ચળાવવાની રીતિ કરતા આ રીતનું ચઢતાપણું અને તે દેશની મેહસુલ ઉપર તેહની અસર, વિષે સઘળો વાદ વિવાદ અટકાવ્યામાં આવ્યો હતો. આ આગગાડીનાં બાંધકામોથી હિંદુસ્તાનના મેહસૂલ ઉપર મોહટો ખર્ચ પડશે કે નહી, તે દેશની ઉપજ નિપજનો દશમો ભાગ પણ તે લઈ જવાને શક્તિવાન થશે કે નહીં, ત્યાંની પેદાશની જેટલી માંગણી વિલાયત કરે તે સઘળી પુરી પાડવાને તે હિંદુસ્તાનને શક્તિવાન કરશે કે નહીં, અથવા હિંદુસ્તાનની હાલની હાલત પ્રમાણે લાવ લઈજાવની બીજીકોઈ રીતિ આ કરતાં વધારે સવલ પડી શકશે કે નહીં તે બાબદ એક પણ શબ્દ ઓચરવા દીધામાં આવ્યો ન હતો.

જ્યારે આ બાંધકામ વિષે વિલાયતમાં પેહલી તકરાર થાઈ ત્યારે ઘણા ખરાં સઘળાં પત્રો તેની સામે હતાં. પેહલાતો એ કામ કેવલ અશક્યછે પછી તો તે રાજ્ય લાભથી ઉલટુંછે અને છેવટે એથી અતિઘણા ગેરફાયદા થશે ઈતીયાદી બાહાનાં તેઓએ કાહાડયાં.

એક બાબદની પુરેતી તપાશ કર્યા શીવાય તે ઉપર એક અબજ રૂપીઆ ખર્ચવા એથી અવીક મુર્ખાઈ બીજી હોયતો એક વેળા ઉપલી રકમ ખરચવા પ-

છી તેહનું શું પરીણામ નિપજે તે જોવા શીવાય એ રીતે બીજી રકમ ખરચ
વી એછે   અને આ રીતેની હાલત આપણી થઈ પડીછે આપણે હિંદુસ્તા
નમાં સડકો બાંધવા પછવાડે એક અબજ રૂપીઆની ગંજી રકમ ખરચીછે અને
એ સડક ઉપર હજુથી પચાસ વર્ષ સુધી કામ ચાલ્યુંછે તેથી શું ફાયદા અને શું
ગેરફાયદા થાયછે એ જોવાની આપણને તક મળીછે તે ઉપર કેટલો ખરચ બેઠોછે
એ આપણે તપાસ્યું છે તેઓ શું ભાડું માંગેછે, કેટલો માલ લઈ જાયછે અને શું
બાકી રેહવા દીયેછે એ આપણે સારીપેઠ જોયું છે  આગગાડીઓને લીધે બ
લવાના વખતમાં તેઓ શું કરી શકેછે એ આપણા ધ્યાનમાં આવ્યું નથી, અને
તે જોવાની આપણને અગત્ય પણ નથી, કારણ આપણે જાણીએ છીએ કે તેવી
વેળાએ તેઓનો નાશ એક દાહાડામાં થઈ જશે અને જો નદીને માર્ગે લશ્કર
મોકલવાની યુક્તી ન બનીતો આપણને એવી રેહવું પણ પડે  હવા સમયમાં
આપણે પેહલા નાણાં ખરચ્યાં તેહનું શું થયું આવ્યું એ જાણ્યા વગર બીજાં
ખરચવા એ મુર્ખાઈ નહીંતો બીજું શું કેહવાય?

આગગાડીની સડકની ફતેહ અને હાર ઉપર આપણું મેહસુલ, આપણું નામ  દુકાળથી જતા સેંકડો જાન માનવી ખુવારી અથવા બચાવ, વિના વતના કારખાનાઓ માટે તરેહવાર પદારથો વગેરેનો મોટો આધારછે, તોએ વિચારવતમાં એક નાહાની બાબત ઉપર જેટલું ચિત્ત લગાડવામાં આવે તેહનો દસમો ભાગ પણ આ મહાભારત કામ ઉપર લગાડવામાં આવતો નથી

હવે જે સડકો હાલ તૈયાર થાયછે અને થવા માંડીછે તે ઉપર નીચે લખેલા પ્રશ્નો થવા જોઇયેછે —

૧—તેઓ ઉપર શું ખરચ બેઠોછે?
૨—તેઓને બાંધતા કેટલી મુદત લાગેછે?
૩—તેમાંથી શું ઉત્પન્ન થાયછે
૪—લાવ લઈજાવનું શું લીધામાં આવેછે?
૫—કેટલું અને શું તેઓ લઈ જાયછે?
૬—તેઓ બાકી શું રાખી જાયછે?
૭—હિંદુસ્થાનના મેહસુલ ઉપર તેની શું અસરછે?
૮—હિંદુસ્થાનના કાળો, દુકાળ, તાવ, જંગાલ વગેરે ઉપર તેઓની શું અસરછે?
૯—દેશના બચાવ માટે તેઓ કેટલું કરી શકેછે?

૧—પેહેલું તો તેઓ ઉપર શું ખરચ બેઠોછે? આ વરસના માર્ચ માસ સુધી એકંદર ખરચ રૂપીઆ ૭૦ કરોડનો થયો હતો  આ ખરચમાં સરકારની ચોકશીનો, ભાવભાડનો તથા વ્યાજનો ખરચ ગણતા નથી

| | |
|---|---|
| આંકડામાં બતાવ્યા પ્રમાણે ૫૯૦૦ મૈલનો ખરચ · | રૂ૯૮૦૦૦૦૦૦૦) |
| તેમાં ૧૮૯૮ સુધીની જામીનગીરીના વ્યાજના ···· | રૂ૨૬૦૦૦૦૦૦૦) |
| જમીન વગેરે ·· ·········· ············ | રૂ ૫૦૦૦૦૦૦૦) |
| | રૂ ૧૨૯૦૦૦૦૦૦૦) |
| બાદ પાછું ભરેલું વ્યાજ. | રૂ ૧૩૦૦૦૦૦૦૦) |
| જુમલે | રૂ ૧૧૬૦૦૦૦૦૦૦) |

અથવા દર મૈલે રૂ૧૯૦૦૦૦)

કોઈ પણ સડકનો સર્વેથી મોહોટો ખરચ ૧૨૮૦ મૈલના રૂપીઆ સાહાડી સતાવીશ કરોડ થાયછે અને તે ઉપર વ્યાજ ચડાવતાં ૩૩ કરોડ યાને દર મૈલે રૂપીઆ ૨૫૦૦૦૦) થાયછે.

૨—તેઓને બાંધતાં કેટલી મુદત લાગેછે ? તેને પૂરો થતાં ૨૭ વરસ લાગશે અને દર વરસે ૨૨૦ મૈલનો આડમેરો આવશે.

૩—તેમાંથી શું ઉત્પન્ન થાયછે—ગયા વરસમાં એકંદર ઉપજ ૨) કરોડ રૂપીઆની હતી, અને તે વેળાની આખી સડક ઉપર એકંદર ખરચ રૂપીઆ ૭૧ કરોડનો મેંડો હતો, ત્યારે ફક્ત લાગત ખરચ ઉપરજ ત્રણ ટકાનું વ્યાજ સરાસરી છુટેલું કહેવાય. પણ ચડી ગયના વ્યાજ તથા જમીનનાં ૨૦ ટકા મળી પુરતી થાપણ ૮૫ કરોડ રૂપીઆની થાઈ, ત્યારે વ્યાજ માત્ર હડી ટકા રહ્યું અને બાકીના હડી ટકા કરો માંથી આપવામાં આવીઆ હતા. દેશ ઉપર ચઢેલો આગગાડીની સડકનો નકી ખરચ.

| | |
|---|---|
| લાગત થાપણ······ ···· ········ | રૂ ૮૪૦૦૦૦૦૦૦) |
| ચડી ગયેલું વ્યાજ અને બીજા···· ·· | રૂ ૧૮૦૦૦૦૦૦૦) |
| એકંદર ખરચ·· | રૂ૧૦૨૦૦૦૦૦૦૦) |
| ઉપજી થાપણનું વ્યાજ·· ·· ·· · ·· | રૂ ૫૧૦૦૦૦૦૦) |
| બાદ નકી ઉપજ · ··· | રૂ ૨૧૦૦૦૦૦૦) |
| દર વરસે ખોટ·· | રૂ ૩૦૦૦૦૦૦૦) |

આ ઉપરથી સાફ દેખાયછે કે હિંદુસ્થાનને આગગાડીઓ પછવાડે દર વરસ ૩) કરોડ રૂપીઆ કાઢવા પડેછે, વળી બીજું એ યાદ રાખવું જોઈએછે કે આ કરનો બોજો પાંચ કરોડની વસ્તી જે આગગાડીઓથી સેંકડો મૈલ દુર રેહેવાને લીધે તેઓનો લાભ લેતી નથી તેઓ ઉપર પડેછે.

૪—લાવ લઈજાવનું શું કામ પડેછે ? ત્રીજા વર્ગના ભાડૂઆ પાસેથી બે પઈ લીધામાં આવેછે અને સેંકડે ૯૦ ટકા એ વર્ગના ઉતારુઓછે.

૯—દેશના બચાવ માટે તેઓ શું કરી શકેછે ? સરવ કોઈ જાણેછે કે બળવાના હીંગામમા આગગાડીઓનો નાશ એક દાહાડામા થઈ જાય અને જો લાવ લઈજાવ માટે જળ માર્ગ ન હોય તો સરકારની શી અવસ્થા થાય તે વિચારવુ મુહાલછે. વળી આગગાડીઓ કરતા નેહેરોનો બચાવ સેહેજ થાઈ શકે, તેમણી ઉપર લડાયક વાહાણો વ્યપારને હાશી પોહોચાડીઆ વગેરે ફરતા રાખી શકાય. આ સઘળા ઉપરથી સ્પષ્ટ દેખાઈ આવેછે કે દેશના બચાવ વાસ્તે આગગાડીઓ ઉપર વિશ્વાસ રાખવો વ્યર્થછે.

આ ઉપર દેખાડેલા હસાબ અને ગણત્રી ઉપરથી જણાયછે કે હિંદુસ્તાનમા વ્યપારની સગવડ કરી આપવાની જરૂરછે અને તે ઉપર સર્વદા ધ્યાન આપવાની અગત્યછે, અને એ હીસાબ ઉપરથી જો તેમ નહી માલમ પડતો હવે કાંઈ એથી બીજી પુરવારી બાકી રહી નથી.

નેહેરોને માર્ગે જે આવજાવ તથા લાવ લઈજાવ કરવામા આવેછે તે સાથ સરખાવતા આગગાડીનુ કામકાજ કાંઈજ નથી એટલુજ નહી પણ એ આગ ગાડીની સડકો પૂરતુ વ્યાજ પણ આપી શકી નથી. માલ મતાનો સાતીશમો ભાગ અથવા ઉતારૂઓનો દશમો ભાગ પણ લઈ જાઈ શકી નથી. જમીન ખેડી ફળવંત કરવા તથા પાણી પોહોચાડવામા એ સડકે કાંઈબી મદદ આપી નથી, અને દુકાળના વિકાળ ડાચામા પકડાયના તથા ઘણાક વરસોની તીડાકારી તાવથી સુકાઈ ગયના લોકોને કાંઈ પણ આશરો આપ્યો નથી હિંદુસ્તાનની હાલની હાલત પ્રમાણે ખેતી વધારનાર નેહેરો કે આગગાડી વધારે યોગ્યછે એ બાબદ કાંઈબી વાદવિવાદ આજસુધી ચાલ્યો નથી એ શુ આશ્ચર્ય પમાડનાર નથી

આપણે એ બંનેને સરખાવી જોઈએ.

**આગગાડી.**

ખરચ દર મેલે ૨૪૦૦૦૦) રૂપીઆ.
માલ ચલાવી શકે દર વર્ષે ૧૦૦૦૦૦) ટન.
ઉતારૂઓ દરરોજ ૧૦૦૦).
પુરૂ વ્યાજ પણ આપી ન શકે.
ખેતી તથા વપરાશ સારૂ પાણી ન પુરૂ પાડી શકે.
ધભરાટના વખતમા બચાવી ન શકાય.

**નેહેરો.**

ખરચ—સઘળી ખેતી માટે નેહેરો તથા શાખાઓ મળી દર મેલ ૧૨૦૦૦૦) રૂપીઆ.
માલ ચલાવી શકે દર વર્ષે ૪૦૦૦૦૦૦) ટન.
ઉતારૂઓ દરરોજ ૧૦૦૦૦).
૨૦ થી ૩૦ ટકા વ્યાજ આપે.

દશ લાખ એકર જમીન ફળવંત કરે.
ઘભરાટ વખતે બચાવ થાઈ શકે.
ઉતારૂઓને ઘણી સુવલ પડે.
દુકાળ તથા તાવને દુર કરે.
દર વર્ષે પાંચ લાખની ઉપજ દેખાડે.

આ સઘળા હીસાબ ઉપરથી ધારવું સેહેલછે કે જુની સડકોએ હાવું પરિણામ દેખાડ્યું ત્યારે પછી તે ઉપર બીજા અબજ રૂપીઆ ખરચવાથી શું થાય ? વળી પેહેલી સડકતો ઘણી જાણીતી જગ્યાઓમાંથી પસાર થાયછે અને નવી બાંધવા ધારેલી સડકતો મુખ્ય કરી નાહાના ગામોમાંથી પસાર થશે અને જેટલી નિપજ આગળામાંથી વર્ષે દાહાડે થાયછે તેટલી આ નવી સડકમાંથી કદાપી થનાર નથી, અને ઉલટુ દેશને લાભકારી થાઈ પડવાને બદલે તે ઉપર મોહોટો બોજો થાઈ પડે તેહેનો પુર્વે વિચાર કરવાની અગત્યછે, અને સરકાર આ એક અબજનો બોજો મહાભારત ખરચ હિંદુસ્તાનને કપાળે ચોહોંટાડે તેની અગાઉ આ સઘળી બીનાં તેમના ધ્યાનમાં લાવવાની આ આસોસીએશનની ફરજછે અને સરકાર ખચીત બેહુ બાજુ તપાસ્યા વના રેહે નહીં એવી પણ આશા રાખવી. વળી વિલાયતની અમીર ઉમરાવોની પારલ્યામટ પણ હમણા હમણા હિંદુસ્તાનનું હીત ઇછ્છવા લાગીછે, અને હિંદુસ્તાનનાં કલ્યાણ અર્થે આ બાબદની તપાશ માટે કમીટીઓ ઠરાવશે એમાં કાંઈ શક નથી.

---

આ સુંદર ભાષાણ પુરૂં થવા પછી અધ્યક્ષ બોલ્યા કે આપણે ઘણી ખંતકારીથી હમણા વંચાયલો નિબંધ સાંભળ્યોછે અને તે ઉપર વાદવિવાદ થવો જોઈએછે પણ તે જરૂર કરી લાંબો થવાથી માહારૂં હેવું મતછે કે આ નિબંધ છપાવી પ્રગટ કરવો.

આ દરખાસ્તને મી૦ શીઉલ અનુસરતા થયા, અને બોલ્યા કે આ કામનુંછે કે પેહેલું તે ઉપર તકરાર કર્યા વગર બેહુ આગગાડીઓ અને નેહેરો શા માટે ન કામ આવે એ ઉપર વિચાર થવો જોઈએછે અને તેહેના મત પ્રમાણે આગગાડીઓ નેહેરો કરતાં વધારે અગત્યનીછે. રૂનાં દુકાળની વેળા હિંદુસ્તાનનાં મધ્ય પ્રાંતોમાં જે સુકાળ આવ્યો તે આગગાડીઓને લીધે હતો. તેહેના વિચાર પ્રમાણે વીશ વર્ષમાં એક અબજ રૂપીઆ કાંઈ ઘણા ન કેહેવાય.

મી૦ જયાર્જ કેંપબેલ અધ્યક્ષનાં મતને ટેકો આપ્યો અને બોલ્યા કે આ બાબદનો વાદવિવાદ ખરે લાભકારીછે તોપણ પારલ્યામેંટ હિંદુસ્તાનની હાલત ઉપર ચીત લગાડે એ બનતું કેવળ જરૂરનુંછે. જ્યારે કંપની સરકારનાં હાથમાંથી એ રાજ્ય રાણી સરકારને સ્વાધીન થયું ત્યારે સઘળાઓને આશા હતી કે

હવેથી પારલ્યામેંટ હિંદુસ્તાનના ભલાં અર્થે ઠીક લક્ષ દેશે પણ તે આશા નિ-ષ્ફળ થાયછે અને પૂર્વે જેટલું લક્ષ આપવામાં આવતું હતું તેમાં પણ વિશેષ ઘટાડો થઈ ગયોછે. આગગાડી સારી કે નેહેરો સારી તે ઉપર વાંધાઓ ઉ-ઠાવી તકરાર કરવાને ઠેકાણે ફકત આગગાડીઓજ ઉપયોગીછે કે નહી અને તે ઉપર ખરચેલા રૂપીઆ નફા ભરેલી રીતે વપરાયાછે કે નહીં તેહેનો નિકાલ ક-રવો જોયેછે.' મારા મત પ્રમાણેતો વીસ વર્ષના અનુભવ ઉપરથી કોઈ પણ એમ નહી કેહેશે કે હિંદુસ્તાનમા બાંધેલા રેલવેનાં બાંધકામોથી એ દેશને લાભ નથી થયો, એટલુજ નહી પણ હવે પછી વધારે ફાયદો થવાની આશા રાખી શકાયછે. ભાષાણ કર્તા કેહેછે કે દસમા એક જણ આગગાડીમાં મુસાફરી કરતો હશે પણ એમ કેહેવુ ભૂલ ભરેલુંછે. ત્યા જેણે લાંબી મુસાફરી કરવી પડે તે-ઓ સઘળા આગગાડીઓમાજ કરેછે. વળી નિમકની જગાત વિષે ભાષાણ કર્તાના વિચાર સાચાછે.

મી० ડેંટે અભીપ્રાય આપ્યો કે હિંદુસ્તાનમાં આગગાડીઓ ઉપર ઘણો ખરચ થાયછે એ વાત ખરીછે પણ એથી લાભ થયો એમાં શક નથી.

મી० હાઈડ કલાર્ક બોલ્યા કે હિંદુસ્તાનમા નેહેરોના બાંધકામની તે હીમાયત કરેછે, તોએ ભાષાણ કર્તાના કેટલાક મતોને હું મળતો નથી એમ નથી. એક દમ આગગાડીઓને તુચ્છકારી કાહાડવાની ભાષાણ કર્તાની મતીને તે સ્વીકારતો નથી. દેશના લાભને અર્થે તથા રૈયતના ભલાને અર્થે જેટલી નેહેરો તથા નાળાઓની અગત્યછે તેટલીજ આગગાડીઓની પણ અગત્યછે.

સર આર્થર કાટને જણાવ્યું કે તેહના ભાષાણનો હેતુ કોઈ હેતું જણાવવાનો નથી કે હિંદુસ્તાનમા આગગાડીઓ ઉપર એક બદામનો ખરચ ન કરવો પણ તે પુરતી તપાસ કરીને કરવો, તેહને પોતાના નિબંધમાં ઘણા અભીપ્રાય આપવાને બદલે સઘળી બીના જાહેર કરીછે.

આ પછી સર આરથર કાટનનો તેહના નિબંધ માટે ઉપકાર માની સભા વીસર્જન થઈ.

---

## તા૦ ૧૧ મી જાનેવારી ૧૮૭૦, અને મંગલવારે પાછલા પોહોરનાં મળેલી સભા.

એડવર્ડ બિ ઈસ્ટવિક ઈશા૦ એમ પી—અધ્યક્ષ.

### મુંબઈની રીજમીટનાં આગલા ડાકટર ગ્રહામે નીચે લખેલો નિબંધ વાંચ્યો હતો.

### વિષય—હિંદુસ્તાનની ટેકડીવાળી જગ્યાઓમાં ઉદ્યોગી યુરોપ્યનોની વસ્તી કરાવવા વિષે.

---

હિંદુસ્તાનમાં ઉદ્યોગી ગુસ્થાન સ્થાપવાની બાબદમાં ઘણીક અડચણો હમે ષ નડતી આવીછે. જુદી જુદી જગ્યાઓનુ તેમા સારૂ જ્ઞાન જોઇએછે, અને તે વારેઘડીએ એટલુતો અગત્યનું હોયછે કે તે ઉપર પુરતો ઈતબાર રાખી શકાતો નથી, અને એટલા માટે આ બાબદ વાંચનારાઓએ તથા સાંભળનારાઓએ ઘણી છુટ મેલવી જોઇએછે.

હિંદુસ્તાનની સઘળી પ્રજા ઉપર બ્રિટીષ સરકારે મોહોટા આશીર્વાદ રેડ-યાછે અને એ મયાળુ સરકારના ત્યાના આવતીઆઓએ અને કારભારીઓએ જે દાહાપણ અને બુદ્ધીથી હાકમી ચલાવીછે તે ખરે આશ્ચર્ય પામાડવા યોગ્યછે.

હિંદુસ્તાનનો ઈતિહાસ ત્રણ જુદા જુદા ભાગોમા વેહેંચાઈ શકાયછે.

૧—બ્રાહમણો અથવા આર્યનો જેઓએ પ્રથમમા ઉત્તર તરફથી ઉતરી આ-વી સપાટ ભુમી ઉપરના અસલી રેહવાસીઓને સરણ કરી પેહલુ યાને બ્રાહ્મ-ણ અથવા હિંદુ કુળ સ્થાપ્યુ.

૨—તેઓની પછવાડે મહમદીઆન લોકોએ ઉત્તર તરફથીજ નિકળી આ-વી જય મેળવ્યો અને આખાં હિંદુસ્તાન ઉપર ફરી વળી મહમદીઆન વંશની સ્થાપના કરી.

૩—ત્રીજુ રાજ બ્રિટીશોનુ થયુ, અને સ્થાપના કરતા તેઓની સેહેનવાહત વધારે મજબુત હતી. જે હાલ મહારાણી વિક્ટોરીયાના તાબા તળે હિંદુસ્તાન ઉપરનું ત્રીજુ વંશ કેહવાયછે.

આ છેલા વંશે બીજા આગળા કરતાં કેવળ જુદીજ રીતે પોતાનુ રાજ્ય ચલાવવા માંડયુ. ઉત્તર દીશા તરફથી અગણીત જથાળા મુસલમાનોની મુઆ-ફક એક હાથમા નાગી તરવાર પકડી "મોહત અથવા દીન" ના પોકાર માર-તા અને હિંદુ મુર્તી પુજકોને બીહીવડાવતા, તથા હિંદુસ્તાનની રસાલ ભુમીનો લય કરતા આવવાને ઠેકાણે યુરોપની પશ્ચિમે એક છેડેનાં ટાપુમાં વસતા, આ બ્રિટીષ મહાજનીઓએ, હિંદુસ્તાનના લોકને અણજાણ્યા એક વ્યપારીની નમ પેરી તરીકે આ ભુમી ઉપર પગ મેલ્યો.

આ વ્યપારી લોકોએ અનુક્રમે પોતાનો પગપેસારો વધારી રાખ્યો પણ તે

સઘલાંનું કારણ ત્યાંના દેશી લોકોની પોતપોતામા ગેરસમજુતીને લીધે હતું. જો તેમ ન હોતતો આજ લગાણ એ પરદેશીઓ સાધારણ વ્યપારીઓની અ વસ્થામાજ રેહત.

હવે કોઈ હેવો પ્રશ્ન કરે કે હિંદુસ્તાનની નિરોગી પણ થોડી વસ્તી વાળી ઘણીક જગ્યાઓ ઉપર યુરોપ્યનોના ઉદ્યોગી સંસ્થાનો સ્થાપ્વાની આપણને શું સત્તાછે, તો તેહનો ઉત્તર એજ કે આપણો જયનો હકછે. જે હકથી બીજાઓએ પૂર્વે એ રાજ ધર્યું હતુ તેજ હક આપણો પણછે. હિંદુસ્તાન અસલ કોણનુ છે ?

આગગાડીઓ માટે જમીન આપવાને સરકારને અગાઉ કાંઈભી અડચણ નડી ન હતી તો હવે સંસ્થાનો માટે તેમ શા માટે થવુ જોઇયે ?

આગલા જણાવ્યા ઉપરથી સ્પષ્ટ માલમ પડશે કે બીજાં બ્રિટીષ સંસ્થાનો કરતા હિંદુસ્તાનનુ રાજ્ય કેવલ જુદીજ જાતનુંછે. ત્યાની જમીન, ઉપજ, નિપજ અને ધારા કેવલ મહારાણી તથા પારલ્યામેંટનાજ સ્વાધીનમાછે.

ઘણેક ઠેકાણેથી વારેઘડીએ એમ એસારો કરવામા આવેછે કે આપણને હિંદુસ્તાન સાથ કાંઈ લાગતુ વળગતુ નથી. પણ આપણા એ પશ્ચિમ રાજનો જો પરાજય થાયતો યુરોપખંડના સઘળા રાજ્યો વચ્ચે તથા એશિઆખંડ મધેથી આપણી સઘળી સતા ભસ્મ થાઈ આપણુ રાજ દુર્બળ થઈ જાય. ઘણીવાર હેવુ કેહવામા આવેછે કે હિંદુસ્તાનના દેશીઓ હેવા વિદ્વાન અને ચંચળછે કે પોતાનુ રાજ્ય અને અધીકાર ચલાવવાને તેઓ પુરા શક્તિમાનછે અને યુરોપ્યનોનાં સંસ્થાનો કરવાની ત્યા કાંઈ અગત્ય નથી. વળી ત્યાંની ઉપજ નિપજનો વધારો કરવામા તથા ઉદ્યોગનો પસારો કરાવવામા સરકારે સહાય થવુ જોઇયે કારણ કે હેવી કોઈભી બનાવટ ગુઢ ભરેલી અને અઘડી નથી જે દેશીઓ શેહલાઇથી ન શીખી શકે અને જેમા યુરોપ્યનો કરતા વખતે ચડતા પણ નિકળી શકે.

અંહકાર વગર એમ કેહવાઈ સકાશે કે આ સઘલા અભિપ્રાય જેઓ ઉપર આપણી સરકાર વર્તેછે તે કેવળ અશુધ્ધછે અને જો એ પ્રમાણે જાહાજા દાહાડા ચાલશે તો આપણા દેશના કારીગરોને નુકશાન થશે, એટલુંજ નહીં પણ દેશીઓને પોતાનેજ ઘણો તોટો જશે અને છેલુ આપણી સત્તાને ભારી ધોકો પોહોચશે.

લાર્ડ ઉવિલ્યમ બેંનટીક જેવા અને લાર્ડ મેટકાફ જેવા રાજ્ય અધીકારીઓએ અભિપ્રાય આપ્યાછે કે બ્રિટીષ હિંદુસ્તાનનુ ભવિશ્યમાં કલ્યાણ કોઈજ નહી પણ યુરોપ્યન સંસ્થાનોથી થશે, અને આ મત ઘણાક ઇંગ્રેજો અને તેમજ દેશીઓએ સ્વિકાર્યુછે.

બ્રિટીષ સસ્થાનોને યોગ્ય થોડીક ટેકડી વાળી જગ્યાઓનું હવે વર્ણન આપ્યેછે.

ચિંડવારા અને માહાધેવની ટેકડીઓ—નાગપોરની ઉત્તર દક્ષણે

૭૬ મૈલ દૂર ચિંડવારા આવેલુ છે, ત્યાંની હવા નિરોગી અને શીતળછે અને હવા ફેરને માટે ત્યાં આપણા લશકરનાં સીપાહીઓને મોકલવામાં આવેછે. ત્યાંની જમીન રસાળછે અને સઘળે લાલ પથ્થર જોવામાં આવેછે, અને રૂનાં પાકને લાયક ૧૫૦૦૦ એકર જમીન ધારવામાં આવેછે. હમણા હમણાજ ત્યાં કોલસાની ખાણોની શોધ થઇછે.

ઉપલાંજ મથકની પડખામાં સાતપુડાની ટેકડીઓની હરોલમાંજ માહાધેવની ટેકડીઓ આવેલીછે. અહીઆંથી દોડતાં સઘળાં નાળાંઓના તળીઆમાંથી મણોખરો કોલસો માલમ પડયોછે પણ તે આગગાડીઓ માટે કામે લગાડવા તૈઆર કરવાને ખાણ ખોડનારા હુશીઆર કારીગરોની અછતછે. વળી નર્મદાની ખીણમાં પુષ્કલ લોઢાંની ખાણો મળી આવેછે અને તે લોઢું હાર પાડવાને નક્કી યુરોપ્યન કારીગરો જોઇએછે.

સાતપુડાની ટેકડીઓની શીતલ હવા, વનસ્પતિ વગરે, સંસ્થાન કરવા લાયકછે અને તેથી આપણા સલાટોને, ખાણ ખોડનારાઓને, લુહારોને અને સઘળી વરણનાં કારીગરોને પુરતું કામ મળશે હેવું સાબિત કરવાનો આપણે યત્ન કરયોછે અને એતો ખાત્રીછે કે ચંચલ હિંદુ અથવા મુસલમાન કારીગરો કરતાં યુરોપ્યન કારીગરોનો ખર્ચ કાંઇ જાહાજો બેસશે નહી.

ખસ્યાની ટેકડીઓ—સંસ્થાન સ્થાપવા લાયક બીજી જગા માટે હવે આપણે મોહોટી નદી બ્રહ્મ પૂત્રની પેલીમેર હિંદુસ્તાનની પૂર્વ તરફ જઇએ જ્યાં મહમદીઆનો પોતાનો કાબુ કોઇ વેળા લઇ ગયા ન હતા. ખસ્યાની ટેકડીઓ આસામની મોહોટી ખીણની દક્ષીણે આવેલીછે. આ સપાટ ટેકડીઓ ઉપર મોહોટાં ધાસ વાળાં ખેતરોછે અને મેદાનો માહેથી ઘણીક નદીઓ વેહછે. વળી આખી ખીણમાં પુષ્કળ લાકડાનાં જંગળોછે. ત્યાંની હવા ઘણી કુશલછે કોઇ વેળા જાહાજી હિંમ પડેછે પણ પાકનો નાશ કરે એટલી બધી પડતી નથી. જમીન એકદમ રસાલછે કારણ કે ત્યાંના રેહવાશીઓ પોતાના નિર્વાહ માટે પણ ભાત રોપતા નથી અને બાહિર ગામથી લાવેછે. ભાત પછી બાજરી; પોટેટા—મકાઇ વગરે રોપવા લાયક જમીનછે. પોટેટા ઘણા જહડપથી ઉગેછે અને સારા સમયમાં ઘણા ખાતર સાથે ત્રણ મણ રોપ્યાથી હેંશી મણનો પાક ઉતરેછે. ખેડણીનો હુનર ત્યાં ઘણો બાળ્યાવસ્થામછિ અને રેહવાસીઓનો મોહોટો ભાગ ખેડુના કામમાં બળદયાઓને, આણવાની છીટ રાખેછે. ત્યાં ટેકડીઓ ઉપર ઢોરોની નિપજ ઠીકછે અને ખસ્યાના લોકો ગઉમાસ ખાનારાછે. વળી ઘોડાની ઉત્તપતી સારી થાય હેવુંછે. ટુકામાં સઘળી જાતનાં યુરોપી અનાજ, મેવા, ફળફળાડી વગરે ત્યાં થાઇ શકે હેવી એ જમીન રસાલછે. ટેકડીઓ ઉપર કોલસો, લોઢું તથા ચુનો વારેઘડીએ પુષ્કળ મળી આવેછે. લોઢાંની જાત હેવીછે કે તેમાંથી તીખું લોઢું ઘણું સારી જાતનું બની શકે અને તેમાંથી યુરોપ્યન વસનારાઓને સારી રોજી મળે.

હિંદુસ્તાનના સરસ્થાનોમા જતા યુરોપ્યનોને, જાહાજો દારૂ પીવાથી જરૂર અટકાવવા જોયેછે, કારણ કે હિંદુસ્તાનમા તેઓ પોતાની આરોગ્યતા ખોઈ આવેછે તેહનુ મુખ્ય કારણ તેઓના કેહવા પ્રમાણે ત્યાની હવા પાણી નહી પણ તેઓનુ અતિશય દારૂનુ વ્યસનછે

આસ્યાની દક્ષીણે આસામ જવાનો રસ્તોછે આ ઠેકાણે જો કારીગરોનુ એક ઉદ્યોગી સસ્થાન સ્થાપતો તેઓ નાસરે અથવા એક સડક ઉપર ચાલનારી ગાડીઓના બાધકામ અથવા આગગાડી પણ બાધી શકે હાલ આસામમા ય ત્રકામ કલકતાથી આવેછે પણ જો હુનીયાર સુથાર, લોહારો સ્થાપતો એની જરૂર રેહ નહી અને વળી ત્યાની ઉપજ જે હાલ પડી રહીછે તે કામે લાગે

દારજીલીંગ—સ સ્થાનો કરવા બાબે વારેઘડીએ એક સાધારણ વાંધો ઉઠાવ્યામા આવેછે તે એ કે "શુ હિંદુસ્તાન વસ્તીથી ભોઈ જવુ નથી અને તેવી સ્થિતિમા વધારે લોકો ત્યા મોકલવા એ શુ યોગ્યછે? અને તેહનો ઉત્તર એ કે મેદાનો અને સપાટ જમીનો ઉપર ત્યા વસ્તીછે ખરી પણ ટેકડીઓ ઉપર કાંઈ જાહાજી નથી, અને ત્યા આપણા અને બીજા દેશોના નવા રેહવાસીઓ વસી શકે હાલમા તેવુ એક સસ્થાન દારજીલીંગમા સ્થાપ્યામા આવ્યુછે આ જગ્યા ઉચી ટેકડી વાળી અને મધ્યમ પ્રતનીછે અને કલકતાથી આશરે ૩૦૦ મૈલ દૂરછે ત્યાની વસ્તી પેહલા જે ૪૦૦૦) થી ૫૦૦૦) ની હતી તે બે વર્ષમા વધીને બમણી થાઈ ગઈછે અને ત્યાના યુરોપ્યનોના હાથ તળે ચાકરી રેહવાને ભુતાન ટીબેટ અને નિપાળના લોકો પુગી પડેછે ત્યા જણમેલા યુરોપ્યન બાળકો વિલાયતના જેવાજ નિરોગી અને કડણ રેહછે

કુમાઓન—દારજીલીંગના વાયવ્યખુણામા આસરે ૬૦૦ મૈલ દૂર એક ઘણીજ કુશલ જગ્યામા પ્રિરીયાનુ કુમાઓન પરગણુ આવ્યુછે ત્યાના મા હાન મેદાનો અને ઝાડવાઓ સાગ થાયછે હિમાળયની તળેટીમા આવેલી જગ્યાઓમાથી જે પુષ્કળ લોઢુ મળી આવેછે તેહનો ઉપયોગ ઘણો સારો થાઈ શકે અને હુશીયાર કારીગરો વિલાયત કરતા પણ ઓછે ભાવે લોઢુ અત્રે પુરૂ પાડી શકે ત્યાના જગળોમા ઉગતા પાઈનના જાહાડોમાથી તરપીનટાઈન તેલ નિકળી શકે આ સઘળુ કામ વિલાયતની ખાનગી વેપારી પેઢીઓથી કદાચિત પણ ન થાય, પણ ઉદ્યોગી, કાબેલ અને કુટુબવાળા ઇગ્રેજોએ ત્યા પોતે જઈ વસવુ જોઈએ વળી જગળોમા રેશમ વગેરેની ઉત્તપતી થાય છેછે અને તેથી વણકરો વગેરેને પણ કામનો તોટો ન રેહ

ડેરાડુન—ઇગ્રેજી અમલદારો વગેરેને હિંદુસ્તાનનો ઘણો થોડો અનુભવછે તેઓ વારેઘડીએ ભુલ કરેછે અને કેહેછે કે અમેરીકાની માફક હિંદુસ્તાન ઇંગ્રેજોને રેહવા લાયક નથી, પણ એમ કેહવુ ખોટુછે કમાઓનની પડોશમા અને હિમાલયની તળેટીમા ડેરાડુનની એક ઘણીજ રમણિય ખીન આવીછે તે કલકતાથી ૧૨૦૦ મૈલ દુરછે.

ઇંગલાંડથી કારીગરો અને વસનારાઓ જે મોકલવામાં આવે તે હલકાં કુલના, નિચ અને બેદરકાર છાકટા લોક, જેઓને દેશી વત્નીઓ પણ ધીક્કારે અને જેઓને જોઈ તેઓ પણ બગડી જાય, એવા ન જોયે પણ મજબુત ઉદ્યોગી, શીખેલા અને ચંચલ લોક જોઇએ, હેવા નહીં કે જેઓને વિલાયતમાં કામ ન મલતું હોય; પણ જેઓ જુવાન હોય અને કાંઇભી નવું પ્રાક્રમ ઉઠાવવાને તત્પર હોય તેઓ ગરીબ અને વિવેકી હોવા જોઇએ અને મુખ્યત્વે કરી તેઓ પરણેલા હોવાની જરૂરછે.

બીજા સંસ્થાનવાલાં ઠેકાણાં કાંગરા, ચંબા, કુલુ વગરે જગ્યાઓછે.

કાંગરાં એ પંજાબમાં આવ્યુંછે, ત્યાં ચાહાનો પાક ધીમે ધીમે થવા લાગ્યોછે. ત્યાં કોઈ વેળા જાહાજ ગરમી પડેછે.

ચંબાનુ મથક આસરે ૩૨૧૬ ચોરસ મૈલ વીસ્તારમછે અને ત્યાંની રચના ઘણી જોવા જોગછે. એ માહિંથી રાવી અને ચીનાબ નદીઓ વહેછે. ત્યાંનો રાજા રજપુતછે. ત્યાં સ્લેટ, ત્રાંબું, લોઢું, પ્લંબેગો અને શીસુ મળી આવેછે.

કુલુની આબોહવા ઘણી શીતલછે. આ જગ્યા આસરે ૬૦ મૈલ લાંબીછે અને ૧૦ થી ૧૫ મૈલ પોહોળીછે.

ઉપર જણાવેલાં અને એવાંજ બીજાં મથકો ઘણાંઓછે પણ તેઓનું લાંબુ વર્ણન આપવાનું કેવળ અવશ્યછે. તેઓની ઉપજ નિપજનાં આપેલા થોડા હેવાલ ઉપરથી માલમ પડશે કે ઉપલી જગ્યાઓ ફળવંત અને રસાળછે અને તેમાં યુરોપ્યન કુટુંબો આવી રેહવાથી ઘણો ફાયદો થાય. વળી તેઓને ત્યાં મોકલવા માટે વાહાણો, આગબોટોની જોગવાઈ ઇંગ્રેજ સરકારે કરી આપવી જોઇએ, અને ત્યાં પોહોંચ્યા પછી તેઓને જમીનો મૂફત આપવી જોઇએ તથા તેમનાં બાળકોને શીખાડવા માટે નિશાળો વગરે સ્થાપવી જોઇએ. વળી પેહલ વેહલાં એ સંસ્થાનીઓને પુરેપુરા ઠેકાણે પડે ત્યાંસુધી નાણા પણ ઉછીકાં આપવાં જોઇએ.

હિંદુસ્તાનથી બ્રિટીષ રાજને અતિઘણા ફાયદા થયાછે; અને એ ભૂમી હાલ ને કાળતો મહારાણીની અને પારલ્યામેંટની મીલકત કેહવાય, પણ એટલું યાદ રાખવું જોઇએછે કે તે માત્ર રાજ્યનીજ મીલકત નથી તે બ્રિટીષ લોકોની પોતાની મીલકતછે. એ શાહાનશાહત મેળવવામાં ઇંગ્રેજી સીપાહીઓએ અને ખલાશીઓએ પોતાના પ્રાણ ખોયાછે માટે તે દ્રવ્યવાન ભૂમીમાં ભાગ લેવાને આપણા કારીગરોનો અને મંજુરોનો હકછે, અને તેમ કીધાથી આપણને તેમજ દુંયાંના દેશીઓને અગણીત લાભ થશે.

---

આ ભાષાણ વંચાઈ રેહવા પછે મી૦ હાઈડ કલાર્કે અભિપ્રાય આપ્યો કે ડાક્ટરે ચાહાએ જે જણાવ્યું તે ઉત્તેજન આપવા યોગ્યછે. એ વાદવિવાદ એક

## તા૦ ૨૮ મી જાનેવારી ૧૮૭૦ અને સુક્રવારે મળેલી સભા.

ઇ બી. ઈસ્ટવિક ઈ૦ એમ પી—અધ્યક્ષ.

નીચે લખેલો નિબંધ ઈલટયુડસ પ્રીચાર્ડ ઈ૦ એફ. એસ એસ. બારીસ્ટર એટલા એઓએ વાંચ્યો હતો.

## વિષય—બ્રિટીષ સરકાર અને દેશી રાજ્યો વચે સંબંધ.

---

બ્રિટીષ ઇંડયા વિષે સતાવાળા લખનારાઓમા પ્રવિણ માલકમ પોતાના ઈતિહાસના બીજા પુસ્તકના ૬૦ મા પાનામા નિચે પ્રમાણે અભિપ્રાય આપેછે.

"પીનધારીઓ અને મરાઠાઓ સાથ લડાઈમા ફતેહમંદ ઉતરવાથી લાર્ડ હેસ્ટીંગસે બ્રિટીષ રાજ્યને હિંદુસ્તાનમા સર્વેથી ચઢતુ રાજ્ય જાહેર કર્યું, અને હિંદુસ્તાનમાં સમાધાની રાખવા અને વાંધા ચુકવવાની લવાદી પણ તે રાજ્યને સોંપી. ઇંગલાડમાં એટલાતો મત ફેર પડી ગયો કે આગાઉ એજ વિચારને સ્વપ્નના સરખો ગણતા હતા તે હવે વગર વાંધે બાહાલ રાખવામા આવ્યો." આ બનાવથી બ્રિટીષ ઇંડયામા એક કેવળ જુદોજ સમો આવી લાગ્યો અને આ પણ પેહલ વેહલા ત્યાના દેશી અને આપઅખત્યાર રાજ્યોનાં સબંધમા આવ્યા અને તે બાબદ વિષે આ પત્રમા વાદવિવાદ કરવાનો વિચારછે. આ બાબદ વિષે ઇંગલાડમા કાંઈ જાહાજી દરકાર નથી. પણ હિંદુસ્તાનમા એ બીના અમૂલ્યછે, અને જો આપણે બ્રિટીષ રાજ્યને સર્વેથી ચઢતુ ગણવા માગતા હોઈએ તો સારૂ રાજ ફક્ત હિંદુસ્તાનની બાજ હદની અંદર ચલાવવાની તજવીજ કરવી અને વધારે માતબર લોકોના અને દેશી રાજ્યો તથા તેમના રાજ કર્તાના ભલા ઉપર ધ્યાન ન આપ્યે તો આપણે તેમની સેવા પુરેપુરી કરેલી ન કેહવાય.

હિંદુસ્તાનના નકસા ઉપર નજર ફેરવીશુ તો સેહજ જણાશે કે એશિયાખંડનો કેટલો મોટો ભાગ હજુ સુધી બ્રીટીશ રાજ સાથ નાહાનો સબંધ ધરાવેછે. સાહુકારી રાજ્યો સાથે ગણના આપઅખત્યાર રાજ્યોમા ૬૯૦૩૬૧ ચોરસ મૈલ જમીન આવેછે અને તેમા આસરે ૫૩૦૦૦૦૦૦) માણસોની વસ્તીછે. ખંડનો આ ભાગ ઘણાક નાહાના નાહાના રાજ્યોમા વેહેંચાઈ ગયેલોછે, તે દરેક ઉપર એક રાજકર્તા રાજ ચલાવેછે અને તેહને તેહના કારભારમા તેહની દરબાર અથવા તેહના અમીર ઉમરાવોની સભા મદદ કરેછે. આ રાજ્યોમાથી સર્વેથી મોહોટા અગત્યના રાજ્યોમાં એક બ્રિટીષ અમલદાર રેહેછે તેહને રેસીડંટ કેહેછે અને જે બ્રિટીષ રાજ તરફના એલચી યાને પ્રધાનનુ કામ બજાવેછે. હાલનાં કરતા આગાઉ રાજ્યોમા રેસીડંટો વધારે હતા. હાલ નિયમ ઠેરવોછે કે દેશી રાજ્યોમા એક અધિકારી પોલીટીકલ એજંટને નામે રેહેછે અને એવા ઘણાક રાજસ્થો ઉપર વળી એક ઉપરી રેહેછે. જેમકે રજપુતાના પ્રાંતનો ગવર્નર જનરલનો અધિકારી ત્યાં છેક સતલજ નદી ઉપર ફીરોઝપોરથી ઇં-

ગ્રેજી રાજ તરફથી દેખરેખ રાખેછે. તેજ પ્રમાણે ગવર્નર જનરલનો મધ્ય હિંદુસ્તાનનો આડતીઓ, શીંધીઆ અને હોળકર તથા ભોપાળની બેગમના રાજ્યો પેર નજર રાખેછે. દક્ષીણ હેદરાબાદનુ સંસ્થાન અથવા જે નિઝામના સંસ્થાનને નામે ઓળખાયછે ત્યાં હજુ રેસીડંટ નેમેલાછે. રેસીડંટ અને પોલીટીકલ એજંટ વચ્ચે ફેર માત્ર એટલોજ કે રેસીડંટ પોતાનો સરજો વ્યવહાર પાધરો ગવર્નર જનરલ સાથ અથવા "ફારેન ડીપારટમેંટ" ના મંત્રી સાથ રાખેછે પણ પોલીટીકલ એજંટનુ સઘળુ કામ તેહના વડા યાને ગવર્નર જનરલના આડતીઆની મારફતે "ફારેન ડીપારટમેંટ" મા થાયછે. ઘણીક વેલાએ જ્યારે કોઈ આપખત્યાર રાજ્ય છુટું પડેલુ હોય અને બ્રિટીશ ભૂમીની હદમા આવ્યુ હોય ત્યારે તે ઉપર દેખરેખ રાખવાનુ કામ તે રાજ્યની પડોશમા આવેના બ્રિટીશ સંસ્થાનના ઉપરીનેજ સોંપવામા આવેછે. એ રીતિનુ રાજ્ય પતીઆળાનુંછે. પતીઆળાના માહારાજાની દરબારમા પોલીટીકલ એજંટ નથી, પણ સઘળુ કામ અંબાલાનો કમીશનર ચલાવેછે. વળી કેટલેક ઠેકાણે કેવળ જુદીજ રીતિ વાપરવામા આવીછે પણ મુખ્ય ત્વે કરી સઘળી જગ્યાઓમા તો ઉપર વર્ણવેલીજ રીતિ ચાલેછે. આ સઘળી વાતતો સર્વે કોઈને માલમછે પણ કદાપિ કોઈ વાચનાર અનજાણ્યો હોય તે માટે ઉપર આપેલી વિગતની જરૂરછે.

હિંદુસ્તાન જેમછે તેમ જોતા અને હિંદુસ્તાન જેમ હેવાલોમા, રીપોર્ટોમા અને લખનારાઓના ચરીત્રમા જેમ ચીતરાયુંછે તેમા ઘણો ફેરછે. બીજાઓ આપણે વિષે શું ધારેછે અને આપણે પોતે કેવી સ્થીતિમા છઈએ એ જાણવુ કોઈ વેળા સારૂ લાગેછે/પણ હિંદુસ્તાનમા બ્રિટીશ રાજ વિષે દેશીઓના વિચાર આપણને ઘણા રાજી કરશે નહી/અલબતા એ દેશીઓના વિચાર કાંઈ તદન ખરેખરાછે હેવુ કેહવાઈ સકાશે નહી. પણ એટલુ કેહવુ બસછે કે ઇંગ્રેજો જો એમ જાણતા હોય કે બ્રિટીશ રાજ્ય ઉપર દેસીઓ મોહી પડયાછે તો તેમ વિચારવામા તેઓની ભુલછે. આ સઘળુ કેહવાની કાંઈ અગત્ય પડતે નહી પણ ઘણાક લખનારાઓ ખરી બીનાને કેવળ જુદુ રૂપ આપેછે અને આપણા રાજ્ય કારભારમા દેશીઓનો પણ થોડો હાથ રાખી તરવારની ધાર પેર રાજ્ય ટકાવી રાખવા કરતા કાંઈ વધારે મજબુત પાયા ઉપર આપણી એ સાહાનશાહત સ્થાપવાની અગત્યછે.

/પણ દેશી રાજ્યોમા બ્રિટીશ વરતાર વિષેનુ ખોટું મત ઘણુંજ ભુલ ભરેલુ અને નાહકારકછે, તે મત કાંઈ રાજ્ય કારભાર કેમ ચાલેછે તે વિષે નહી. કારણ આપખત્યાર રાજ્યોમા રાજ્ય કારભાર ત્યાંનો રાજા નામને ધણી ચલાવેછે, પણ એ ભુલ એ રાજ્યો વચ્ચે અરસપરસ અને આપણા રાજ્ય સાથના સંબંધ વિષેછે. એક હાથ પેર એ રાજ્યોને જે વેળા આપણે આપખત્યાર રાજ્યો ગણતા હતા અને તેહનો સંબંધ આપણા સાથ ફક્ત કોલકરારથીજ હતો તે

વેળા, અને જ્યારે બીજા હાથ ઉપર ઉપલાજ રાજ્યોને આપણે ખાનગી મીલકત તરીકે લેતા હતા જેહને ત્યાં પોતાના નિયમો જાણે ચલાવવાની રજા આપી હોય, તે વેળા હવે વહી ગઈછે. છેલા પચાશ વર્ષમા અને મુખ્ય કરી છેલાં દશ વર્ષમા હિંદુસ્તાન ઉપર મોહોટો ફેરફાર થઈ ગયોછે, અને હજુ પછી થશે. તે ઉપર આપણે આંખ વિચીને બેશી રહીશુ અને જે રીતિઓ અને કળાઓ અગાઊની હાલતને યોગ્ય હતી તેજ રીતિઓ આ ફેરવાતા વખતને પણ કામે લગાડીશુ તો નક્કી આપણુ વાહાણ ખડક ઉપર અફડયા વગર રેહશે નહી. બ્રિટીષ ઇંડયા અથવા હિંદુસ્તાનમા ઇંગ્રેજોને હસ્તકનો મુલક દેશી રાજાઓ સાથ આપણો હાલનો સંબધ કાએમ રખવાને શકિતમાન નથી. આગગાડીની સડકો જે ઉપર એક દેશના બીજાતા વ્યપારનો મુખ્ય આધારછે તે પણ હાલના ચાલતા રવૈયા પ્રમાણે ઘણી અડચણો વગર બધાઈ સકાશે નહી અને દેશી સરદારો સાથના આપણા ખાનગી કોલકરારોથી તેમા કાંઈ જાહાજુ સેહેલ પડવા જેવુ નથી. રાજ્ય કારભારની નજરે જોતાંતો આ સંસ્થાનો સાથ કોલકરાર કરવા અને આપખત્યાર રાજાઓ સાથ સુલેહ તથા મીત્રાચારી રાખવામા ઇંગલાંડને લાભછે કારણ કે એ સરદારો પોતાના લોકો ઉપર ઘણો વગ ધરાવેછે. જોકે કેટલેક ઠેકાણે વળી દુર્ભાગ્યે જુલમ અને જાસ્તીની ફર્યાદ પણ સાંભળવામા આવેછે. હેની પણ વેળા આવશે કે જ્યારે એશિયા ખંડ માંહિલાં પારકાં રાજ્યો સાથ આપણે ભેલાઈ જઈ મધ્ય એશિયામાથી રુશીઆન વાળાઓનો પગદંડો કાહાડી નાખવાની યુકતી આપણે નિષ્ફળ ગણી રદ કરીશુ. આ યુકતીને ધકો મલ્યા પછે અને સારીપેરે નુકશાન ખમતા પછી છોડી દેવા કરતાં પૂર્વેજ છોડી દીધામા વધારે લાભછે. જ્યારે તે વેળા આવશે ત્યારે ઇંગ્રેજી રાજ્ય અધીકારીઓ જોશે કે હિંદુસ્તાનમા આપણી રાજ્ય નીતિ ફકત એ દેશમા આપણો પાયો મજબુત કરવાની અને ત્યા આગગાડીઓ વગરે વધારી નાખવાનીછે કે જેથી આપણી સરેથી વેગળી હદ આપણી પાને ગ્રેટ બ્રિટનની પડોશમા આવી જાય.

એક દેશની સ્થીતિમા સુધારો કરવાની પેહલી રીતિતો એજ કે તેના બચાવના ઉપાયો પેહલાંથી કરવા. કારણ તેમ ન થાયતો સુલેહના અને હુનર કળાના તથા કેળવણી વ્યપારના કામમા જે સારનો વપડાવો જોઇએ તે સઘલો લશ્કરી ખર્ચના ઉંડા ગારમા વપડાઈ જાય. બાહેરના હોમલાની ધાસ્તી માટે એટલુ કેહવુ બસછે. વળી હેવો પણ વખત આવશે કે જ્યારે ઇંગ્રેજો જાણશે કે ઇશ્વર કૃપાથી હિંદુસ્તાનની સરહદ હેવી મજબુત શીલમા જેવીછે કે કદાપિ અખંડ પૃથ્વિમા બીજી એવી ન હોય. મધ્ય એશિયાની બાબદમા ઘણાક ચોપાનીઆઓ નિકળેછે અને ભખાણો થાયછે અને તેના ભખનારાઓ આપણી સરહદના બચાવ માટે નાના પ્રકારની રીતિઓ બતાવેછે અને સૂચના કરેછે

પણ તે સઘળું ઇસ્વરે આપણે માટે તૈયાર મુકયુંછે અને ખોટી આપણી તેના હુકમ મુજબ ચાળવાનીજછે. પશ્ચિમ દીશાએ તથા વાયવ્યખુણામાં આપણી સ્થીતિ વિષે કેહતાં જેને આપણ આપણી ખામી સમજયે છઇએ તેજ ખરેખરું જોતાં આપણા મોટામાં મોટા બચાવનું મૂળછે. એ જંગળી અને આપખ્યાર લોકો જેઓ પંજાબની પૂર્વોત્તરે, સીંધના કીનારા ઉપર હજારા આગળથી લંબાતા પાહાડમાં વસેછે તેઓ માટે બોલુંછુ. હિંદુસ્તાનની ઉત્તર અથવા પશ્ચિમ તરફથી કાંઈભી વ્યવહાર ચલાવવો હોયતો આ પાહાડમાંથી ચલાવવો પડે અને જો એ પાહાડીઓ આ રસ્તો અટકાવી રાખે અને તેઓને ઇંગ્રેજો સહાય થાયતો આ રસ્તો પસાર કરવાનું કેવળ મુશકેલ થાઈ પડે. ઉપલા પાહાડીઓ સાથ જો મીત્રાચારી પડેતો હિંદુસ્તાનમાં દાખલ થવાના દરવાજા હેવાતો ચોકસ બંધ થાય કે પૃથ્વિ ઉપર કોઇભી તે ઉઘાડી શકે નહી. આપણી સરકાર રૂશીઆનોના તુર્કસ્થાનમાં કાબુ નરમ પાડવાને આપણી સરહદની બાહેર કોઇ ભાગો તુરગ રાજ્ય સાથ મીત્રાઈ રાખવાનો યત્ન કરેછે તે કરતા અને અફઘાનીસ્તાનમાં એકુ પક્ષવાળા જે આજે રાજ્ય ચળાવે અને કાળે નાહાશવા પડે તેવાઓને મદદ પોહોંચાડેછે તે કરતા, આ પાહાડી લોકોની નિમકહલાલી અને પ્યાર ઉપર જો આપણી સરકાર આધાર રાખેતો તે ઘણુ ડાહાપણ ભરેલુ કેહવાય. જે લોકો વારેઘડીએ લુચા અને દગાખોર કેહવામાં આવેછે તેઓની નિમકહલાલી અને પ્યાર વિષે બોલવુ એ કદાપિ કોઇને આશ્ચર્ય લાગશે. પણ ખરી વાતતો એછે કે આ પાહાડી લોકોની ચાલચલણ બીજા દેશના જંગળી પાહાડીઓથી કાંઇ કેવળ જુદી નથી, અને અનુભવ ઉપરથી કેહવાઇ શકાયછે કે તેઓમાં વગ ધગ ભાથી તેઓ પાસરા ઉતરેછે.

એવો વગ પૂર્વે બ્રિટીશ અમલદારોએ ચલાવ્યોછે અને હજુભી જો સરકાર ચાહે અને સરહદ માટે તેવાજ વખણાયલા અને લાયક અમલદારો ચુંટી કાઢવાનો શ્રમ લેયતો તે વગ ચળાવી શકે એવીજ હાલત હિંદુસ્તાનના માહેલા ભાગના બચાવનીછે. રાજ્ય નીતિની નજરે જોતા ઇશ્વરે આપણને શક્તિના સંપુર્ણ સાધનો અર્પણ કરયાછે અને તે હાથ કરવા માટે આપણે પાધરા માર્ગ ઉપર ચાલવુ જોઇએ, પણ બીજા હાથ ઉપર આપણે જો ખોટો માર્ગ પકડયે તો એજ સાધનો આપણી ખામીઓ અને નબળાઇ ગણાય અને વળી કેવળ ધાસ્તી ભરેલા થાઇ પડે.

આપણી જીંદગીના સઘળા વ્યવહારમાં અને રાજદ્વારી સઘળી ખટપટમાં ધુરંધરો. ધણી. પેશ. ફતેહમંદીના. ચીન્હ દેખાયછે અને, હિંદુસ્તાન, જેવાં, દેશમાં, તો જરૂર તે અગત્યનોછે. જે દેશ કોઇનાં પણ તાબામાં આવશે કે આસતે આસતે ઘણુ વધતુ જાયછે અને હિંદુસ્તાનના રાજઅધીકારીઓ જો પોતાના તરજના કામકાજમાંથી થોડુ સહાડી જોયતો તેઓને સ્પષ્ટ દેખાય કે જો આપણું

હિંદુસ્તાનનું રાજ્ય મજબુત કરવુંજ હોય અને જો રાજ્યને બાળક અવસ્થામાંથી કાહાડી તેહને હસ્તીજ આપવી હોય અને જો તેહની ઉપજ નિપજને વ્યપાર સુધારવાના હેતુથી અને સુધારાને કાજે વાપરવી હોય તો તેમ કરવાનો ઉપાય માત્ર એજ છેકે આપખત્યાર રાજ્યોને બ્રિટીશ રાજ્ય સાથ હેવી રીતે જોડી નાખવાં કે જેથી તેઓ પોતાના લાભને અર્થે અને સર્વેના ભલાને અર્થે એક મળતાં રેહે જેથીજ માત્ર તેઓના તથા આપણા રાજ્યોને પુષ્ટી મલશે.

હમણા લખવાની તથા બોલવાની હેવી ટેવ પડી ગઇછે કે હિંદુસ્તાનની સઘળી ધાસ્તી ફક્ત હમેશની માફક બાહારના હોમલાનીછે, પણ ખરી વાતતો એછે કે જો આપણે તે તરફ થોડીબી સંભાલ રાખીતો કેવળ નચીંત રહીએ. આપણી ખરી ધાસ્તી અને ખરો બચાવ એકમાંજછે અને તે ત્યાંની પ્રજાનો સ્વભાવછે અને મુખ્ય કરી આપખત્યાર રાજ્ય વાળાઓ જેઓ બ્રિટીશ લોકો સાથે બાહારોબારનો સંબંધ રાખેછે, આ વાતની કીમ્મત જો હવે આપણે નહી પીછાણી શકયેતો ૧૮૫૭ ના બળવાએ આપણને કાચો ઢડો આપેલો કેહવાય. આપખત્યાર રાજ્યો સાથે જો આપણને ઠીક હોય અને તેઓની મદદ અને અનુમતી આપણને એકમતી અને હોય તે સાથે આપણી પોતાની રઇએતનો આપણા ઉપર ચાહા હોયતો બાહારના હોમલાની આપણને કવચીતજ ધાસતી રાખવી પડે. પણ જો ઉપલી મદદ ન હોયતો કાંઈ બ્રિટીશ સત્તા પડી ભાગે એમ નથી પણ તે સત્તા ટેકવી રાખવાને બ્રિટીશ રાજ્યને ઘણો ખર્ચ પડે હેમાંબી કાંઈ સંશય નથી.

જુદાં જુદાં રાજ્યોથી મળતી મદદનું મૂળ તેઓની શક્તિ પ્રમાણે વધી શકાયછે, પણ એકુ છુટા રાજ્યની સઘળી સારી નીષ્ટા બગાડથી હોયતો તેઓને હલકાં પાડવાથી તેમ થાંઈ શકેછે. હાલ આપખત્યાર રાજ્યો સાથે આપણે જે રીતિ ચલાવ્યે છઇએ તે ઉપલું પરીણામ લાવવા યોગ્યછે. આપખત્યાર રાજ્યોનાં સરદારો કવચીત પણ જાણતા નથી કે બ્રિટીશ રાજ્ય વાળાઓ તેઓ સાથ કેમ વરતેછે. કોઈ વેળા એઓ સાથ બ્રિટીશો પારકાં રાજવાળાઓની માફક કામ ચલાવેછે અને જાણે ઇંગલાંડ સાથ તેઓ કાંઈ કોલકરારથી જોડાયલા હોય તેમ કાંઈ વાંધાનો મુકાદો અરસપરસ ધારાની રોહે મુકેછે. જ્યારે કાંઈ પસાર થઇ ગયલી બીનાઓમાં તેઓને પડવા ભાવતું નથી અથવા જ્યારે બે જણ લડતા હોય અને પોતાને બેહુ સાથ ભલા થવું હોય અથવા જ્યારે કોઈ સરદાર પોતાનાજ હકમાં નુકશાન કરવા માંગતો હોય તેહને નુકશાન વધારવા દેવાની તેઓની મતલબ હોય અથવા દેશી રજવાડામાંથી જ્યારે એકુ આગગાડી પસાર થતી હોય તે અટકાવવાની તેઓની મરજી હોય ત્યારે આવી વર્તણુક બ્રિટીશ રાજ વાળાઓ દેશી રાજ વાળાઓ સાથ ચલાવેછે. પણ વળી કોઈ વેળા તેઓ તેઓનાં રાજ્યોદમાં હાથ ઘાલેછે અને પોતાને

સાથે એક પોલીસ અમલદારની અને શીક્ષકની ફરજ ખેંચી લઈ રાજ્ય કારભારની નીતિ જબરીથી સીખવવા પડી જાયછે. આ વિચારે સઘળા રાજ્યોને, તેઓમાં હાથ ઘાલતા અમલદારોને, આપણી સરકારને પોતાને, અઘટીત રીતે અડચણ કરેલીછે જેથી એક નિમકહલાલ નોકર અને ઉપયોગી મીત્ર ફેરવાઈ જઈને એક અદેખો આશ્રિત થઈ રહેછે અને પોતાના તથા રાજ્યના લાભ માટે કાંઈ કરી શકતો નથી, કારણ તેના હૃદયમાંથી સઘળી આસ્તકાર ગુમ થઈ જાયછે. આપણા રાજ્યની શોભામાં વળી બીજો ઘટાડો આપણી "પોલીટીકલ એજનસી" ચલાવવાની રીતિથી થાયછે. આ "એજનસી" ઓમાં એક અમલદાર હિંદુસ્તાનના લશકરમાંથી દસથી પંદર વર્ષના અનુભવનો ચુંટી કાઢેલો હોયછે તેહની સાથે ઘણાક મેહતાઓ, લખનારાઓ મુનશીઓ, ચપરાશીઓ સેહેના હોયછે. આ વર્ગના લોકો સાથ ઉપલા અમલદારને કામ લેવું પડેછે કેમકે સઘળું કામકાજ દેશી ભાષામાં ચલાવવું પડેછે અને બીજું પરચુરણ કામકાજ અને જીંદગીની ચીજોને માટે પણ તેઓનીજ અગત્ય પડેછે આ લોકોને હિંદુ તથા મુસલમાન બનેજાતના લોકોમાંથી નિવડી કાઢવામાં આવેછે જેઓએ આપણી સરકારી નિશાળોમાં કેળવણી લીધેલી હોયછે. આ લોકો ચપળ, તીક્ષ્ણ બુદ્ધિના અને ચાતુર્ય હોવાથી પરચુરણ કામકાજ સેહજ સમજી લેયછે અને પછી પોતાના અંગ્રેજી વડાઓને ઘણા ઉપયોગી થઈ પડેછે આ લોકોની મારફતે અંગ્રેજો બીજાઓ સાથ વ્યવહાર ચલાવી શકેછે તેઓની મારફત વગર વડાઓ આગળ જવાઈ શકાતું નથી આ લોકોમાંનો ઓછામાં ઓછો એક જણતો જરૂર પોતાના વડાનો વીસવાસુ બીદમતગાર થઈ રહેછે પછે પોતે ગમે એ હોદ્દા ઉપર હોય. ઘણાક પોતાના વડા મેહતાને અથવા મુનશીને પોતાનો ખાનગી વીસાસુ નોકર બનાવી શકેછે, કે વાડો પોલીસ અમલદારોને કામે લગાડેછે અને વળી કોઈ વેળાએ તો ખાનગી ભેદુ પોતાનો વડો નોકરજ હોયછે તેહને જમાદાર અથવા ઘરના કારભારીનું નામ આપેલું હોયછે આ જાતના લોકોથીજ અને તેઓના પોતાના વડા સાથના વગને લીધેજ આપણી રાજનીતિ લોકોના નવદશાંશ ભાગને અણગમતી થઈ પડેછે લોકો સાથ પોતાને મેળાઈ જવું હોય અથવા તેઓનો વિશ્વાસ મેળવવો હોયતો તેમ કરવાની દેશીઓમાં અજાયબ જેવી તરકીબછે પોતાના દેશી વાહાલાઓ ઉપર આધારી વિશ્વાસ મેલ્યાથી અનુભવવાળા અમલદારોએ ૧૮૫૭ માં ખમવાના એવાતો દાખલાછે કે એ વાત હાલ કેહવત તરીકે ચાલેછે. પણ બીજી બધી રીતિ માફક ખુદગરી જુસ્સો હિંદુસ્તાનમાં જુદી રીતનો નથી. ઘણી વેળા એવું બનેછે કે પોતાના વડાનો વિશ્વાસ મેળવ્યા પછે એક દેશી પેહલું એ કરેછે કે તે વિશ્વાસઘાત કરેછે હિંદુસ્તાનમાં દરેક અંગ્રેજની આસપાસ એટલાતો દેશી નોકરો હોયછે કે મારફત વાળાઓને ફુરસદ

વ્યાથી અને નોકરોને ઘણીક પૈસાની લાલચ આપ્યાથીજ એકુ ગરીબ-દેશી સાહેબની હજુર જઈ શકેછે. આપણી હિંદુસ્તાનની રાજનીતીને માન મળતું નથી તેહનું મુખ્ય કારણ આજછે. કારણકે સઘલા નિચા કુળનાં પુરૂષોની માફક જ્યારે તેઓને સેહજથી સત્તા મલેછે કે આ કચેરીનાં કામદારો પોતાના સ્વદેશીઓ સામે અતિ કંટાળો ઉપજાવનારી પતરાજી દેખાડેછે, આ શીએસા તોએ નિચા કુલનાં સત્તાપર આવેલા કામદારોને હાથ અપમાન તથા જુલમ ખમવા કરતાં એકુ આબરૂદાર દેશી બીજું કાંઈબી ખમવાને તઈઆર થશે. આપણા ઘરમાં કોઈ આબરૂદાર દેશી મુલાકાત માટે આવે તેને દેશી નોકરો, ચપરાશીઓ, મેહતા અને હેવાજ બીજાઓ યોગ્ય સનમાન આપે હેવી ચોકશી રાખવાનું કામ આપણને કેટલું અઘરું થઈ પડેછે તે આપણા માહેના ઘણા જાણુને માલમછે. પણ જો ઈંગ્રેજી અમલદારની હાલત ચહડતી હોય અને તેહની મુલાકાતે આવનાર દેશી સાધારણ આદરસત્કાર માટેજ જો આવ્યો હોયતો આ અડચણ ઘણી વધી પડેછે.

આ સઘળી બીનાનો જો કોઈ ઈંગ્રેજને સેહેજ અનુભવ મેલવવો હોયતો તેણે વિચાર કરવો કે જાણે અત્રેના સઘલા માજીરતરેટો, અમીર, ઉમરાવો, ન્યાયધીસો અને જાહેર અમલદારોની આસપાસ લંડન શેહરના હલકી વરણના લોકો ફરી વળ્યાછે, જેઓ સ્વચ્છ કપડે અને થોડી કેળવણીએ કરી બાહેરથી આબરૂદાર દીસેછે, અને જેઓને આ ભુમીની સઘલી જાહેર કચેરીમાં કામે બેશાડી દીધાછે અને પોતાની મારફત વગર કોઈબી પુરૂષને જાહેર અથવા ખાનગી કામ માટે પોતાના વડા આગલ જવાનો અટકાવ કરતા હોય.*

આ રીતિથી જે અતિશયનું નુકસાન થાયછે તેમાં દેશી રાજ્યો સાથેનાં આપણા સંબંધમાં જેટલું થાય એટલું બીજું કશામાં થતું ન હોય—"પોલીટીકલ એજંટ" ની ફરજ સુછે અને તેહને કેટલી સત્તાછે તે બરાબર ન જણાયાથી જે રજવાડામાં તેને નોકરી હોયછે ત્યાં તેહની અને રાજાની વર્તણુક સારી હોયછે તો તેનો કાબુ પણ વધારે હોયછે. રાજા આળસુ હોય અને એજંટ ચંચળ અને કીર્તિનો લોભીઓ અને સત્તાનો ભુખ્યો હોયતો તે રાજ્યમાં તે ભોધમમાં મુખ્ય રાજ્ય કર્તા થઈ પડેછે. અથવા બીજા બોલામાં બોલીએતો વડા પ્રધાન સાથે મળી જઈને રાજ્યની સઘળી અગત્યની કારકીરદી પોતાને હાથ કરેછે. કદાપિ રાજાની ચાલ હેવીબી હોય કે એજંટનાં હાથમાં સઘળી સત્તા ન સોંપે તોપે દરબાર અને પ્રધાનોની મારફતે પોલીટીકલ એજંટનો એટલો વગ હોયછે કે તેહનું મયક સઘળું કાવા દાવાનું ઠેકાણું થાઈ પડેછે, કારણકે તે ધારે

* આ કચેરીના લોકોનો હિંદુસ્તાનમાં પોતાના વડા સાથના વગ અને તેઓના જુલમ અપ્રમાણીકપણાના જો કાંઈ સારાંશ મેળવવો હોયતો "રીવીલેશનસ આફ એન આરડરલી" નામનું એક નાહાનું પુસ્તક જોવું જે થોડા વરસ ઉપર બનારસમાં પ્રગટ થયું છે અને હિંદુસ્તાન માંહેના દરેક સતાવાળા ઈમે જાને અગત્યનું છે.

તેને અધીકાર ઉપરથી ખસેડી શકેછે  આપણા સ્વદેશીઓ ઉપર વિશ્વાસ મે લીને તેઓ સામે દેશીઓ જે બોલે તે આપણે રદ કરી સકીશું. દેશી રાજ્યોમાં નાહાની નોકરી બાજાઓએ નાણાની મોહોટી રકમ અને દ્રવ્ય એકઠું કરેલુંછે એ વાત સર્વેને જાણીતીછે  આ બાબદ ઉપર પરરાજ સાથે વહીવટ રાખનારા આપણા અધીકારીઓના અભિપ્રાય જેમકે સર સીસીલ બીડનના ઘણા અમુલ્ય થાઈ પડશે  પરંતુ આટલી વાતતો ખરીછે કે રાજકીય વહીવટ એવો બગડી ગયોછે કે એમાં આવી અનીતિ થયા વગર રહે નહી—અને તે પ્રમાણે અનીતિ ન થાયતો મોટી અજાયબ વાત સમજવી )

આ પ્રમાણે થયાથી દેશી રાજકર્તાઓમાં આપણે વીષે સઘળો આદરસતકાર જતો રહે અને સઘળું ગેરવાજબીપણે ચાલે તેમાં નવાઈ નથી/અને તેટલું છતાંભી તે બાહેર પડી આપણી નજર આગળ આવે નહી પણ જેમ કોલેરા એક જગ્યામાં સંતાઈ રહી જાએ કાંઈ કારણ મળે ત્યારે ઉભાઈ આવેછે તેમ આ અંધેરમાં વળી કાંઈ બીજું વધારે ટેકાનું કારણ મળ્યાથી તે આપણી આખમાં આગળ આવેછે  કારસ્તાનનું સઘળું બી એ ગુપ્તપણુંછે. એવાબી દાખલા બનયાછે કે જ્યારે બે જણ વચેનો તંટો ચુકવવાને પોલીટીકલ એજંટ અથવા તેહનાથી વડાને અથવા ખુદ સરકારને વચે પાડવામાં આવ્યાછે  આ વખતે પોલીટીકલ એજંટ ઉપર સઘળો આધાર રહેછે  બેહુ પક્ષવાળાઓ કારસ્તાનના કામ ચલાવવાને બનતી સઘળી તજવીજ કરેછે જે કેમ કરવું તે ઇંગ્રેજો કરતાં દેશીઓ વધારે સમજેછે, તેઓ વચે પડનારા સઘળાઓને બગાડેછે અને સઘળી એકતરફી વાતો બતાવેછે  એક મુકદમામાં બે સામાના દાવાની ઉપર ગુંચવણ લાવી મેળવાની એશિયાના લોકોની ચતુરાઈ અને તદબીર ઇંગ્રેજ થોડાજ સમજેછે, એટલુંજ નહી પણ એ બાબદમાં ન્યાયની જે તપાશ ચાલેછે અને તેમાં જે બારીક પુછપરછ થાયછે તે પણ સાચી વાત બાહાર કાહાડવાને શક્તિમાન નથી અને એટલું છતાંબી કોઈ મુકદમામાં જ્યાં ઘણી કીમતી ચીજો વીષે વાંધો પડયો હોય અને જ્યાં ઘણી જથાબંધ લખેલી તથા મુખજુબાની લેવાની હોય ત્યાં ઘણી વેળા વગર અનુભવવાળા પોલીટીકલ એજંટને કામ સોંપવામાં આવેછે વળી કોઈ વેળા તેનાં અમુતકના રાજ્ય અને બીજા વચે પડેલાના વાંધાનો નીવેડ કરવાની તેહને ફરમાશ થાયછે પણ એવી વખતે તેહની હાલત પ્રમાણે તેનાથી અપક્ષપાત મત કદી પણ અપાયજ નહી, તેહનું મત હમેશ પોતાના રાજ્યના લાભમાં પડેછે કારણ કે તે હમેશ તે રાજ્ય સાથ જોડાયલોછે અને તેની તરફદારી કરવાની તેહને ટેવ પડી ગયલી હોયછે—તે પોતાના ઉપરીને એક ખાનગી 'રીપોરટ કરેછે અને તે ઉપરી એક ખાનગી રીપોરટ સરકારને કરેછે અને સરકાર તે રીપોરટ પ્રમાણે હુકમ કરેછે, ખાનગી એમકે એ રીપોરટો બાહેર પડતા નથી અને 'રીપોરટમાં' સું આવ્યુંછે અને સામાવાળો સું દલીલ

લાવ્યોછે અને સરકારને તે કેમ સમજાવીઆમાં આવ્યાછે તે વાત કોઈ પક્ષવાળાને ખબર પડતી નથી, અને જો આ રીપોરટો કદાચ દેખાડવામાં આવેછે તો તે હક દાખલ નહી પણ મેહરબાની દાખલ દેખાડવામાં આવેછે.

ઈસ્ટ ઇંડયા કુંપનીના વખતમાં આ રીતિ એટલીતો સાધારણ થઈ પડી હતી અને હજુ એટલી ચાલેછે કે ઇંડયા હાઉસની ખાનગી કમીટીના અધ્યક્ષને તથા બીજા બે સભાસદોને તેઓ આગળ જે કામકાજ આવે તે છુપું રાખવા ને સખત વચીક આપેલા માલમપડામાં આવ્યાછે. આ બાબદનો એક રમુજી દાખલો આપવામાં આવ્યોછે. ઘણાક વરસો અગાઉ જ્યારે હિંદુસ્તાન સાથ આગબોટ માર્ગે ઇંગ્લાંડનો સંબંધ કરાવાની વાત પેહેલ વેહેલી નીકળી ત્યારે યુફ્રેટીસ નદીની રાહવાળા ભાગની તપાસ કરવામાં આવી હતી. આ તપાસની વેળાએ એક ઘણી અગત્યની અને કીમતી ચીજ મળી આવી હતી. કીમતી એટલા માટે કે તે ઘણી પુરાની દીસતી હતી, અને પૃથ્વિના જેવા ભાગમાંથી મળી આવી હતી કે જે મનુષ્ય જાતની ધારેલી અસલ ભૂમી અને પેહલાં સુધારાની અને સાહાનશાહતની જગ્યા ધારવામાં આવેછે. એ ચીજ એક માણસની સોનાની સીકલ હતી. આ અજાયબી ભરેલી સોધ જે વાજબી રીતે બ્રિટીષ મ્યુઝીઅમમાં મુકાઈ શકાય હેવી હતી તે તપાસ કરનાર અમલદારે રીપોર્ટ સાથે વિલાયત ઇંડયા હાઉસની ખાનગી કમીટી ઉપર મોકલાવી. આ ડાકું ખાનગી કમીટીના કાગળીઆંઓમાં વરસોના વરસો સુધી પડી રહ્યું, કારણ કે કાંઈબી બાબદ જાહેર ન પાડવાને તેઓને સખત આપવામાં આવ્યા હતા. પછવાડેથી એક ગ્રહસ્થ જે કમીટીનો અધીકારી થયો હતો તેહને આ ડાકુ મળી આવ્યું અને તેહને લાગયું કે આવી એક અગત્યની ચીજ ધુળથી ભરેલાં દસ્તાવેજોમાં પડી રેહવી નં જોઈએ. પછવાડે પુરવાર થયું કે ખાનગી કમીટીએ આ ડાકાને જાળવી રાખવાની જે મેહેનત લીધી હતી તે ફોકટ ગઈ નહી. તે ઇંડયા હાઉસના સંગ્રહસ્થાનમાં મુકવામાં આવ્યું પણ પછવાડેથી વેષ્ટ મીસ્ટર લઈ જતાં કોઈ ચોરી ગયું.

પણ દેશી રાજ્યો સાથની સઘલી ગોઠવણો તથા ચુકાદાઓમાં આ જાતનું ખાનગીપણું ઘણુંજ નુકશાનકારકછે. આ રીતિથી જે હિંદુસ્તાનના લોકો એના સંબંધમાં આવેછે તેઓનો કાંઈબી બચાવ થતો નથી. તે ઉપર અપીલ કરવાને તેઓને કાંઈ જાહેર રસતો નથી, જો સામી તરફથી ખાનગી તરકીબ આ લેછે તો પોતાના બચાવ માટે એજ ઉપાય લેવાની તેઓને ફરજ પડેછે, જેવાની સાથ તેવા થયા વગર ચાલતું નથી. જે ઓપરો જાહેર અને વાજબી રીતિએ ન મળી શકે તે છુપી અને ગેરવાજબી રીતિએ મેલવ્યા વગર ચાલતું નથી. અને રાજ્યોના સંબંધનું કામકાજ કરનારી હાફીસોમાં ઘણી ગુંચવણ અને ગરબડ હોવાથી તે એક ખાનગી યુક્તિરચની નિશાળ, બોટારાંનું ઘર, અને કોઈબી

દેવાના રાજ્યકારભાર ચલાવવાની સર્વેથી માઠી રીતિ થઈ પડેછે. તેનુ પરીણામ એ નિપજેછે કે જેમ એકુ પ્રમાણીક પુરૂષને તેમાથી નફો મેળવવાની આશા રેહતી નથી તેમ એકુ અપ્રમાણીક તેમાથી નફો મેળવવાની આશા છોડતો નથી અને બેહુ પક્ષવાળાઓ જ્યારે ખાધરી રીતિએ કામ ન સરે ત્યારે છુપી છાની રીતિએ પોતાને ફાયદો થવાની કોશિસ કરેછે

ભાષણ કર્તા કેહેછે કે જે ઉપાય હુ બતાવુ છુ તે વીશે મહને ખબરછે કે અત્રેના તેમજ હિંદુસ્તાનના દેશી રજવાડાઓને તે ઘણોજ પસંદ આવશે આ ઉપાય હિંદુસ્તાનના અસલ રાજમંડળીના એક કસાયલા અને અનુભવવાળા અમલદારે અગાઉ બતાવ્યો હતો જે અમલદારે આમની સભામા તથા ઈસ્ટ ઈંડીઆના અધીકારી તરીકે હોદા ચલાવ્યા હતા અને ઘણીએ વેળા જુલમથી અથવા બેદરકારીથી ઈજા પામતા હકો બાબે બોલવાને જેહને અરજ કરવામા આવી હતી એ ઘરહસ્થ કર્નલ સાઈક્સછે હવે જે ઉપાય હુ કરવા ધારૂ છુ તે એકે એક અપક્ષપાત ન્યાયની દરબાર હિંદુસ્તાનમાજ સ્થાપવી આ ઉપાય સર્વેને મનગમતોછે એ વીષે મહને લાયકીવાળા અને વગ ધરાવનારા ઘરહસ્થો તરફથી ખાત્રી મળીછે આ અપક્ષપાત ન્યાયની દરબાર અનમતા દેશી રાજ્યો જેઓ ઈંગ્રેજી કોરટોની સતામો આવી ન શકે તેઓના કેસના કરશે, તે માટે કાઈ નવા ધારાના ખરડાઓની કાઈ અગત્ય નથી અથવા કોલકરારો ફેરવવાની અથવા ફરીથી તપાશી જવાની પણ કાઈ જરૂર નથી, જેમ હાલછે તેમતો સઘળા હીસા અને વાધાઓ ચુકવનાર બ્રિટીશ રાજછે અને એ ઉપરાત વળી તે પોલીસના ન્યાયધીશનુબી કામ ચલાવેછે અને સલનાની સુલેહ જાળવવા અથવા સાધારણ કાયદા તોડનારને તથા અધીર કારભારને ઠેકાણે લાવવાને પણ પોતાની સત્તા વાપરેછે આવી તકશીર કરનારને પેહલાતો તેહનો મુલક જુ ટી લઈ સજા કરવામા આવતી હતી પણ હમણા વળી શીક્ષા જુદી રીતિએ કરવામા આવેછે. હમણાતો અપરાધ કરનારને ઉઠાડી મુકી તેહનો મુલક તેહના હાથમાથી લઈ લીધામા આવેછે, પણ આ સઘળા મુકદમાઓમા અપરાધીની તપાસ કરવાને કોઈ દરબારકે કચેરી હોતી નથી અને જ્યાસુધી સચ્ચાઈ સોધી કાઢવાને આવી કાઈ ગોઠવણ હોય નહી ત્યાસુધી ઘણી નુકશાનકારક ભૂલો થાય એતો દેખીતુછે મનુષ્ય જાતના અનુભવે દેખાડી આપ્યુછે કે જ્યા બે બાજુવાળા પોતાના પક્ષની વાતો લાવે, એક કાઈ કેહે તો બીજો તે ના પાડે—જ્યા વાદમા પડેલી બાબદો નજરે જોનારાઓની મુખજુબાનીઓ ઉપરથી પુરવાર કરવી પડે ત્યારે ખરી વાત કહીછે તે સોધી કાહાડવાને જરૂર કરી બે લડનારા શીવાય ત્રીજો જોઇએ જગતની લોકોમા પણ કોઈબી વાંધા ચુકાવવાને પંચ જેવુ કાઈ નજર આવેછે ઈનસાફ કર્યા અગાઉ કોઈબી જાતની તપાશ જોવામા આવશે પછે તે ગમે હેવી કાચી હોય હિંદુસ્તાનમા બ્રિટીશ રાજ કર્તાઓ જાહેર ન્યાય કરયા વગર દીવાની અને ફોજદારી

ધારાઓ બેધડક અમલમાં આણી ઈનસાફ ચુકવેછે તેવો દાખલો ઈતીહાસનાં આગલા અથવા પાછલા જમાનામાં કવચિતજ મલી આવશે. અગાઉ ઈસ્ટ ઈંડયા કુંપની અને દેશી રાજ્યો વચ્ચે વાંધાઓનું બાહાનું કાહાડી સઘલું ગુપચુપ ચલાવી પારકા સંસ્થાનો બ્રિટીષ સાથ જોડી નાખવાની રાજનીતિ અને બીજા શબ્દોમાં બોલ્યેતો પારકા રાજ્યો લુચ્ચાઈ અને દગાથી હજમ કરી જવાની રાજનીતિનો વારેસ હાલની રીતિછે એમ કહીએતો ચાલે.

જે પંચ સ્થાપવાની હું સુચના કરૂછું તે બાબે માહારે ઝાઝુ બોળવાની કાંઈ અગત્ય નથી. એક વેલા તેના મુળ તત્વો નક્કી થયાં કે પછી તે હાર પાડવાના ઉપાય ઘણા સેહલાછે. પેહલી વાતતો એજ કે અપક્ષપાતપણુ જાળવવું. આ દરબારમાં બધા દેશી સરદારો આવી શકેજ નહી, માટે તેમાં એક ઈંગ્રેજી કોર્ટનો ન્યાયધીસ અને બીજા લશકરી ખાતામાથી અને બીજાં ખાતાઓમાંથી ઉંચી પદવીના અમલદારો નેમવા અને અલબતાં સરદારોની ઈંગ્રેજોને બાહાલ રાખશે. આ દરબાર વર્ષમાં એક વાર મલવી જોઈએ કે જેથી અમલદારો ઉપર કામનો ઘણો બોજો આવી ન પડે. પણ યાદ રાખવું કે આ દરબારમાં સર્વથી અગત્યની ચીજ તો અપક્ષપાતપણું અને આપખત્યારી જોઈએછે, વખતે આ દરબારમાં એક બાજુએથી આપણી પોતાની સરકાર પણ આવે, અને સરકારથી પોતાનો ઈનસાફતો થાયજ નહી. સર્વ કોઈને યાદ હશે કે અગાઉ હિંદુસ્તાનમાં જુની સૂપ્રિમ કોર્ટને કેટલું માન હતું, અને જ્યારે સરકાર તેમાં ઈનસાફ ચાહવા પોતે આવતી ત્યારે સૌકોને પક્કો ભરૂસો આવતો કે આ કોર્ટ ખરેખરી અપક્ષપાત હશે.

મેં સુચના કીધી તેવી જો દરબાર હિંદુસ્તાનમાં થાયતો પેલા કંટાલા ભરેલા કચેરીના કારકુનોનો ઉપદ્રવ ઘણે દરજ્જે ઓછો થાય, દેશી સરદારો અને તેમના પ્રધાનો દરબારનાં સઘલા ફીતુરના ભોગ ન થઈ પડે, અને તેઓ પોતાને સલામત સમજે.

મારી ખાત્રીછે કે આ અગત્યની બાબદ મેં સંપુર્ણ રીતે તમારી આગલ ધરી નથી, અને સેવટે કર્નલ ચાર્ઈકસના કેટલાક ઉમદા વિચારો ઉતારી લઈ આ નિબંધ પૂરો કરૂંછું. તે લખેછે કે:—

"દેશી રાજપો અને બ્રિટીષ રાજ્ય વચેના સંબંધ બાબેના તમારો નિબંધ વાંચતી વખતે માહારા થોડાક અભિપ્રાયો જાહેર પાડવાની જો મહને તક મલી હોતતો હું ખુશી થાત. ઈસ્ટ ઈંડીઆ કંપનીના ડાએરેકટરોની સભામાં મેં વારેઘડીએ મારૂં મત આપ્યું હતું કે નાહનાં અને મોહોટાં રાજ્યો વચ્ચે તથા વાંધા ચુકવવાને હિંદુસ્તાનની સરકારથી કેવળ વેગળી એક બીજી દરબાર જોઈએ. દીવાની મુકદમાઓમાં હિંદુસ્તાનનો કોઈબી દેશી પ્રિવી કાઉનસીલને અપીલ કરી શકેછે તો રાજદરબારી મુકદમાઓમાં પણ તેરીજ અપીલ કાં ન ચાલે?"

આપણી એક ભૂલતો એજછે કે આપણે ઘણાક નાહાનાં નાહાનાં રાજ્યોને એકમાર્જ ભેળી નાખ્યે છઈએ, જેમકે બુંદેલખંડમાં ૩૫, રજપુતાનામાં ૧૮, ઇંદોરમાં ૯ ઈત્યાદી અને એ સઘળાં મળી ૧૬૮ નાહાના સરદારો અથવા રાજા ઓછે. હિંદુસ્તાનના ઈતીહાસનો કોઈપણ લખનાર ત્યાંના સરદારો અને રાજાઓની પારકી બાબદમાં માથું ઘાલવાની ટેવથી અણજાણ્યો ન હશે, અને આટલી મોટી સંખ્યામાં કોઈનો હક ન લેવાય અથવા ગેરઈનસાફી ન થાય એમતો બનેજ નહી. આપણે લશ્કરોને લાવ લઈજાવ કરવા માટે દર વર્ષે લાખો રૂપીઆ ખરચીએ છઈએ. લડાઈનો સરંજામ લેવામાં લાખો રૂપીઆ ઉડાવ્યે છઈએ, બરાકો અને કોટો બાંધવા પછવાડે કરોડોનો ખરચ થાયછે, પણ આસરે પાંચ કરોડ ૬૦ લાખ આદમીઓની વસ્તીવાળા દેશી રાજ્યોને જે અગત્યની ચીજ, ઈનસાફ. તે આપણે પૂરી પાડતા નથી.

મી૦ દાદાભાઈએ સર લી ગરાંડ જેકબ તરફથી નીચે પ્રમાણે એક પત્ર વાંચ્યો.

પ્રીય મી૦ દાદાભાઈ,

તમારી અગત્યની ચીઠી ઉપર માહારી તદરૂસ્તીમાં બગાડો થવાને લીધે પુરતુ ધ્યાન આપવાને બનતુ નથી. મી૦ પ્રીચારડે આપણે માટે જે પત્ર વાચવાનો તૈયાર કરયોછે તેમાં માહારાથી આવવાને બનશે નહી તેથી દલગીરછું.

આજસુધી દેશી રાજ્યો સાથ આપણા સંબંધમાં કાંઈબી નિયમ નથી, અને તેટલા માટે આપણી શું મતલબછે તે તેઓ સમજી શકતા નથી. આપણે તેઓ સાથ ઘણી અધર ચાલ ચલાવીછે. એકગમથી આપણે વચ્ચે પડવાની ના પાડયે છઈએ અને બીજી તરફથી ખરાબ રીતિએ કારભાર ચલાવવા માટે આપણે તેઓને બરતરફ કરીએ છઈએ. આપણે આઉદ અને સતારામાં તેમજ કરયુ છે.

માહારી હવે ખાત્રીછે કે રાજ્ય અધીકારીઓને મોઢું લગાડનારી આ રાજ્યનીતિ હવે બંધ પડશે. મહા રાણીજીએ રાજ્યની લગામ પોતાનાં હાથમાં લીધા પછે જે ઢંઢેરો બાહેર પાડયોછે તેમાં જણાવ્યા મુજબ સઘળુ સુધરી જશે.

દેશી રાજ્યોના હકો જાળવવાને હુ તતપરછુ પણ વચ્ચે નહી પડવાની ઇંગ્રેજોની રાજનીતિને હુ પસંદ કરતો નથી. આ રાજ્યો ઇંગ્રેજી રાજ્યને લીધે તો ટકેછે અને તે આસરો જો ન હોયતો તેઓ પોતપોતામાં લડી મરી એકબીજાને હાથે નાબુદ થાય, અથવા કોઈ રણજીતસીંહ અથવા હાઈદરઅલી જેવો નિકળી આવે જેહને હાથે હિંદુસ્તાનની ભૂમીની હદ ફેરવઈ જઈ રાજ્ય અવસ્થામાં ફેરફાર થાઈ જાય. બ્રિટીશ રાજ્ય એક ચકરોમાંનુ ચકરછે તે જો ટુટે તો સઘળાં વીખરાઈ પડે, અને જો દેશી રજવાડાઓને તેઓને ગમે એમ પોતાની રઈયત સાથ વર્તવા દે તો તેથી જે રૈયતને નુકસાન થાય તેમાં આપણે પણ ભાગ લીધેલો કેહવાય. આપણી સરકારે હિંમતથી જાહેર પાડવું જોઈએછે કે આપણે દેશી રાજ્યોના સામા હક સઘળા જાળવીશું, અને તેમાં મુખ્યત્વે કરીને પારસો

કરી આપવાની નીતિને પૂરો ટેકો આપીશું, પણ જ્યાંસુધી તેઓમાં શક્તિ હશે ત્યાંસુધી કોઈને વાંકું થવા ન દઈશું.

આપણો દરજ્જો જાળવવાને જ્યારે વચ્ચે પડવાની અગત્યછે તારેતો કોઈને અડચણ થાઈ કંટાળો ન આવે હેવી રીતે વચ્ચે પડવુંજ જોઈએ. આ બાબદ ઘણી બારીક અને જોખમ ભરેલીછે, અને તે માટે ઘણા હુંનરથી કાયદા કરવા જોઈએછે.

રૈયતનાં અસલી કાયદા કાનુનોને માન આપવું જોઈએ, અને દેશી સરદારોને જણાવવું જોઈએ કે તેઓએ જે રાજ્યની લગામ રાખીછે તે જેમ પોતાનાં લાભને માટેછે તેમજ લોકોના સ્વાર્થને માટે પણછે. આ મતલબ પાર પાડવા માટે, એક ગાદીનાં બાળક વારેસને આપણી સરકારે એક બાળક છોકરા દાખલ ગણવો જોઈએ અને તેનાં ઉપર ભવિષ્યમાં આવી પડતા જોખમ ભરેલા હોદ્દાને માટે તેહને લાયક કેળવણી આપવી જોઈએછે.

હિંદુસ્તાનનાં ભલાંને અર્થે એતો અગત્યનુંછે કે દેશી સરદારોએ બ્રિટીષ રાજ્યોને નાશકારક રાજ્ય દાખલ નહી પણ બચાવ કરનાર રાજ્ય તરીકે જોવું જોઈએ, અને જે કામ આપણે હાલ જબરદસ્તીથી કરીએ છીએ તે હવે પછી સેહલાઈથી અને સર્વેને સંતોષકારક રીતિએ થાય હેવી આપણને ગોઠવણ કરવી જોઈએછે.

આપણે જે હાલ દેશી રાજ્યો સાથ ચલાવીછે તેથી નિપજેલા આપણા વિષેના ભાકા વિચાર એક જમાનામાં નાબુદ થાય એમતો ધારવુંજ નહી. પણ મારી વર્તણુકને પીછાણનારાં જેવા હિંદુસ્તાનનાં લોકો ચપળછે તેવા બીજાં વ-ળી થોડાજ હશે."

આ પછે શેઠ દાદાભાઈ બોલ્યા કે "આજ ગત્રે મી૦ પ્રિચારડે જે બાબદ આપણા આગળ ધરીછે તે ઉપર ઘણો તપાસીને સંભાળથી વાદવિવાદ થવો જોઈએછે અને મી૦ પ્રિચારડે તેમજ કર્યુંછે. આ બાબદ ઉપર મેં પોતે ઘણુંક થયું ધ્યાન આપ્યુંછે અને તે વિષે લંબાણથી બોલવાને હું આતુરછું. પણ હું ધારછું કે જ્યારે મી૦ પ્રિચારડનો આ નિબંધ છપાઈ સભાસદોમાં વેંહચવામાં આવશે ત્યારે આ અગત્યની બાબદ ઉપર વધારે ચરચાર થયા વના રેહશે નહી. માટે હું હેવી સુચના કરૂછું કે આ સભાને મુલતવી રાખવી. વળી હું એટલું જણાવવા માંગુછું કે જે સાહેબો આ સુભાખીત નિબંધ ઉપર બોલવું હોય તેઓએ તેમ કરવાને ચુકવું નહી.

મી૦ ટામસ બ્રીગસ બોલ્યા કે "માહારા મીત્ર દાદાભાઈએ જે દરખાસ્ત કરી તેહને હું પુષ્ટી આપુછું કે હવે પછી આ નિબંધ ઉપર તકરાર કરવા માટે તે છપાવી સભાસદોમાં પ્રસિદ્ધ કરવો. હું હિંદુસ્તાનમાં વસેલો ન હોવાથી મી૦ પ્રિચારડનાં નિબંધમાં કાંઈ બોલી શકતો નથી પણ હું એટલું તો કહી શકુછું કે

આ નિબંધ કેવળ સદ્બુદ્ધિ અને ઘણો પ્રામાણ્યતાથી લખાયલો છે. આ નિબંધ વંચાયા પછી મ્હારી ખાત્રી થઇ છે કે લાર્ડ કેનીંગે ગવરનર જનરલ નહીં કારકીર્દી દેશી રાજ્યો સાથ સલાહશાંતિની ગોઠવી હતી તે વાજબી હતી અને તેથી ખરેખાત દેશી રાજ્યોના ખાતામાં સુધારો થયા વગર રેહત નહી. આપણે આજે જે સાંભળ્યું છે તે ઉપરથી તો જણાયછે કે દેશી લોકોનો બ્રિટીશ રાજ્ય ઉપર પ્યાર નથી તેમાં નવાઇ નથી. પણ જો લાર્ડ કાનીંગે કરવા ધારેલી રાજ્યનીતિ કામે લગાડી હોત તો ઇંગ્રેજી પ્રજા અને દેશી પ્રજા વચ્ચે થોડા વર્ષમાં ભાઇબંધીનો ગાઢ બંધાત અને દેશીઓ આપણી સત્તાને પસંદ કરત. પચીસ કરોડ આદમીઓની પ્રીત મેળવવા પછી રૂશીઆનનો અથવા બાહેરના બીજા કોઇપણ હોમલાનો આપણે તુચ્છકારથી જવાબ આપી શકત એમ કેહવાની કાંઇ જરૂર નથી. હાલ જે પ્રમાણે બ્રિટીશ લોકો દેશી રાજ્યોની વચ્ચે પડે છે તેનો હેવાલ સાંભળી હું આશ્ચર્ય પામ્યો છુ. વળી અજાયબ જેવું છે કે આવી સ્થીતિ સાથ આપણું રાજ્ય હજુ સુધી ટક્યું છે. આ અભિપ્રાય આપી હું મ્હારા મીત્રની દરખાસ્તને ટેકો આપવાની રજા લઉછુ ".

મી૦ એચ. પેસ્તનજી બોલ્યા કે "હિંદુસ્તાનમાં ઇંગ્રેજોનો રાજકારભાર ખામી ભરેલો છે કેવું એક ઇંગ્રેજને મોહોડે તેહને પેહલવેહલું સાંભળ્યું છે. મી૦ પ્રિચારડે ઘણીક ખામીઓ દેખડાવી છે, અને અત્રેના તથા કેટલાક હિંદુસ્તાનના લોક સમજેછે કે હિંદુસ્તાનમાં ઘણું શુદ્ધ રાજ્ય ચાલેછે એ વાત કેટલે દરજ્જે ખોટીછે તે પણ તેહને દેખડાવી આપ્યુ છે તેણે જે બાબદ હાથ ધરીછે તે ઘણી અગત્યની છે તેમાં તો સંશયજ નથી. તેણે ખામીઓ દેખાડતાં એક ઉપાય પણ દેખાડેલો છે, પણ હુ ધારૂછુ કે તે કાંઇ આવી બને તેવો નથી અને તેનુ સાદુ કારણ માત્ર એજ કે હિંદુસ્તાનમાં એક આપમુખત્યાર દરબાર સ્થાપવાની વાત વિચારમાં સારી લાગેછે પણ ખરેખર તેમ કરવુ ઘણુ મુશ્કેલછે આ ન્યાયની દરબારને કયા તત્વોથી ચળાવવી ? તેમાં કયા કાયદાઓ ચાલુ રાખવા, તેમાં દેશીઓના લાભ શી રીતિએ તપાસવા. આ પ્રશ્નોનો ઉત્તર એ જ કે નવા કાયદા બનાવવા જોઇએ પણ તે કોણ ઘડી કાહાડે ? હુ એટલા માટે કહુ છુ કે આપમુખત્યાર ન્યાયની દરબારની વાત કાનને આનંદ પમાડેછે ખરી, પણ પાર પાડવી માહા મુશ્કેલ છે.

મી૦ નેસ્બીટ બોલ્યા કે "આ નિબંધની સામે કોઇ બોલ્યુ હોતતો ઠીક થાત કારણ તેથી વાદવિવાદમાં લગાર જોસ આવેછે છેલ્લાં ગૃહસ્થ જે બોલ્યા તે વાજબીછે કે ન્યાયની દરબાર કાનને બાહેરથી આનંદ પમાડેછે અને તે ઉપર થી તેની મતલબ એવી સમજાયછે કે જો આ આનંદ પમાડનારી દરબાર ખરેખર બની શકતી હોયતો તેને કાંઇ વાંધો નથી તેહની મોટી અડચણતો તે કેમ ઉભી કરવી તેનીજ માત્રછે, અને તે કાંઇ એને ખરેખાત નાપસંદ ક-

રતો નથી. મારી ખાત્રી છે કે ઇંગ્રેજોની અને દેશીઓની વચ્ચેના સંબંધની વાત ઉપર બેહુ ઇંગ્રેજો અને હિંદુસ્તાનના દેશીઓ આતુરતાથી ચીત લગાડશે. આખી પૃથ્વિ ઉપર આ બેહુ વર્ગના લોકો ઘણા સ્યાના અને ડાહાપણ વાળાછે અને મહને કેહવાને કાંઈબી આચકો લાગતો નથી કે જો દેશી રાજ્યો અને ઉંચે પાયેના દેશીઓ, તથા સઘળી વરણના ઇંગ્રેજો વચ્ચે પરસપર વ્યવહાર ચાલેતો, આપણા દેશે જે કીર્તી મેળવીછે તે એમનીએમ કાયમ રેહે અને હિંદુસ્તાનને પણ અંતે લાભજ થાય. બ્રિટીશોથી જે બની શક્યું તે આ દેશ માટે કર્યા પછી હવે બ્રિટીશો તેમા ભાગ લેવા માગેતો તેમા કાંઈ ખોટું નથી, એમ કહુ તો હું ધારૂછું કે હાલ હાજર થયના દેશી ગૃહસ્થોને માઠું લાગશે નહી. મહને કેહવાને આનંદ ઉપજેછે કે જ્યારે હું કોઈ ઠેકાણે દેશી ગૃહસ્થોને મળતો હતો ત્યારે, બીજા પારસી જાતના લોકો કરતા તેઓની મળી હું વધારે પસંદ કરતો હતો અને હજુ ના કરૂછું. કારણ કે તેઓની રીતિ અને સ્થીતિ આ પણને ઘણી મળતી આવેછે. આ વિચાર માહારા એકલાના નથી પણ બીજા ઘણાઓનાછે. મી૦ પ્રિચારડે કચેરીની જે વાતો કહીછે તે ખરે ઘણીજ દલગીરી ઉપજાવનારીછે. આ રીતિ જ્યાસુધી ચાલશે ત્યાસુધી લોકોમા સંબંધ પૂરો આવનાર નથી, કારણ જ્યારે એક દેશી ગૃહસ્થ એમ જાણે કે તેનાથી છુટથી ઇંગ્રેજ સાથ મેળાપ થઈ શકનાર નથી અને જ્યારે ઇંગ્રેજ એમ જાણેછે કે તેનાથી દેશી સાથ બરાબર વાત થઈ શકનાર નથી ત્યારે તે બેહુ વચ્ચેનો વિશ્વાશ ઉડી જાયછે. એકતરફી નજરે જોતા જો મોલુતો (આ વર્ગના દેશીઓ સાથ સમજુતી રાખવામા આપણને પોતાનેજ લાભછે અને આપણને અને તેમણે બેહુને લાભ થાય હેની ગોઠવણ કરવામા તેઓ આપણને નક્કી મદદ કરશે. મી૦ પ્રિચારડનો તેના કામેલ અને સ્વભાવીક નિબંધ માટે ઉપકાર માની હું બેસવાની રજા લઉછું."

આ પછી અધ્યક્ષ બોલ્યા કે "મી૦ દાદાભાઈએ આ અગત્યની બાબદ ઉપર વાદવિવાદ કરવાને મુલતવી રાખવાની જે સુચના કરી તેને મળવાઓ મંજુર રાખશે, કારણ કે અને કેટલાક જણ જેઓની હજુરમા આ વાદવિવાદ થવો જોઈએ તેઓ હાજર નથી. અગર જો કેટલાક પોલીટીકલ એજંટો અને રેસીડંટો અત્રે હાજર હતે અને સાથે દેશી રાજ્યોની બાબે વિચાર ધરાવનાર થોડાઘણા અમલદારો હાજર હતેતો આ તકરારમા રસ આવતે. કારણ ત્યારે આપણને બે બાજુની તકરાર સાંભળવાને બની આવતે. આવતા વાદવિવાદ કરવાને દાહાડે માહારે પાછા આવવાનું હોવાથી માહારે કદાપિ આવવાને બનશે નહી માટે આ દેશી સરદારોને માહા પ્રીય બાબદ ઉપર થોડા શબ્દો બોલવાની રજા માગું છું. હિંદુસ્તાનની રાજ્ય કારભારી નોકરીમા મે પણ થોડાક વખત કાહાડયાછે, અને માહારી ટુંકી મુદતમા મે પણ થોડાક અનૂભવ મેળવ્યો

છે. આ અનૂભવનુ પરીણામ એ નિપજ્યુ છે કે દેશી સરદારોના વાજબી હકોને બ્રિટીશો સમજી શક્યા નથી. આ માઠું પરીણામ કોઈ કોઈવાર કચેરીથી નિપજ્યુંછે એ વાત ખરીછે. છેવા બોલનાર ઘૃષ્ટથે ઘણી દાહાપણથી તકરાર ચલાવીછે પણ હિંદુસ્તાનની તેની બીનમાહીતગારીને લીધે તેહને કચેરીનુ ખાતું તદ્દન કાહાડી નાખવા જણાવ્યું એ કેવળ અવસ્યછે. આપણને મુનશી, મેહતા અને ચપરાશીઓતો જોઈએ, પણ દેશી દરબારમાં નેમાયલા સઘળા અમલદારોની ફરજછે કે ઘણી તપાશ રાખવી અને આ લોકોને ફાવવા દેવા નહી, આ લોકોના વગથી ઉપજતા ઘણા માઠા પરીણામો મે પોતે જોયાછે મણ હું ધારૂં છું કે જો એક ઇંગ્રેજી અમલદારને પોતાના હસ્તકના દેશી રાજ્યોનુ હીત હઈડે હોય અને તે ત્યાની ભાષા સારી પેઠે જાણતો હોય અને પોતાની ફરજ બજાવવામાં તત્પર હોય તો ત્યા કચેરીના આદમીઓનુ કાંઈ ચાલતુ નથી. ગમે એમ હોય પણ તે લોકોને આપણાથી કાહાડી શકાતા નથી. ઘણુ કરીએતો આપણે સાવચેત રહીએ, પણ મોહોટી વાતતો એજછે કે લારડ સ્યાનલીને હસ્તક ની કૌંસલ આપણી સરકારના ઢંઢેરામા જાહેર કર્યુંછે કે હવેથી ઇંગ્રેજી સરકાર દેશી સરદારોના રાજ્યો જોડી નાખવાને ઇચ્છતી નથી. તેઓએ હેવુબી જાહેર કરયું છે કે તેઓ દેશી સરદારોના હકોને માન આપશે, અને જો રાજ્ય નીતિને વાજબીપણે ચલાવવાની આપણી ઇચ્છાજ હશે તો પછી દેશી સરદારોને બીહીવાનુ કાંઈ કારણ રેહશે નહી. વખતે હેવુ બી બને કે એકુ રાજા યોગ્ય રીતિએ રાજ્ય ચલાવવાને અશક્તિવાન માલમ પડેતો તેહનુ રાજ્ય તેનાજ કુટુંબના કોઈ લાયક માણસને આપ્યામા આવશે, હેવુ જો આપણ તરફથી આખા હિંદુસ્તાનમા સારીપેઠે જાહેર કરવામા આવેતો આપણી સરકાર ગેરઇનસાફી કરશે હેવી ધાસ્તી દેશી સરદારોમાથી નીકળી જાય. હિંદુસ્તાનસાંજ ન્યાયની દરબાર કરવાની જે સુચના કરવામા આવીછે તે વિષે હુ એટલુ જ કહુંછું કે એ બનવું કેવળ મુશકેલછે, પણ વળી ત્યનિા ગવરનર જનરલ હેવા વાધ્રાઓના સુકાદા હાઇકોર્ટને સા માટે ન સોંપે તે પણ હુ સમજી શકતો નથી. દેશી સરદારોને માટે હુ જણાવુ છુ કે જેઓ સાથ મહને ઓળખાણ હતી તેઓ સઘલા મીત્રાઇને લાયક હતા અને જોકે તેઓમાના કેટલાકને ખમવું પડ્યુંછે તોએ હું ધારૂ છુ કે તેઓ ખરેખર આપણી સરકારના પુરેપુરા વફાદારછે.

આ પછે મી૦ દાદાભાઈ નોઆરોજીએ મહને ધાસ્તી લાગેછે કે માહારા મીત્ર મી૦ પેસ્તનજીએ આપ્ખ્યાર દરબાર સ્થાપવામા જે વાધા દેખાડયાછે તેમા તેઓ મી૦ પ્રિચારડની મતલબ સમજ્યા નથી. હુ ધારૂં છુ કે મી૦ પ્રિચારડની મતલબ એમછે કે, ઘણીક વેળા બ્રિટીષ રાજ્ય તથા દેશી રાજ્યો વચ્ચે અથવા બે દેશી રાજ્યો વચ્ચે મીલકતની બાબદના અથવા રાજ્યદરબારી વાધાઓ ઉઠે છે જે ઉપર પોલીટીકલ એજંટ રીપોરટ કરેછે અને તે ઉપરથી આપણી સર-

કોર અનજાણપણે દ્દાવ કરેછે. જે પક્ષની સામે ચુકાદો કરવામાં આવેછે તેઓને સામી તરફના ધણીઓનાં વાંધાઓનો રદીઓ આપવાને બનતું નથી અને પછી એકતરફી નયાય કરવામાં આવેછે. હવે જો આવા મુકદમાઓ ચુકવવાને દરબાર સ્થાપવામાં આવેતો તે માટે નવા કાયદાઓ ઘડવાની કાંઈ અગત્ય નથી, સાધારણ સમજથી કામ ઘણું સેહલું થાઈ શકે. આ નયાયની કોર્ટમાં દેશી રાજવંશીઓના વીશ્વાસુ અમલદારો જેવાકે હાઈ કોર્ટના જડજો, સીવીલીઅનો વગેરે હોયતો તેઓ ઘણા ગરજી થાય. આ જડજો સાધારણ નયાયધીસોની મા ફક બેહુ બાજુની સાખશીઓ તપાશી પોતાના ચુકાદા કરે અને તેઓ ઉપર ગવરનર જનરલનો કાબુ રેહે. હું ધારૂંછું કે મી૦ પ્રિચારડની મતલબ આજ જાતની કોર્ટ સ્થાપવાની હશે. આ વાંધાઓ કાંઈ બ્રિટન અને અમેરીકા અથવા બ્રિટન અને ફ્રાંસની વચે પડતા વાંધાઓ જેવા નથી. જો એક દેશી રાજ્યને બીજા દેશી રાજા સાથ વાંધો પડેતો અલબતાં તેહનો ચુકાદો વડાં રાજ્યથીજ થાય. તેઓ મહોમાંહે લડીતો શકેજ નહી કારણ તેમ કરતાં હિંદુસ્તાનના ભલાને અર્થે તેઓને બ્રિટીશોનુ વડું રાજ્ય અટકાવેછે. આવા મુકદમાઓ ચુકવવાને હાલ જે રીતિ ચલાવ્યામાં આવેછે તે નુકશાનકારક, કંટાલા ભરેલી અને ગુંચવણ ભરેલી છે. અમલા વાને કચેરીના ખાતાંની બાબદમાં હું ધારૂંછું કે મી૦ નેસ્બીટની મતલબ એ હતી કે આ કચેરીથી થતા બગાડાને અટકાવ કરનારી કોઈ બીજી રીતિ વાપરવી. આપણે એક ઘણી સારી રીતિ બતાવીછે અને એક બીજી સારી હું જણાવુંછું કે જો દેશી લોકો શું કેહવા માગેછે તે બરાબર સમજવાની ઇંગ્રેજી અમલદારો તજવીજ કરે અને તેઓને પોતાની આગળ છુટથી આવવા દેતો આ કચેરી ખાતાંની જે અતીઘણી ફરીઆદ કરવામા આવીછે તે ન થાય. ખરૂં જોતાં હાલની હાલત પ્રમાણે હેવા શખશોના હાથમાં સતા આપવામાં આવીછે કે જેઓ થોડુંજ ઇંગ્રેજી જાણેછે અને પોતાની સતા પ્રમાણીકપણે અને ફાયદા ભરેલી રીતે કેમ વાપરવી તે તેઓને આવડતી નથી. આમાં કચેરીનાં ખાતાંને કાહાડી મુકવા હેવું કેહેવાની મી૦ નેસ્બીટની મતલબ હું ધારતો નથી. પણ તેથી ઉપજતાં નુકસાનનો અટકાવ દેશીઓને પોતાની પાસે આવવા દીધાથી થઈ શકશે, અને એ ઉપાય ઇંગ્રેજોના પોતાનાજ હાથમાંછે.

મી૦ દાદાભાઈનાં બોલી રેહવા પછે મી૦ પ્રિચારડે ઉત્તર આપયો કે "મેં સુચનાઓ કરી તે ઉપર જે વાંધાઓ ઉઠાવ્યામાં આવ્યા તેહનો ઉત્તર મી૦ દાદાભાઈએ ઘણો સારી રીતે આપ્યોછે હેવું હું ધારૂછું. બાહાર ચીતમાં જે વિચાર હતા તે આબેહુબ એવણે જાહેર પાડ્યાછે. આવી નયાયની કોરટનાં દાખલા જો જોયતા હશેતો હું હાલનાં હિંદુસ્તાનનાં ઇતીહાસ ઉપરથી આપી શકીશ. જેમકે ૧૮૪૮ માં વાનસ એગન્યુ અને કેપટન એનડરસનનાં ખુનમાં સામીલ રેહવાનો અપરાધ દીવાન મુળરાજ ઉપર મુકવામાં આવ્યો હતો અને

૧૮૬૯ ની લડાઈ પૂરી થતાજ તેહને ઇનેસાફ માટે ઉભા કરવામા આવ્યો તેહની વાજબી તપાસ ચાલી પણ તેહના ઉપર જયાસુધી સીધી રીતે વાક સુકસામા આવ્યો નહી તાહાસુધી તે અપરાધીથી પુરવાર ન થયો અને તેહને શીક્ષાથી કરવામા ન આવી તે સીધી રીતિ એકે જાહેર અને વાજબી તપાશ કરવી અને અપક્ષપાત નયાયધીસો પાશે બેહુ બાજુઓની સાક્ષીઓ મેનાવવી, એવીજ એક બીજી તપાશ બનવા પછે દીલહીના રાજાની થાઈ હતી આ મુકદમામા જેટલા લોકો ઉસકેરાયા હતા તેટલા બીજા કસામા ન હશે તોપણ ઇનેસાફની વાતમા વચ્ચે કોઈ પડયુ નહી તેહની તપાસ પક્ષપાત કે અપક્ષપાત હતી તે વિષ એક અપુન કોઈએ કાહાડયો ન હતો તેના ઉપર અપરાધ મેલવામા આવ્યા પણ તેહને પોતાનો બચાવ કરવાને અને નિરઅપરાધી પુરવાર કરવાને તક આપવામા આવી હતી આ શીવાય બીજા ઘણા દાખના હુ દેતી હાથમાથી આવી શકીશ પણ આ બેજ ઉપરથી માલમ પડશે કે ગમે એવા અસાધારણ મુકદમાઓમા પણ આ રીતિ ચલાવવાની કાંઈ હરકત નથી મે ઉપર દાખના ટાકી બતાવ્યાછે તેમા તો ખાનગી પુરૂષો ઉપર અપરાધ મેલવામા આવ્યાછે પણ ઘણાક દાખના એવા મળી આવશે જેમા દેશી રાજ્યો વચ્ચે વાધા પડેલા હશે ટુકમા હુ એક દાખલો આપુ કે જેમા નયાયની કોર્ટની અગત્ય હતી તોએ હુ સાફ જણાવવાને માગુછુ કે કેઈ પક્ષ વાળા સાચા હતા તે હુ કહી શકતો નથી આસરે ત્રણ વર્ષ અગાઉ જેપુરના સસ્થાનમાથી લકદીરસીંગ ઘણાક માણસો સાથે નીકળ્યો અને અલવારના સસ્થાનમા લુટફાટ ચલાવી ઘણાક માણસોના જીવ લીધા અને ઢોરોની ચોરી કરી આ રમખાણ ઘણુક સુધી ચાલ્યુ અને ઘણી નુકસાની થાઈ અલવારના માહારાજાને ખબર પડી કે લડાઈના હીંગામની માફક તેહના સસ્થાનની ખુવારી થાયછે તેણે સલાવાળાઓને આ વાતથી વાકેફ કીધા અને રકતે રકતે પત્રોમા આવી ત્યારપછે લકદીરસીંગને હુકમ થવાથી તે જેપુર પાછો ફરયો અલવારના માહારાજાને થયલી નુકસાનીનો દાવો તેણે જેપારના માહારાજા ઉપર ઉઠાવ્યો આ દાવો ઘણાક લાખ રૂપીઆનો હતો આ દાવાના બદલામા જેપુરના માહારાજાએ સામો અલવારના માહારાજા ઉપર તેટલીજ રકમનો દાવો ઠોક્યો હવે આ બે અગત્યના મોટા રાજ્યો વચ્ચે વાધો પડયો તેનો ચુકાદો કેમ થાય ? મે સુચના કરી તેવી જો ન્યાયની કોર્ટ હતેતો આ સઘળો મુકદમો ન્યાયધીસો પાસે આવતે અને તેઓ બેહુ બાજુની વાબસીઓ તપાસી વાજબી ઇનેસાફ કરતે તેમાટે કોઈબી ધારો કાયદા કાંઈ જોઈતે નહી, સઘળુ સાધારણ અક્કલનુ કામ હતુ પણ તેવી કોઈ કોર્ટ ન હોવાને લીધે આ મુકદમાનુ સેવટ ઘણુ લુલુ આવ્યુ "ફોરેન ઓફીસ" મા લાંબો વખત સુધી સરસા ચાલવા પછે આ મુકદમાને એવી રીતે માંડી વાલ્યો કે જેથી બે માહેથી એક પક્ષવાળાને ઘણુજ માઠુ

લાગ્યું હશે અને પોતાના ઉપર ગેરઇનસાફી થાઈ હેવું સમજી તે જાવેદાન-સુધી તેહના હૃદયમાં ઘોળાયા કરશે. મેં સુચના કરી હેવી જો ગોઠવણ થાય, અથવા તેવી નયાય દરબાર અગત્યની વખતે ઉભી કરવામાં આવેતો આ જાતના મુકદમાઓના ચુકાદાઓમાં બેહુ બાજુવાળા રાજી થાય. આ બાબદ ઉપર હિંદુસ્તાનના દેશીઓ સાથ મેં ઘણી વાત કરીછે અને જ્યારે આ સુચના મેં તેઓ આગળ ધરીછે ત્યારે તેઓએ ઉત્તર વાળ્યોછે કે, "જો તમે આ કરવામાં ફતેહ પામોતો આ દેશના આશીર્વાદ તમારા ઉપર રહી જશે, કારણ તેની ઘણી અગત્યછે."

આ પછી અધ્યક્ષ બોલ્યા કે "મી૦ પ્રિચારડે જે દાખલો આપ્યો તે ઘણો બંધબેસ્તોછે. તેમાં જેપુર અને અલવારના બે મોટા રાજાઓ વચ્ચે વાંધો પડ્યોછે. હવે બનાવ એવો બન્યો કે બળવા પછે લાર્ડ કાનીંગે સીંધીઆ, જેપુરના રાજા અને અલવારના માહારાજાનો ઉપકાર માણ્યો હતો અને ઉપલા બેહુ જણ આપણી સરકારના વફાદાર હતા. ત્યારે એવા મુકદમા કોઈ નયાય ખાતાને સોંફવામાં બ્રિટીશ સરકારને પોતાને લાભ હતો. તેથી તે રાજાઓના મનમાં આપણી તરફથી પક્ષપાતપણાની ભ્રાંતી ન આવત અને આપણે એક કંટાળા ભરેલી તપાસ કરવાની ફરજમાંથી બચી જાત. વળી તે નયાયને દેશી રાજાએ પસંદ કરત હેવી માહારી ખાત્રીછે, એટલા માટે જોક આ સુચના એકદમ પાર પાડવા હું કેહતો નથી, તોપણ તે ઉપર પુખ્ત વિચાર કરવાની હું ભલામણ કરૂંછું."

મી૦ સાઇમનસે પ્રશ્ન કર્યો કે શું આવા મુકદમાઓ માટે ન્યાયની દરબાર સ્થાપવાને ગવરનર જનરલને સત્તા નથી?

તેનો ઉત્તર મી૦ પ્રિચારડે વાળ્યો કે તેહને તેવી સત્તાછે ખરી પણ કમનશીબે એ સત્તા તે વાપરતો નથી.' હવે માહારી ઇચ્છા એ છે કે: આ સત્તા ચલાવવાને પારલામેંટના કોઈ ધારાથી અથવા ઈંડયા આફીસના હુકમથી તેહને ફરજ પાડવી.

મી૦ પ્રિચારડના ઘણાજ અગત્યના અને કાબેલીઅત ભરેલા નિબંધને માટે તેહનો ઉપકાર માણવાની મી૦ નારમીડ દરખાસ્ત કીધી અને તેહને મી૦ દાદાભાઈ નવરોઝજીએ ઘણીજ ઉલટથી પુષ્ટી આપી. ત્યાર પછે અધ્યક્ષનો ઉપકાર માણી સભા વીસર્જન થઈ.

પુસતક ૪ થુ.

# ઈસ્ટ ઈંડયા આસોસીએશનનું ચોપાન્યું.

નાં૦ ૧૬ અપાલો સ્ટ્રીટ—કોટ

હીસ હાઈનેસ જુનાઘડના નવાબ સાહેબના આસરાથી
ઈસ્ટ ઈંડયા આસોસીએશનની મુંબઈની સાખાની
મેનેજીંગ કમીટીની સતા તલે.






સાકળીયુ.



મુંબઈ,
દફતર આશકારા છાપખાના મધે
બેહરામજી ફરદુનજીની કંપનીએ છાપીઓ.
કોટ બેહરામજી હોરમજજી સ્ટ્રીટ નાં૦ ૬ તથા ૧૧

સને ૧૮૭૧ ઈસવી

# ઈસ્ટ ઈંડયા આસોસીએશનનું ચોપાન્યું.

તા૦ ૨૨ મી ડીસેંબર (૧૮૬૯) મુંબઇ મધે મળેલી સભા.

વિનાયકરાવ જગન્નાથજી સંકરશેઠ ઈસકવાયર—અદયક્ષ.

ઈસ્ટ ઇંડયા આસોસીએશનની મુંબઇની શાખાની એક જાહેર સભા તા૦ ૨૨ મી ડીસેંબરે ફ્રામજી કાવસજી ઇન્સટીટયુટ મધે મળી હતી જે વે-ળાએ ઉપાધ્યક્ષોમાંહેથી મી૦ વિનાયકરાવ જગન્નાથજી સંકરશેટ ખુરસી ઉપર બીરાજ્યા હતા. કામકાજ શરૂ કર્યા અગાઉ તેઓ બોલ્યા કેઃ—

માહારા મીત્ર મી૦ ફીરોઝશા મેહતા "ગ્રાંટસ ઇન એઈડ" ની બાબદ ઉપર એક નિબંધ વાંચનારછે જે સાંભળવા માટે આપણે અત્રે ભેગા થયા છેએ. આ નિબંધના ગુણ, તે સાંભળવાથી જણાઇ આવશે અને ઈસ્ટ ઇં-ડયા આસોસીએશનના હસતકમાં છપાતા સગળા નિબંધોમાં આ જોડાયાથી તે ઓમાં સારો વધારો થશે હેવી મારી ખાત્રીછે. ઉપલાં ચોપાન્યાંમાં જો આ-સોસીએશનનો દરએક અધીકારી કાંઇ કાંઇ વધારતો જાયતો હવે પછીના લો-કોને અગત્યની અને વાંચવા જોગ બાબદો મળે. જે દીને ઇસ્ટ ઈંડયા આસોસીએશનની મુંબઇની શાખા સ્થાપવામાં આવી ત્યારે મેં માહારો અભિપ્રાય આપ્યો હતો કે આ સભાથી સરકારને ઘણો ટેકો થશે, અને આ સભાના ચંચળ અને કામેલ હાનરરી સેક્રેટરી મી૦ ફીરોઝશાએ જે દાખલો ધરયોછે તે પ્રમાણે ચાલવાને ઘણાકોને ઉલટ થશે હેવી હું આશા રાખુંછું.

આ પછી મી૦ ફીરોઝશા મેહરવાનજી મેહતાએ પોતાનો નિબંધ વાં-ચ્યો હતો.

## વિષય—મુંબઈ ઈલાકામાં દાખલ કરેલી "ગ્રાંટ ઈન એઈડ" ની ગોઠવણ.

લંડનમાં ઇસ્ટ ઇંડયા આસોસીએશનની હજુર મુંબઈ ઈલાકાના કેળવ-ણી ખાતાં વીષે મેં મારો નિબંધ જ્યારે વાંચ્યો ત્યારે હિંદુસ્તાનના દેશીઓને કેળવણી આપવાના ફાયદા, ગેરફાયદા વીષે બોલવાની મને થણી થોડી અથવા

કાંઈજ અગત્ય પડી ન હતી તે વીષે બોલવાનું હું જો માથે લેતતો મે મારી ફરજ ઉપ્રાંત કામ માથે લીધું હતું મને તે વેળા લાગ્યું હતું, અને તેમ જો થાતતો ભાવી કઠીન અડચણો સામે મારે લડવું પડત તે વેળાએ એક ચોપડી બાહેર પડી હતી, (Ideas of the Day on Policy) જેમા ગજદુઆરી નિતીના ચાલુ વિચારોનો વખાણવાજોગ સાર અને ભરૂસા લાયક સાર હતો હેવું સગળે ઠેકાણેથી કેહવામા આવતું હતું તે માં હિંદુસ્તાનની બાબદનું પ્રકરણ કાહાડી જોતા મી૦ સી બક્સટને નીચે પ્રમાણે વિચાર આપેના મારા જોવામા આવયા "કોઈ પણ દેશ જીતીતે ઉપર રાજ ચલાવનારાઓ વચે અને હિંદુસ્તાનમાં બ્રીટીષ લોકોના રાજ્ય કારભાર વચે એક માહાભારત ફેર એ લોજછે કે સઉથી પેહેલા આપણે પોતાના ભલાને અર્થે નહીં પણ તયાના લોકોના ભલાને અર્થે રાજ ચલાવો જોઇએ ઘણીક અડચણો અને અપવાદ છતા આ બધી રાજનીતિને બ્રીટીશ મજબુતીથી પકડી રહાછે અને ખરૂ જોતા તે તેઓના કારભારનું મુળ તત્વ થઈ લાગ્યું છે" તે વ મતે આ વાત મારા અભ્યાશ અને અનુભવથી મહને સાચી લાગી હતી પણ આ દેશમા પાછો ફરયા પછી મને આપોઆપ માલમ પડ્યું કે જે વગના લોકો આ તત્વને હસી કાહાડેછે અને એવી રાજ્યનીતિ રાખવાથી કોઈ પેઝા નાશ થશે હેવી બીખામણ પોતાના જાતભાઈઓને અને આપણને આપેછે તે વર્ગ કાંઈ નાહાનો નથી આ જમાનામા ઉચામા ઉચી કેળવણી આપી શકાય તેવી દેશીઓને આપવાની સુચનાની તેઓ એ કદમ સામે થાયછે અને ઉચી કેળવણી આપવાના ગેરફાયદા ઘણા સખત શબ્દોમા કહી સમજાવેછે

આ લોકો વીષે એસારો કરવાની મારી મતલબ એટલીજ કે હાલના જમાનાના ઉચામા ઉચી વર્ણના સગળા સુધારા અને વધારાઓમા દેશીઓને કેળવ્યામા અને તે મતલબ પાર પાડવા માટે જાહેર કેળવણીના ઉપાયો કરવામાં ઇગ્લાંડનો ધર્મ અને લાભ છે અને એજ વિચાર ઉપર મેં મારો નિબંધ રચેલોછે એવું હું સરૂઆતથીજ કેહવા માગુછુ

દેશીઓને કેળવણી આપવા માટે આજ્યાર સુધી જે કોશિસો કરવામા આવીછે અને તેથી જે પરીણામ અત્યારસુધી નિપજ્યાછે તે ગુણકારી ધારવામાં નઠારુ કેહવાય અને વળી આપણે ભુલી જવું ન જોઇએ કે જ્યારે એ વાત હાથમા લીધામા આવી ત્યારે ઘણીક અડચણો પસાર કરવી પડી હતી અને ઘણીક રીતિઓ અજમાવવી પડી હતી પેહલા ૪૦ વર્ષનો ફક્ત અખતરામા ગોના ખાવામાજ ગયા એમ કહીએ તો ચાલે પણ ૧૮૫૪ મા લાગ્યું કે કેળવણીને પાસરે રસ્તે ઉતારવાનો અને મજબુત પાયો નાખવાનો હવે વખત આવ્યોછે અને તેવાજ વિચાર ઉપરથી ૧૮૫૪ નો

મોહોટો કેળવણી ખાતાનો દસ્તાવેજ પ્રસિદ્ધ કરવામા આવ્યો   તે દસ્તાવેજ માંહેની એક મોટી બાબદ 'ગ્રાંટ ઇન એડ' જે હિંદુસ્તાનમા દાખલ કરવામા આવીછે તે વીષે આ નિબધમા હુ બોલવા માગુછુ.

જે જાતના રાજ્ય અધિકારીઓ તરફથી આ દસ્તાવેજ ઘડવામા આવ્યોછે તેઓને અયોગ્ય તે ન હતો. સભાલથી લખેના અને સભાનથી ધારેલા રાજદ્દુઆરી દસ્તાવેજો માહેના ઘણાએક ગુણો તેમા હતા   તેમા આ બાબદ વીષે આગના અનૂભવના ઘણા અપક્ષપાત અને વાજબી વિચારો આપ્યાછે અને ઘણા જોરદાર અને સ્પષ્ટ શબ્દોમા સક્ષેપમા અભિપ્રાય આપ્યોછે, ભવિશ્યમા કેવી રીતિ ચનાવવી તે તેમા સપુર્ણ અને સ્પષ્ટ રીતિએ દેખાડી આપ્યુછે, અને પૂર્વની પછાત પડી ગએવી જોકે કીમતી વિદ્યાને ઠેકાણે પશ્ચિમની વિદ્યા હુનર લાગુ કરી હિંદુસ્તાનની સરૂઆતની કેળવણીને મોહટો લાભ કરી આપ્યોછે   આ દેશની ભાષાઓને અને ઇંગ્રેજીને કેળવણીમા સરખો ભાગ આપીને ઇંગ્રેજી તથા દેશી ભાષાઓની હીમાયતી કરનારાઓ વચેનો લાંબો ઝઘડો આ દસ્તાવેજે માડી વાળ્યોછે   જાહેર કેળવણીને માટે તેમા જુદુ ખાતુ પાડવાનો હોકમ કર્યો અને અત્યારસુધી જેઓએ એ કામ ચલાવ્યુ તેઓની મદદ પણ કાયમ રાખીછે. અને એજ ઉપયોગી દસ્તાવેજમા નાહાની, મોટી નિશાળો અને મધરેસાઓ સ્થાપીછે અને તેઓને માથે એક 'યુનીવરસીટી' સ્થાપી સગળુ સપુર્ણ કરયુ છે.

પણ જેમ આ દસ્તાવેજમા ઇંગ્રેજી ખુબીઓ છે તેમ ઇંગ્રેજી ખામીઓપણ છે, તેમા કેળવણી આપના વીષે સગળી ગોઠવણો નક્કી કરયા પછી તુરતજ આપણા કાન ઉપર નાખ્યુ છે કે "દેશીઓને કેળવણી આપવા માટે જોઇતા સગળા સાધનો કાંઇ એકલી સરકારથી થાઇ શકેજ નહીં" વળી કેળવણીએ જે અત્યારસુધી પગના ભરયાછે અને મૂખ્ય કરી 'કાલેજો' એ અને નિશાળોએ જે સુધારો અને વધારો કર્યોછે તે બાબે તેમા પોતાને આપસ્તોષથી મુબારકબાદી આપીછે   સરકાર તરફથી ઘણાજ થોડા નાણાની મદદથી સગળી અગત્યની કેળવણી અપાઇ શકાય એવી રીતિ દાખલ કરી શકાશે હેવુ તેમા જડપથી મનમનાવામા આવ્યુછે   અને દેશી કેળવણીમા આ 'ગ્રાંટ ઇન એડ' ની રીતિ લાગુ કરવા માટે તેમા એવી તકરાર ચનાવીછે કે તેથી ઇંગ્રેજોને તે વાજબી લાગ્યા વના રહે નહીં. તેમા જણાવેછે કે "આ રીતિ પૂરતી ફતેહથી આ દેશમા યોગ્ય થાઇ પડીછે" લાર્ડ બાલીંગબ્રોક ઇતીહાશના અભ્યાશ વીષેના પોતાના પુસ્તકમા લખેછે કે "એક દેશના લોકો ગર્વથી પોતાના ધારા, કાયદા, અને રીતભાતોને અમુક ગણી તે ઉપરથી ખરા ખોટાનો નિયમ બાધેછે તે જેવી હસવા સરખી અને નૂકશાનકારક મૂર્ખાઇ આણસજાતમા બીજી ન હશે." એવાજ મજબુત કરા

ણોને સાથે ઉપલો દસ્તાવેજ 'ગ્રાંટ ઇન એડ' ની રીતિને ઉત્કટથી પકડેછે અને હિંદુસ્તાનની કેળવણી માટે તેને ઘણીજ માફક અને અચુક ગણેછે.

મેં માહારા આગલા નિબંધમાં જણાવ્યું હતું કે એકકથી ઉતરી બે જાતની ભુલોથી હિંદુસ્તાનને ખમવું પડેછે. ખરેખરી ઉપયોગી ઇંગ્રેજી ક્યાઓ જેની હિંદુસ્તાનને અગત્યછે તેથી ની તે બેનશીબછે અને જે તેના ઉપર લાગુ પાડવામાં આવેછે તે તેની સ્થિતીને મુદલ માફક આવતી નથી. વળી ગ્રાંટ ઇન એડની રીતિ હાલ વેલાતમાંથી નિકળી જશે એવું લાગેછે કાંઈ જે કારણોને માટે તે દાખલ કરવામાં આવી હતી તે હવે રહ્યાં નથી અને એ વીચારથી આપણા મકદનો ભાર કાંઈ ઓછો થતો નથી. ગમે એમ હોય તોયે એટલું તો આપણે દેખાડી શકીશું કે જે કારણ માટે એ રીતિ અજમાવી જોવાની ઇંગલાંડમાં ગરજ પડી હતી તે કારણ હિંદુસ્તાનમાં છેજ નહીં. તે કારણો એકે પેહલુંતો કેળવણીની અગત્ય ત્યાના લોકોને સારીપેઠે માલમ છે, બીજું એકે ત્યા વધની ઓછી મપુર્ણ અને મોટી થાપણની બક્ષીશો વાળી કાલેજો અને નાહાની નિશાળો હતી અને ત્રીજુતો ત્યા જુદા જુદા વર્ગની કેળવણી-રીતિ દાખલ કરવાની અગત્યછે.

હવે હિંદુસ્તાનમા ઉપલા કારણો માંહેનું પેહલુંછે, એમ ઇંગ્રેજોથી કહી શકાવાનુંજ નહીં; કારણ કે આ દેશ જે તેઓએ જીતી લીધું તે માટે તેઓનું બાહાનુંબી એજ કારણછે હેવુ મી૦ લુઇબવાક જેવો અપક્ષપાત લખનાર કેહેછે. પણ ખરી વાત તો એજછે કે સાધારણ કેળવણીના ફાયદાથી હિંદુસ્તાનના દેશીઓનો મોટો ભાગ અનજાણપોછે, અને ઇંગ્રેજોના આવ્યા પછે કાંઈ તેમા જાહજો વધારો થયો હોય હેવુ નથી. ઉચ્ચા વર્ગની કેળવણી આપવા માટેના કેળવણી ખાતાઓ ઉઘાડવાને નાણું ખરચવા સારૂ લોકોને ઉતર થાય હેવો કાંઇ વધારો કરવામા આવ્યો નથી, અને ઘણાજ જુજ દેશોમાં ખાનગી મદદથી 'કાલેજો' અને મોટી 'સ્કુલો' ઉઘડી હશે.

ઉપર આપેલા બીજાં કારણ ઉપર આપણે હવે આવ્યે છેએ. ઇંગલંડમાં "ગ્રાંટ ઇન એડ" અજમાવી જોવાનું બની શકે હેવું હતું કારણ કે ત્યાં અગાઉની સ્થાપેલી નિશાળો અને "કાલેજો" હતી જેમાં ત્યાંના ગજાઓએ અને રાજ્ય અધીકારીઓએ મોટી નાણાની બક્ષીશો આપી હતી. અને આ બક્ષીશો, કેળવણીની ખરી કદર બુજી તેહને માટેજ કરવા કરતા એ બક્ષીશ કરનારાઓમાં ધર્મની કેળવણી આપવાની કાળજી વધારે હતી એમ કહીયે તો ખોટું કેહવાશે નહી. ગમે તેની મતલબ હોય તોયે આ ખાતાઓ પક્કા પાયા ઉપર તે પેજાએ હતાં અને કદાપિ અગાઉ તેઓ બીજું કાર્ય સારતાં હોય પણ હાલતો મુખ્ય કામ બજાવેછે. હવે જ્યારે ડાએરેક્ટરોએ પોતાનો દસ્તાવેજ બાહેર પાડયો ત્યારે ઉપરને મળતું કારણ મુંબઇ ઇલાકામા શું હતું ? આપણે ૧૮૫૪

માં હતી તેથી નહી પણ આજ કાલની ચાલતી સરકારની સ્થાપેલી નીશાળો અને કોલેજો તપાશી જોયે. પેહલા "હાઈ સ્કુલો" ને જોતા મોટા દસ્તાવેજમાં 'મેટ્રીક્યુલેશન' ની પરીક્ષા સુધી શીખવવાનું તેઓને માટે ઠેરવ્યુંછે. આ હાલતમા તેઓને ઇંગલાંડની જાહેર નિશાળો જેવી કે 'ઈટન,' 'રગબી,' 'હેરો,' 'ઉવેસ્ટ મીન્સટર' ઇતી૦ સાથે સરખાવી શકાય અથવા ફ્રાંસની કેટલીક મોટી નિશાળો (lycées) જેવી કે પારીસની 'લુઈ ધી ગરાંડ" નેપોલીઅન,' 'સેંટ લુઈ,' 'બોનાપાર્ટ' ઇતી૦ સાથ તેઓને સરખાવી શકાય. આ માહેની એક નીશાળ 'લીસે સેંટ લુઈ' જેનું વર્ણન મી૦ મેથ્યુ આરનોલડના કાબેલ હાથ તલે થયલુંછે તેની સાથ આપણી 'હાઈ સ્કુલોની' હાલત સરખાવી જોઇએ. ઇગરેજી નિશાળને બદલે ફ્રેંચ નિશાળ પકડવાનું કારણ એકે પેહલા કરતા બીજામા વધારે ચોકશાઈ અને નીમ રાખવામા આવેછે. આ 'લીસે' માં શી ચીજછે જે આપણી નિશાળોમા નથી તે જોતા માલમ પડેછે કે પેહલવેહલુ તો 'લીસે સેંટ લુઇ' નું ઘર ઘણુ સોભાયમાન, સગવડ વાલું અને સુખાકારી ભરેલુછે, અને ૮૦૦ નિશાળ્યાઓની સગળી ગરજો પુરી પાડવાને કેવળ યોગ્યછે. તેમા તંદરોસ્તી જાળવવાની સગળી ગોઠવણ અને કસરત, ગમતને માટેની જગ્યાઓ ઘણીજ સભાળથી કરવામા આવીછે અને તે ઉપર સરકારને મોહોટો ખરચ થીઓછે.

હવે આપણી મોટામા મોટી 'હાઇ સ્કુલ' જે 'સેનટરલ સ્કુલ' ને નામે ઓળખાયછે તેનો દાખલો પકડયે. તે કેમ બધાઇછે તેની વાત પડતી નાખ્યે તોએ તે ભાગી તુટી હાલતમાછે માટે કેળવણીખાતાંના વડાના દરએક રીપોરટમા તે બાબે ફર્યાદ કરવામા આવેછે. તે મહિના સગળા નિશાળ્યા તેમા સમાતા નથી અને તેમા દાખલ થવા યોગ્ય બીજા ઘણાક ઉમેદવારોને જગ્યાની તાણને લીધે ના પાડવામા આવેછે. તદરોસ્તી જાળવવાના સાધનો તો તેમા છેજ નહી, અને કસરત અથવા રમતને માટેબી તેમજ જાણવુ. ઘણીક મુફસીલની 'હાઈ સ્કુલો' માટે હાલ નવા મકાંનો બાધવામા આવ્યાછે. પણ જાણે માત્ર ચાર દેવાલ અને માથે છાપરુ હેવી સરતોથીજ આ ઇમારતો બાધવાનો હોકમ થયો હોય તેવુ સગળુ છે.

વળી "સેંટ લુઈ" ની નિશાળમા નિશાળ્યાઓને રેહવા ખાવાનુ સગળુ ત્યાજ સપુર્ણછે જે આપણી નિશાળમા તો નામનુબી નથી. આ પ્રમાણે અત્રે કરવામા કેટલીક અડચણો અગાઉ નડતી હતી. પણ હમણા 'એલફીનસ્ટન' અને 'દખણ કાલેજો' મા વિદ્યાર્થીઓને ચોક્સ સરતોથી રેહવા દીધામા આવેછે અને તેનો લાભ લેવાને ઘણાક ઉતરી પડેછે માટે હવે કાંઇબી અડચણ જેવુ દીસતુ નથી અને જલદીથીજ તપાશી જોવા માટે એ જાતની નિશાળો સ્થાપની જોઇએ જેમા છોકરાઓને ખાવા પીવા, રેહવાનુ

સગણુ સાથે હોય  કેળવણીની અગત્ય એક બાજુએ મુકતા આવી નિશા
ળોની હિંદુસ્તાનમા સસારી અને રાજદ્વારી અગત્યછે  મેં એક વેળા
આગળ જણાવ્યુ તે પ્રમાણે 'યુનીવરસીટીઓ' અને 'કાલેજો' ના વિદ્યાર્થી
ઓમા એકમેકમા ભાઇબધાઈ થવાથી પ્રજામા ભાઇબધાઈ અને એખલાસ
વધેછે અને તેથી નાત જાતના બધારણો ટાડી નાખવામા ઘણી મદદ થા
યછે તથા કુમના મનો સાથે મલ્યાથી જાતી ભેદ જતો રેહછે

હવે આપણી મોટી નિશાળના અને 'લીસે' ના શીક્ષકોને સરખાવી
જોઇએ  સઘળાઓ કબુલ કરશે કે કોઇની નિશાળનુ ચડતાપણુ તેના શી
ક્ષકો ઉપર મોટો આધાર રાખેછે  શીક્ષકો પુરૂ પાડવાનુ માહા ઉપયોગી
કામ ફરાંસમા Ecole Normale Supèrieure  નામના ખાતાથી ચાલેછે
તેમા હાલ ૧૧૦ નિશાળીઆઓ છે, તેઓ સઘળા પગારદારછે અને વર્ષ દાહાડે
તેઓને ૯૦ પોંડની 'સ્કાલરશીપ' મળેછે  જેમાથી તેઓનો ગુજારો થાયછે
તેઓની શીખવાની મુદત ત્રણ વર્ષછે  ત્યા દાખલ થવા માટે કોઇપણ શખ્સ
પેહલાતો ૧૮ વર્ષની ઉપર અને ૨૪ ની અંદરની વયનો જોઇએ અને શીક્ષક
ના કામમા અડચણ કરે હેવી તેનામા કાઇપણ શરીરની ખામી નથી હેવી ડાક
ટરની સરટીફીકેટ જોઇએ તથા સારી ચાલની જામીનગીરી સ્કુળમાથી મળવી
જોઇએ  જો તેહન કબુલ રાખવામા આવ્યો તો દસ વર્ષ સુધી જાહેર કેળ
વણી ખાતામા નોકરી કરવાને તેહને બાંધી લીધામાં આવેછે  વળી તેહને
(Bachelor of Arts) બી એ ની અથવા (Bachelor of Science) બી
એસની પદવી મેળવવી જોઇએ  માહરે જણાવવુ જોઇએ કે ફ્રેંચ નિશાળોમા
એક સીક્ષક પોતે  જેમા પસાર થાઇ યોગ્ય ઠર્યો હોય તે શીવાય બીજી
કોઇ બાબદમા નિશાળીઆઓને શીખવવા દીધામા આવતો નથી  પસાર થયલા
ઉમેદવારો બે આગલ જણાવ્યા પ્રમાણે ત્રણ વર્ષ સુધી શીખેછે અને તે
ટના વખતમા તેઓનુ મન ઘણુજ કસવામા આવેછે અને તેઓને શીક્ષકની
સ્થીતિને યોગ્ય કરવાને ખુબ મેહનત લીધામા આવેછે  ફ્રેંચ નિશાળના એક
શીક્ષકનો પગાર વર્ષ દાહાડે ૭૫૦૦ ફ્રાંક અથવા ૩૦૦ પોંડથી તે
૩૫૦૦ ફ્રાંક અથવા ૧૪૦ પોંડ સુધી હોયછે  આ પ્રમાણે જોતા
ફ્રાંસમા શીક્ષકો નિશાળો માહેના એકાઓમાથી ચુંટી કાહાડવામાં આ
વેછે અને તેઓને તે માટે જુદીજ ઘણી ઉંચી કેળવણી મળેછે
હવે આપણે બીજી બાજુ તપાસીયે  અત્યાર સુધીતો આપણામા 'નારમલ
સ્કુલ' ન હતી  પણ નાર્ડ ડનડરીજી કાંપિ કેટે તેમ કાંઇ તેવુ બાગુ ગુજ
હુ. ખડ. પાગુ ક્યારથી. અમદાવાદ. અને. પુના. 'વરનાક્યુલર. કાલેજો.'
ને ફેરવી શીક્ષકો તયાર કરવાની સ્કુલો બનાવવા ॥ આવીછે ત્યારથી આ
વાત ઉપર સેહજ લક્ષ આપાવવુ લાગેછે  પણ આ મરે આ 'ટરેનીંગ સ્કુલ'

અને કાલેજોમાં શું ઠમકે ? યાદ રાખવું કે 'સ્કુલો' મધ્યેથી સરસ નિશાળીઆ- ઓ ચુંટી કાહાડી દેશમાં ચાલતી ઉંચામાં ઉંચી કેળવણી જ્યાંસુધી તેઓને મળે નહી ત્યાંસુધી આ 'નારમલ કાલેજો' નહીં હોયસી ભલી. 'ઇકીલ નારમલ' માં દાખલ કરતી વખતે જે કરડી સરતો કરવામાં આવેછે તેવી અમદાવાદ અને પુના 'ટરેનીંગ સ્કુલો' માં કરવામાં આવતી નથી. અને તેમાં શી નવાઇ ? 'ઇકીલ નારમલ' માં જે 'સ્કાલરશી- પો' મળેછે અને જેથી તેઓનું ગુજરાન ચાલેછે તેવી અત્રે મળતી નથી, અત્રેની 'ટરેનીંગ' નિશાળો જેમ હાલછે તેમ તો સાધારણ બીજા વર્ગની નિશાળો જેવીછે, અને ઘણું નાણું ખરચી નિશ્ફળ કેમ થવું તે શી- વાય જાહાજનું કાંઇ શીખાડતી નથી, અને તેટલાં લાયક શીક્ષકો વગર બાજી નિશાળોને ખમવું પડેછે. વડા શીક્ષકોના હોદ્ધા ઠીક કેળવણીના કેટલાક યુનીવરસીટીના ગ્રાડ્યુએટોના હાથમછે પણ નાહાના શીક્ષકોની જગા થોડા પગારવાળા જુવાન શખ્શોથી ભરાયલીછે અને જે નિશાળીઆઓને કેળ- વવા તેઓને નેમ્યાછે તેમના કરતાં આ શીક્ષકોને કાંઇ વધારે આવડતું નથી. નિશાળોની ખરાબ હાલત વીષે વારેઘડીએ ઉપરીઓના રીપોરટોમાં જે ફરીઆદ જોવામાં આવેછે તેનું મુળ કારણ આજછે. અને જ્યાંસુધી સારા પગારવાળા અને ખુબ કેળવાયલા, શીક્ષકો પુરા પાડવા માટેના ઉપાયો કરવા- માં આવશે નહીં ત્યાંસુધી નિશાળોને કપાળે આ આપદા ચોટેલીજ જાણવી.

હવે આપણે શું અભ્યાશ થાયછે તે સરખાવી જોઇએ. વાજબીપણે કેહેવાઇ શકાશે કે જ્યાંસુધી એક ચોક્સ અભ્યાશને શીખાડનાર બરાબર કોઇ ન હોય ત્યાંસુધી તે અભ્યાશને આપણો મેળ કરી રાખવો એ ઘણું અઘટી- તછે એટલું છતાંબી બેહુ દેશોમાં જે અભ્યાશનો નિયમ પકડવામાં આવ્યોછે તેહને સરખાવી જોવામાં કાંઇ નુકશાન જેવું નથી. ફ્રેંચ નિશાળનાં અભ્યાશ મતાથી ઠેડવવામાં આવેછે અને દેશના એક નાકાંથી તે બીજા નાકાં સુધી એકસરખો ચોકશ અને શુદ્ધછે. ફ્રેંચ 'લીસે' માં ૮ વર્ગ હોયછે જેમાંના છેલા બે આપણી નાહાની યાને "આંગલો વરનાક્યુલર સ્કુલો" ને મળતા આવેછે અને બાકીના ઉપલા વર્ગો આપણી 'હાઇ સ્કુલો' ને મળતા આવેછે. એક વર્ગમાંથી બીજા વર્ગમાં ચઢતાં એક વર્ષ લાગેછે અને ૮ વર્ષની ઉમરે ઘણુંકરી એકુ છોકરો દાખલ થાઇ શકેછે. હવે ત્યાંના અભ્યાશની વિગત તપાસયે. વળી પાછું આપણે મી૦ આરનોલડનાં સાફ સ્પષ્ટ અને ચોક્કશ બોલો ઉતારી લઇએ જેમાં વાંધો નિકળી શકેજ નહીં. "પોતાની દેશી બા- ષામાંથી મોહોડે ચહડાવવાની ઘણી લાભકારક રીતિ છેક નિચલા વર્ગથી તે છેક પેહલા વર્ગ સુધી ચાલુ રાખવામાં આવેછે. છેક આઠમાં વર્ગથી (Classe de huitième) તે સાતમાં વર્ગ સુધી (Septième) લાટીન સરૂ કીધામાં

આવેછે પછી ત્યાંથી ગ્રિક અને બીજી આ જમાનાની ભાષાઓ શીખાડવાનુ ચાલેછે. તેમાં ઇંગ્રેજી, જરમન, સ્પાનીશ, અથવા ઇટાલ્યનભી હોય અને તે જેમ જેને ભાવે તેમ અથવા નિશાળ્યાઓના માબાપની ખુશી ઉપર આધાર રાખેછે. ચીતારવાનુ અને ગાવાનું ફ્રેંચ નિશાળોમાં અગત્ય કરી શીખાડવામાં આવેછે અને તેનું કાંઈ વધારે દામ પડતું નથી. ચીત્ર પાડવાનું ગમત દાખલ નહીં પણ હુન્નર દાખલ શીખાડવામાં આવેછે અને છેક લીટી લીટાના સાદા અભ્યાસથી તે નકશીદાર અને સામો પદાર્થ જોઇને પાડવાનું તેઓને શીખવેછે."

"પાચમાં વર્ગમાં આપણો અગલી મીત્ર કારનીલ્યસ નિપોસ શીખાડવામાં આવેછે અને વળી જસટીન, ઇલીઅન અને લુશીઅન જેવા લખનારાઓનોભી અભ્યાસ કરવામાં આવેછે જે હું ધારૂંછું કે આપણી નિશાળોમાં ચાલતો નથી. આ અને છઠા વર્ગમાં પાઠ લેવાનો વખત એકસરખો વેહેંચી નાખેલોછે; એક અઠવાડીઆમાં દસવાર અને બે કલાક ગાવાનું, એક કલાક ચીતારવાનુ અને બે કલાક કસરત કરવાની. એક વર્ગ બે કલાક સુધી ચાલેછે અને તેમ ગણતાં કસરતના કલાકો બાહેર રાખતાંભી એક અઠવાડીઆમાં ત્રેવીસ કલાક પાઠ ચાલેછે. આ કલાકોને નીચે પ્રમાણે વેહેંચી નાખવામાં આવ્યાછે. સાહાડાસાત પાઠો યાને ૧૫ કળાક અગલી મુખ્ય ભાષાઓ, એક પાઠ બે કળાક, ઇતીહાશ અને ભૂગોળ વિદ્યા, બે અડધા પાઠો, બે કળાક ચાલુ ભાષા; અડધો પાઠ, એક કળાક ગણીત શાસ્ત્ર.

"ચોથા વર્ગમા (Quatrième) લાટીન ભાષાનો કવીતા વિચાર અને ભૂમિતિ વધારે શીખાડવામા આવેછે. આ વર્ગમાં એક કળાક પુરાણી ભાષાઓને ઓછો અને ગણીત શાસ્ત્રને વધતો આપવામાં આવેછે, ચીત્ર પાડવામાં પણ એક કળાક વધારે મળેછે.

"ત્રીજા વર્ગમાં (troisième) લાટીન કવીતા સરૂ થાયછે અને આખી નિશાળમા પેહલવેહલું હઇઆંજ હોમર નજરે પડેછે. આ વર્ગમાં 'ટેરેન્સ,' 'હરોડેટીસ,' 'પ્લુટાર્કસ મોરલશ' અને 'ગ્રિક ફાધર્સ' એ પુસ્તકોને સંક્ષેપમાં શીખાવતા માહારા જોવામાં આવ્યા. આ વર્ગમાં ગણિત અઠવાડીઆનાં ચાર કલાક શીખવવામાં આવતું હતું. ભૂગોળ વગર ફક્ત ઇતીહાશ ઉપર બે કલાક રોકયા હતા. ભૂગોળ ઉપર અઠવાડીઆમાં એક કલાક અને ચાલુ ભાષા ઉપર બે કલાક આપવામાં આવ્યા હતા. ગાયણ સાસ્ત્ર ફકત એકજ કલાક કીધું હતું અને એ પ્રમાણે જોતાં શીખાડવાના કલાક ૨૪ ઉપરથી વધીને ૨૬ થયા હતા.

બીજા વર્ગમાં (Seconde) ઉપર પ્રમાણેજ ભાગો પાડવામાં આવ્યા હતા પણ ગણિત અને ભૂમિતિને બદલે અહીંઆં બીજગણિત અને કુદરતી પદા-

ષૈનું ગ્નાન વધારે આપવામાં આવતું હતું. 'તાસીટસની આગ્રીકોલા' 'પ્લેટો' ના સેહલા 'ડાએલાગ્ઝ' ડીમાસ્થીનીસના સેહલાં ભાષણો વગરે વાંચવામાં આવતાં હતાં.

હઇઆંથી આપણો નિશાળો પેહલા વર્ગમાં ચહડતો હતો જેહને ફ્રેંચો અસલથીજ પેહલો વર્ગ કેહતા નથી. પણ 'Classe de rhetoriqu's' કરી કહેછે. ફ્રેંચ ભાષામાં તેઓને Pensées of Pascal, the Oraisons funèbres of Bossuet, La Bruyère, Fenelon's Lettre á l' Académie Française, Buffon's Discours sur le Style, Voltaire's Siécle de Louis XIV; Boileau's art Poetique અને La Fontaine's Fables, એ ચોપડીઓ શીખાડવામાં આવેછે.

બારીક બાબદો અને ગોઠવણો બાબદ ગમે હેવાંબી ફેરફાર મત હોય તોબી બીજા વર્ગની કેળવણી માટે આવો અભ્યાસ જોઈ કોઇબી વાજબી-પણે મગરૂર થશે. આપણી હાઈ સ્કુલોએ જો આવો અભ્યાસ ચલાવવાનું માથે લીધેલું હોય તો આપણે સંતોષ પામ્યે, પણ શું તેમછે? આપણે જાહેર કેળવણી ખાતાંના રીપોર્ટોમાં એ વીશે જોઈએ. કેળવણી ખાતાનો વડો પોતાના ૧૮૬૫—૬૬ ના રીપોરટમાં લખેછે કે "મેટ્રીક્યુલેટ વિદ્યાર્થીઓને તઇઆર કરવા માટે હાલના કરતાં હંજુ વધારે સારી હાલતમાં હાઈ સ્કુલો હોય તોએ હું સંતોષ પામતો નથી. આ હાઈ સ્કુલોએ પોતાનું કામ પુરતું બજાવવા માટે ઇંગલાંડની સ્કુલોની માફક અસલી મુખ્ય ભાષાઓનું ગ્નાન આપવું જોઇએ, તેઓએ હેવા વિદ્યાર્થીઓને 'કાલેજો' માં મોકલવા જોઇએ કે જેઓ ફક્ત યુનીવરસીટીમાં દાખલ થાઈ શકે એટલુંજ નહીં, પણ ઇંગરેજી ભાષાનું સારૂં ગ્નાન રાખે અને લાટીન અથવા સંસકૃત ભાષાના મુળ તત્વો સારીપેઠે સમજે, જેમાં હાલની જરમન અથવા ફ્રેંચ વધારવાને હું નમ્રતાથી મારો વિચાર આપુંછું." ઉપલાજ રીપોર્ટમાં બીજે ઠેકાણે લખેછે કે "અત્યાર સુધી તો પુરાની ભાષા શીખવાનું કાલેજમાં દાખલ થવા પછીજ ખરેખરૂં શરૂ થાયછે, અને હાઈ સ્કુલોમાં નિશાળીઆઓ તે શીખીને મેટ્રીકયુલેશનની પરીક્ષામાં જાય હેવી આશા રાખવામાં આવતી હતી, પણ હજુ સુધી તેમ થયું નથી. હજુ સુધી સંસકૃત અથવા લાટીનમાં પસાર થાઇ કોઇ ઉમેદવાર કાલેજમાં દાખલ થયો નથી." ૧૮૬૬—૬૭ ના રીપોર્ટમાં ડાએરેકટર જણાવેછે કે "આ ઇલાકાની સરકારી હાઇ સ્કુલોની ખરાબ હાલત વીશે બોલતાં માહારે મેટ્રીક્યુલેટ થયલા કેટલાક વિદ્યારથીઓ ઉપર ધ્યાન પોંચાડવું જોઇએ. તેઓ એટલાતો કાચા અને અધુરા હોયછે કે તેઓ કાલેજમાં દાખલ થાયછે ત્યારે તેઓમાં ભાષાનો કાંઈ જોશ હોતો નથી અને પુરાની ભાષાનો તો એક શબ્દ પણ જાણતા નથી, અને વળી ઇંગરેજી એટલીતો

બેકાયદે હાઈ સ્કુલોમા શીખાડયામા આવેછે કે યુનીવરસીટીમા શીખનારાઓ ધપ અને જોડણીમા બયકાર ભૂલો કરેછે અને ઘણાજ સારા વિદ્યારથીઓ જવલેજ તેમાથી મોકના થાઈ શકેછે"

હાઈ સ્કુલો છોડી હવે આપણે કાલેજો ઉપર આવે, પણ જેટલુ સ્કુલ ઉપર આપણે ધ્યાન આપ્યુ તેટલુ આ ઉપર આપવાની અગત્ય નથી કારણ કે માઠા મૂળમાથી સારૂ ફળ નિકળે એ બનવુ મુશકેલછે અને નગાબ સ્કુલોમાથી સારી કાલેજો ફુટેજ નહી પણ મૂળ ખરાબ હોય એટલુજ નહી, સગળા વચે આવેના રસતાઓ અને માર્ગો ની ખરાબછે અનેની બેકુ કાલેજોમા શીખવનારાઓની ઘણી ખુટની ફર્યાદ સાભળવામાં આવછે ૧૮૬૬—૬૭ ના રીપોર્ટમા જણવિછે કે "દોઢ કોડ આદમીની વસ્તીની કેળવણીને જે કામ મુબઈ ઇલાકાની યુનીવરસીટી તમા ઇતીહાશ માટે અથવા લાટીન, ગ્રીક, અરબીક અથવા હીબ્રુ ભાશાનો એકબી પ્રોફેસર ન મળે, જાકે આ સઘળી ભાષાઓની પરીક્ષા લેવાનુ યુનીવરસીટીની ટીપમો આપેલુછે વળી આપણી તરફથી આપણે ફ્રેંચ અથવા જરમન, ચીત્ર પાડવાનુ અને ગાયણ વિદ્યા હુનરીએતો ચાલે અને આ દરેક બાબદોમા ઘણાક ઉમેદવારો વારે ઘડીએ પરીક્ષા આપવા આવેછે રસાયણ શાસ્ત્ર માટે ફક્ત એકજ પ્રોફેસરછે અને જોતીશ શાસ્ત્ર માટે અથવા ભૂરચના શાસ્ત્ર માટે તો મુતનગ છેજ નહીં અને 'ઈંડીઅન લા' યાને આ દેશના ધારા શીખાડવા માટે પણ કોઈ નથી" ૧૮૬૭—૬૮ ના રીપોરટમાથી એજ ફર્યાદ જારીછે "એનરી સગન કાલેજમા વિદ્યારથીઓની શખ્યા અને શીખવનારાઓની શખ્યા વચે પ્રમાણ હસ્વા સરખો થાઈ ગયાછે' આ જાતની બેદાદીની જેટલી ફર્યાદ કરશુ તેટલી થોડીછે

હાઈ સ્કુલો અને કાલેજોની આ પ્રમાણે જડપમા તપાસ કરયા પછી હવે આપણે જોઈએછે કે ઇગનાડમા 'આર્ટ ઇન એડ' સ્થાપવાનુ બીજુ કારણ જે ત્યાની મોટી કાલેજો અને નિશાળોછે અને જેમાં મોટી બક્ષીશો થયલી અને સપુર્ણ હાળતમાછે તેવી નિશાળો યાને, કારણ અને નથી અને જ્યારે ઉપલો મોહાટો દસ્તાવેજ બાહેર પડયો ત્યારેબી મુબઈ ઇળાકામા નહતુ કદાચ ડાએરેકટરોએ એમ ધાર્યુ હોય કે આ દસ્તાવેજ બાહેર પડયાથી આપોઆપ તની ઉંચી કેળવણી માટે નિશાળો ઉભી થશે હવે આ "ગ્રાંટ ઇન એડ" બાહેર પાડનારો દસ્તાવેજ ૧૫ વર્ષ થયા અમલમા આવ્યોછે અને તેના પરીણામ આપણે જોયાછે

૩ એકબારગી ઇગનાડમા ઉપળા બે કારણોની હસ્તીબી હતે તોએ આ 'ગ્રાંટ ઇન એડ' ની જાહાજી અગત્ય પડતે નહી, પણ ત્યાની પ્રજાના જુદા જુદા પથના લોકોની બોપોસને અને ધરમના ઝહનુનને લીધે આ પ્રમાણે

કરી તેઓને ધરમના છુટાપણાને નામે માગેલા હક આપવાની ત્યાંના રાજ્ય અધીકારીઓને ફરજ પડી હતી. ઇંગલાંડમાં કોઇપણ પંથવાળા, ધરમના જ્ઞાન વગરની બીજી કેળવણી આપવા માટે કર ભરનાર નથી, પણ તેઓનેતો પોતાને ખરચે ચાલતી નિશાળોમાં પોતાના ધરમ સંબંધી મતો જોયેછે. ત્યારે આ બોહોળા અને ઝહનુની લોકોમાંથી છુટવાનો ઉપાય માત્ર એજ કે તેઓને ખરચે ધરમ શીખવનારી સ્કુલો ચલાવવી અને તેમાં બીજી કેળવણી માટે સરકારે થોડું નાણું આપવું.

સુભાગ્યે આ કારણ હિંદુસ્તાનમાં છેજ નહીં ત્યાં પેહલાંથીજ ધર્મની બાબદો બાતલ કાહાડવાનો નિશ્ચય કરવામાં આવ્યો હતો. જ્યારથી માઉંટસ્ટુઅરટ એલફીનસ્ટને પોતાની કેળવણી વીષેની નામીચી મીનીટમાં લખ્યું હતું કે "આપણા કેળવણી ખાતાંના બંદોબસ્તમા જરાપણ ધર્મની વાતની મેળવાની હું એકદમ સામે છું" ત્યારથી તે આજ ૧૮૫૪ ના મોટા દસ્તાવેજ સુધી એજ નિયમને પકડી રાખવામાં આવ્યોછે. આ બાબદ મુકી દેવા અગાઉ મીશનરીઓ જે પાયા ઉપર ફર્યાદ કરેછે, કે જો 'ગ્રાંટ ઇન એડ' કાહાડી નાખી તો તેઓની નિશાળોમાં અપાતી બીજી કેળવણી માટેની મદદ બંધ થશે, તે વાત તપાશી જોઇએ. પેહલીતો વાત એકે રાજ્ય તરફથી સંપુર્ણ કેળવણી ઉપાતાં સ્થાપ્યાથી કાંઇ જરૂર કરી ચોકશ સરતોથી ખાનગી સ્કુલોને મદદ આપવામાં અટકાવ નથી. અને આપણે 'ગ્રાંટ ઇન એડ' ની સામે આપણે લડયે છઇએ તેનું કારણ કાંઇ અવારનવાર તે આપવા માટે નથી પણ ચોકસ રીતિ તરીકે સઘળાં કેળવણીના કામમાં દાખલ કરવા માટે છે. વળી મીશનરીઓની નિશાળોને આ મદદ માંગવાનો શું હકછે તેપણ તપાશવાનુંછે. કારણ કે જે લોકો પોતાનાજ મહજબની કેળવણી આપનારી નિશાળોમાં પોતાના બાળકોને મુકવા માંગે છે તે જાતના લોકો આ મીશનરીઓ નથી.

ઉપલી તકરાર ઉપરથી આપણા જોવામાં આવ્યું. કે ઇંગલાંડમાં 'ગ્રાંટ ઇન એડ' ચાલુ રાખવાને જે જે કારણો પડયાંછે તેમાંનું એકે હિંદુસ્તાનમાં છેજ નહી, તોએ હિંદુસ્તાનમાં એ રીતિ લાગુ પાડવા માટે કાંઇ બીજાં તે ઉપરાંત કારણો મોટા દસ્તાવેજમાં દેખાડયાંછે કે નહી તે આપણે તપાશીયે. પેહલુંતો ડાએરેક્ટરોએ મોટા હરખથી સોધી કાડીયુંછે, કે "યુરોપયનોની સુધરેલી વસ્તીની આસેપાસેજ નહી પણ માહેના પ્રાંતોમાંપણ સારી કેળવણી મેળવવાનો દેશીઓનો શોખ વધતો જાયછે, અને પોતાની આતુરતા દેખાડવા માટે તેઓએ ઘણીક વેળા નાણાંની રકમો પોતે ભરીછે. એ ઉપરથી ઉપલી વાત સાબેત થાયછે." અને તે વાત ઉંચા વર્ગના લોકો ઉપર ડાએરેક્ટરો વધારે જોશથી લાગુ પાડેછે. આ વાદવિવાદો અને વાતો જેટલી આપણને ઠગેછે એટલું બીજું કશું ન હશે. સેહેલાઇથી મળતી કેળવણીનો લાભ

લેવાની ઇચ્છાની વાત, અને કેળવણીના ફાયદા સમજી તે ઉપર કેળવણી ખાતાઓને બક્ષીશ આપવાની અથવા ઉભા કરવાની વાત કેવલ જુદીજછે. ઘણી ઘણુતો તેઓ નિશાળોના પગાર આપવાને ઇચ્છા બતાવશે, અને સરકારી નિશાળોએ પગાર ન લેવા હેવુ હમે કેહવા માંગતા નથી, પણ ઉલટુ તક મળ્યે આસતે આસતે વધારતા જવાની મજબુત ભલામણ કરયે છેએ. પણ ખરો પ્રશ્નતો જુદોછે, તે એકે શુ દેશીઓ એટલા બધા સુધરી ગયાછે કે થોડા વખતમા પોતાને માટે નિશાળો સ્થાપશે ? આવી રીતિના કાંઇક ચીન્હો ડાએરેક્ટરોને માલમ પડવાથી તેઓ ખુશી થાયછે, પણ વળી સવાલ એછે કે કાંઇ છુટી છવાઇ બક્ષીશો નહી પણ હેવુ થાઇ શકશે કે ખાનગી બક્ષીશો ચાલુ રહી હાલની સરકારની નીશાળોને બદલે ડાએરેક્ટરોની ઇચ્છા પ્રમાણેની બી જી નિશાળો સ્થાપી ચાલુ રાખી શકાશે ? ઉચા વર્ગના લોકો કેહતા જો શ્રીમન સમજવામા આવતુ હોયતો તે લોકોએ ડાએરેક્ટરોના કેહવા પ્રમાણે ૧૮૫૪ માતો શુ પણ ૧૮૬૯ માખી કાંઈ કેળવણીની હોંસ બતાવી નં હતી ના, એટલુંજ નહી પણ જે કેળવણી તેઓને માટે તૈયાર હતી તે પોતાના બાળકોને આપવાને પણ તેઓ પછાત પડયા હતા. મુંબઈ ઇલાકામા જે ઉચી વર્ગની કેળવણી આપવામા આવેછે, તે પૈસાદાર લોકો અથવા ઉચા વર્ગના લોકો લેયછે હેવી ગુછવણમા ડાએરેક્ટરો પડયાછે. પણ હિંદુસ્તાનમા શ્રીમતો અને ઉચા વર્ગના લોકોમા ફેરછે. બ્રાહ્મણો જેઓ સમારી અને ધર્મની સ્થીતિમા સુધરેલાછે તેઓએ ઉંચી કેળવણીનો લાભ સર્વે કરતાં વધારે લીધોછે, પણ તેઓ ઘણુકરી અતીશય ગરીબ હોયછે. એટલે જ્યારે ડાએરેક્ટરો ચીંતામાથી દુર થાયછે, કે ઉચી કેળવણી ઉચા વર્ગના લોકો લેયછે, ત્યારે ખરી વાતતો એછે કે ખરેખર માતબર લોક જોકે પુરે શક્તિવાન છે, તોપે સરકારી કેળવણીખાતાની ખામીઓ સુધારવા પછવાડે પોતાની દોલતમાથી કાઇની બાકી સાકી આપવામાં નાખુશી બતલાવેછે, એટલુજ નહી પણ સરકારને ખરચેથી પોતાના બચાઓને કેળવણી આપવાની ના પાડેછે, પણ બીજા હાથ ઉપર ઉચા વર્ગના લોકો જેઓ કુળે અને અક્કલે ઉચા છે તેઓ થોડોઘણો પગાર આપીનેબી જેમ બને એમ કેળવણીનો લાભ સમજી લેવાને આતુરછે ખરા, પણ ઉચી કેળવણીને માટે કાંઈ મોટી બક્ષીશો આપવાની ખરે તેઓમા શક્તિ નથી.

'ગ્રાંટ ઇન એડ' ની તરફેણમા ડાએરેક્ટરો એક બીજી તકરાર લાવેછે, તે ઓ કેહેછે કે "આ રીતિથી પોતપોતા ઉપર ભરુસો રાખવાની ટેવ પડેછે અને પોતાનાજ ઇલાકા માટે પોતેજ મેહનત કરવાને તેઓને અભ્યાસ પડેછે અને તે પ્રજાને ઘણુ લાભકારીછે". હિંદુસ્તાનમા આપગજ્ય ચલાવવા માટે લોકોમાં હોંશ ઉતપન્ન કરવા સારૂ ડાએરેક્ટરો જે કાળજી બતાવેછે તેની પુ-

રતી તારીફ થાઈ શકતી નથી. કેળવણીખાતાં ચાલુ કરવાથીજ જે પરીણામો નિપજે તે પરીણામો પેહલાં મેળવવા માટે ઉપરાંત ખાતાં શરૂ કરવામાં ધીલ કરવી એ ગોળ તકરાર કેહવાય. ઉંચા વર્ગની કેળવણીથી આપણાજ્ય ચલાવવાની જેટલી બુદ્ધી આવશે એટલી બીજી કશાથી આવનાર નથી. ઉંચા વર્ગની કેળવણીપરથી બાળકોની કેળવણી ઉપર આવીએ તો એટલું કેહવાઈ શકાશે કે તે કાંઈ ઘણી ખરાબ હાલતમાં નથી અને તે માટે મુંબઈની મગરૂરી કબુલ કરવી પડેછે. પણ તેમ તે કાંઈ જોઈએ એટલી ઉછળતી હાલતમાંબી નથી. મારાં જાણવે આ જે થોડીઘણી ફતેહ મળીછે તેથીજ 'ગ્રાંટ ઇન એડ' ને રદ કરવાનું વધારે કારણ મળેછે, કારણ કે "ગ્રાંટ ઇન એડ" ની રીતિ કાહાડી નાખવાથીજ આ પરીણામ નિપજ્યુંછે. જોકે ઉંઘાડી રીતે નહીં પણ ધીમે ધીમે ૧૮૬૪ માં મુંબઈની સરકારે હડુડ રાજાઓના ધરમના ઉઘરાણાઓ (benevolences) ની માફક રાજીખુશીથી ઉઘરાણાની સેહલી રીત શોધી કાહાડી. તેઓએ મેહસુલખાતાંઓને ખુશ તબેથી હોકમ કરયો કે તેઓએ જમીનના કરમાં સેંહકડે ૧ ટકો કાંઈ હેવો વધતો જેવો. આ 'લોકલસેસ' થી થયલા ફાયદાઓની તારીફ કેળવણીખાતાંના હોદેદારો બાપોકારથી ગાયછે. પણ ખરેખર જોતાં આ શુંછે! તે ઉપર ઢાંકેલી ઢાંકણી કાહાડી નાખો અને જોશોતો જણાશે કે તે કાંઈ નહીં પણ કેળવણીના કામ માટે જમીન ઉપર પાધરો કરછે.

આપણે હવે દેખાડયુંછે કે કેળવણીખાતાંના કામ માટે 'ગ્રાંટ ઇન એડ" હિંદુસ્તાનને મુદલ માફક આવતી નથી અને બીજી રીતે સરકાર તરફથી મળતી કેળવણીના ફાયદા બતાવી આપ્યાછે. ઉંચી કેળવણીને માટે સારી ખાનગી નિશાળોની પુરતી સંખ્યા સ્થાપવામાં "ગ્રાંટ ઇન એડ" ની રીતિ કાંઈ કામે લાગી નથી તે આપણે દેખાડયુંછે. સરકારની સ્થાપેલી નિશાળોની ખાંમીઓ સુધારવામાં મદદ કરવામેં અને તેઓને ખરી અગત્યનો ટેકો આપવાને આ રીતિ તદન નિષ્ફળ થાઇછે તે આપણે દેખાડયુંછે. વળી એક 'નારમળ કાલેજ' સ્થાપવાની મુળ વાતથી તેણે છેડી નથી. હલકી કેળવણી આપવા માટે આ રીતિ નાખી દેવી પડી હતી એવી આપણા જોવામાં આવ્યુંછે. હજુ આપણે આગલ ચાલી દેખાડી શકતે કે ઘણાજ સારા વખતમાંબી, પૈસા અને ખાનગી ખુવારી થવા ન દે હેવાં, ધડીઘડીએ અખતરાઓ અજમાવી થાકવી ન નાખે હેવાં, અનુભવનો લાભ આપે હેવા અને હાલના સુધારાને એકમેકનાં જુડવાળાં અમુલ્ય સાધનો આ રીતિ સ્થાપી ન શકત. પણ 'ગ્રાંટ ઇન એડ' ની તરફદારી કરવાવાળાઓ અહીઆં આપણને કેહેછે કે આ રીતિના ગમે હેવાબી વાંક હોય અને ખામીઓ હોય તોએ, તે કાહાડી નાખી તેહને બદલે બીજી દાખલ કરવાની મેહનત એથી વધારેછે. ડાએરે-

કટરો જણાવેછે કે "ચોક્કસ વખતમા આવડી ગણી ખાડી પુરે હેની કેવળ સરકારના ખરચની સ્કુલો અને કાલેજો સ્થાપીને તે વડે હાલ અપાતી કેળવણી વધારવાને અને આપણે ઈચ્છીએ છૈએ તેવી રીતિ લાગુ કરવાને પૂરતા સાધનો મેળવવાને કેટલી અપાર અડચણો નડે તે હમારાથી વિચાર્યા વના રેહવાનુ નથી." હિંદુસ્તાનમા કેળવણી આપવા વીષે સરકાર ત્રણ રીતિએ બધાયલીછે તે આપણે એકવાર આગળ વર્ણવ્યુછે એકતો રાજકર્તા તરીકે, બીજુતો જમીનના ધણીઓ તરીકે અને ત્રીજુતો આ દેશના વતની સુધારા કરતા ઘણે દરજ્જે ચહડતા સુધારાના તેઓ માગીંદછે. આ ત્રણ ફરજો માથે ન લેતાશી જે મહાભારત અડચણો ડાએરેક્ટરે વિચારેછે તે ઘણી સહરાવેલીછે વળી આપણે જુન ન કરવી જોઈએકે સરકારનાજ રેકાથી કેળવણી ખાતુ ઉઘાડવાની હાલ જેટલી અગત્યછે તે કરતા વધારે મોટા પુરેપુરા ખાતા કાહાડવાની કાંઈ ફરજ પડે એટલે કે કાલેજોમા દાખલ થતા ઉમેદવારો માટે ગરજ પાચ કાલેજની હોય પણ દસ બાધવી પડે અને 'નરમલ કાલેજ' મા ૫૦ જગાની ગરજ હોય ત્યા ૧૦૦ ઉઘાડવી પડે. સરકારને સુ સુ કરવુ પડે તે જોવુ કેવામા સારૂ છે. પેહલુતો એકે નાહાની નિશાળો, 'હાઈ સ્કુલો', 'નારમલ સ્કુલો', 'કાલેજો' અને યુનીવરસીટીઓનુ એક ચોકઠુ સરકારે ઉભુ કરવુ જે જોકે ઘણુજ વિદ્યાવાન ન હોઈ શકે પણ જેમ વખત આગળ વધતો જાય તેમ તેમાની વિદ્યા સંપાદન કરવાના સાધનો ખીલતા જાય, અને બીજુતો એકે જ્યારે કોઈ જગ્યામા એકુ કેળવણી ખાતુ યાને "હાઈ સ્કુલ" સ્થાપવામા આવીકે તુરત સરકારે તેહને ખાનગી અને તે જગ્યાની ઉપજમાથી નાણાની મદદ આપવી, તે સીવાય બીજી બાહેરની મદદ મળે તે-બી આપવી પણ જો તે મળેતો તે માટે ખોટી થવુ નહી વળી સરકારની મદદ પુરેપુરી જોઈએ અને કોઈની અગત્યની ગરજ સ્કુલમા રહી જાય નહી તેની તપાસ રાખવી જોઈએ ત્રિગીય ખાતાઓ સર્વેથી સરસછે હેવો ગર્વ રાખી બેશી રેહવા કરતે જો ડાએરેક્ટરોએ ફ્રાન્સ, જરમની, સ્વીટઝરલાંડ તરફ નિહાહ પુગાડી હતેતો તેઓને માલમ પડતે કે ત્યા આ સઘળી અડચણો આસ્તે આસ્તે કેમ મટી ગઈછે અને તે જેવી ધારવામાં આવતી હતી તેવી કઠણ ન હતી. જો વાજબી સભાનથી કામ કરવામા આવેતો 'ગ્રાન્ટ ઈન એડ' ની રીતિને અલે હમોએ બતાવણ કરીછે હેવી રીતિ કાંઈ ખરચ વધવા વગર લાગુ પડી શકે ૧૮૬૫—૬૬, ૧૮૬૬—૬૭ અને ૧૮૬૭—૬૮ ના દરેક વર્ષમા મુબઈ ઇલાકામા કેળવણી ખાતા ઉપર સાહાડાનવ લાખ રૂપીયાની સેજ અદર ખર્ચ લાગ્યોછે અને તે આખા ઈલાકાની મેહસુલનો સેહે કડે ૧ ૨/૩ ટકાના પ્રમાણમાછે ૧૮૬૬—૬૭ ના રીપોરટમા કેળવણી ખાતાનો વડો જણાવેછે કે "જો આખા ઈલાકાની ઉપજમાથી બે ટકા મુબઈને આપવા-

માં આવેતો માહારા અભિપ્રાય પ્રમાણે આખી યુનીવરસીટીના સઘળાં ખાતાંનો આકાર તદન ફેરવાઇ જાય." જ્યારે આપણને સારી સત્તાથી કેહવામાં આવેછે, બે ટકાથી આટલું બધું થાય ત્યારે આપણે સેહજ જોઈ શકશું કે પાધરો સરકારે ખરચ માથે લીધાથી કાંઈ મોટો માહાભારત ખરચ થનાર નથી. કદાપિ બીજો એક ટકો ખરચ વધારેભી થાયતો, એટલો ખરચ હિંદુસ્તાનની નબળી પડેલી રગોમાં ખરેખરૂં કૌવત આપનારું લોહી રેડી અને તેથી બીજે રસ્તે, એક હજાર ઘણે મારગે હિંદુસ્તાનની મેહસુલમાં ઉછાળો કરશે એ શું કાંઈ માઠી કરકસર કેહવાશે. આ બાબદને જો આપણે ન બને હેવી સમજી કાહાડી નાખવાને બદલે ધીરથી જોઇશુંતો તે ભારી લાગનાર નથી. એક દેશની નિપજનો વધારો કરવાને પ્રજા ઘણી ચાતુર અને કેળવાયલી જોઇએ એમાં તો કાંઇ શક નથી. યુરોપખંડમાં આ વિચારે હાળ મજબુત પાયો ધર્યોછે. ફ્રાંસની ઉથલપાથલની વેળાના ત્યાંના મોહોટા રાજ્ય અધીકારીઓએ એકગમથી યુરોપના સઘળા જોડાઈ ગયલા રાજકર્તાઓ સાથ લડાઇ ઉઠાવતાં બીજીગમથી આ વાત ઉઠાવી હતી પણ તે વખત ગરબડાટનો હોવાને લીધે કોનડોરસેટ અને રોબસ્પીઅરની આ ગોઠવણો પડી ગઈ, તોએ આજ સુધી અડચણ અને મેહનતના વખતમાંબી સરકારના હસ્તકમાં, કારભારમાં અને ખરચમાં જાહેર કેળવણી ખાતાંઓ ઉંઘાડવાને ફ્રાંસ, જરમની, ઇટાલી અને સ્વીટઝરલાંડે કાંઈ બાકી રાખ્યું નથી. તેઓના વારસીક હસાબના કોઠા તેઓની એ બાબની ચીંતા દેખાડી આપેછે. સારીપેઠે જણાયછે કે સ્વીટઝરલાંડમાં કેળવણી માટે ત્યાંની આખી ઉપજનો કાંઈ ત્રીજો ભાગ આપવામાં આવેછે. ૧૮૬૫ માં જાહેર કેળવણી ઉપર ઇટાલીમાં સરકારને ૫૭૬૯૦૦ પૌંડ યાને ૫૭ થી ૫૮ લાખ રૂપીઆનો ખરચ બેઠો હતો. તેજ વર્ષમાં ફ્રાંસને ૭૫૬૭૨૫ પૌંડ યાને ૭૫ થી ૭૬ લાખ રૂપીઆનો ખરચ બેઠો હતો. હિંદુસ્તાનમાં બજેટમાં કેળવણી ખાતાં વીષે કેટલો આંકડો આવેછે જોઇએ તે વીષે આ ઉપરથી ઢકો મળેછે. વળી એમ ન ધારવું કે ઉપલાં દેશોએ મોટી રકમો કેળવણી પછવાડે ખરચી એટલા માટે તેઓની મેહસુલમાં રેલછેલ થાઈ જતી હશે. આ ખરચો પુર ચીંતાના વખતમાં રાજ્યદરબારી અને નાણાંની ગરબડના વખતમાં તેઓએ આપ્યો હતો. આવા કામને માટે ખરચ કરવાને કાંઈજ નહીં પણ ખરીજ અગત્ય તેઓએ જોઈ હશે. ચાલતી સદીની સુરૂઆતમાં જ્યારે આખુ યુરોપ બોનાપારટના પગ આગળ નમ થઈ પડ્યું હતું ત્યારે પ્રુસીઆએ હાલના પાયા ઉપર પોતાનું જાહેર કેળવણીનું ખાતું સ્થાપવા માંડ્યું હતું. ફ્રાંસ ને વેળા પોતાની માહાભારત લડાઇઓ અને અંદરખાનેની ઉથલપાથલના બોજા તળે કચડાયલું હતું તે વેળા તેણીએ આ ક્રમ આરંભ્યું હતું. ૧૮૬૦ માં જ્યારે ગારી-

ખાનડીએ ઘટાળીના જુલમગાર કંગાલોને હાંકી કાહાડ્યા ત્યાંસુધી તેઓએ ઇ-
ટાલીનો શિકાર કરયો હતો, અને જળોની માફક તેણીનું સઘળું લોહી ચુંશી
લેતા હતા અને આ કામ સ્થાપતી વેળાએ ઇટાલી તેનો બદલો લેતી હતી,
ઇટાલી છુટું થવા પછી તે કોઈ જેવા તેવાં નાણાંની તંગાસમાં આવી નથી.
અને મોહોટા કરજો અને દમ બાંધીને મેહસુલમાં ખાડા છતાં તેણીએ પો-
તાને માથે જાહેર કેળવણીનો બોજો રેહવા દીધો તેથી તેઓની એ વીશેની
સમજણ પુરવાર થાયછે. માહરે આટલું લાંબું બોલવાની અગત્ય પડીછે
કારણકે મોટો ખરચ કરવાને વડી સરકાર અને પેલાયતની સરકાર ના પાડેછે.
તેનું કારણ એછે કે વધારે ખરચ કરવાથી પછવાડેથી આબાદાંની વધશે હેવો
તેઓને કેળવણી ઉપર વિશ્વાસ નથી. સાચું કહીએતો આપણી સરકારી કેળ-
વણીના ખાતાના અધીકારીઓ આપણી કેળવણીખાતાની ખામીઓથી પુરા
વાકેફછે અને તેના ઉપાય કરવાની મતલબથી તેઓએ ઘણીવાર નાણાંની મ-
દદો માગીછે, પણ તેઓની અરજ ઉપર લક્ષ લેવામાં આવ્યું નથી. ઇંગ-
લાંડના લોકો હિંદુસ્તાન ઉપર ઘણા વાસ્તવિક રીતીએ અને દુરસંદેશથી રાજ
ચલાવવા ચાહેછે હેમાં મહને કસો શક નથી. અને માહારી ખાત્રીછે કે જો
એક કેળવણીના લાભ ઉપર તેઓનો ઇતબાર બેઠો, તો જલદીથીજ આપણું
જાહેર કેળવણીખાતું બદલાઈ જવાનું. ઇંગલાંડે પણ બતાવી આપ્યુંછે કે
જો એક વેળા તેણીનુ મન મોકળું થયું અને સીદી અથવા આડી
રીતે તેણીનો કોઈ બાબદ ઉપર ઇતબાર આવ્યો કે પછી નાણાંની
કોઈપણ રકમ કાઢી આપવાને તે આંચકો ખાતી નથી. પોતાના બા-
હેરના સંસ્થાનો માહેલા ગોલામોને છુટા કરવા તેણીએ કેટલો ખર-
ચ પોતે ખુશીથી કરયો હતો તે આપણને સારીપેઠે માલમછે. કારણ કે તે
અધર્મ હતા હેવી તેણીની ખાત્રી થઈ હતી. એટલા માટે હું કહુંછું કે એ-
કવાર કેળવણીના લાભ વીશે ઇંગ્રેજોને ઇતબાર આવવા દો અને પછી 'ગ્રાંટ
ઇન એડ' હમેશનું મૃત્યું પામવાની, અને તેવો બનાવ બનવાની જલ-
દીથીજ ધારી રાખી શકાયછે કારણ કે હાલ ઇંગ્લાંડમાં અપાતી કેળવણીની
રીતથીજ ત્યાં ખળભળાટ ઉઠયોછે, અને થોડાજ વખતમાં આ બાબદ હાલ-
ની ઉદાર મતની પારલ્યામેંટમાંથી નિકળ્યા વના રેહેનાર નથી. દેશમાં પ્રક-
રણનો કરવાની સુચના ઉઠી તે વેળાએ અને ઇંગ્રેજી અને બાહેરની સ્કુલો
અને કાલેજો તપાસવાને 'કમીશન' ઠરાવ્યામાં આવ્યું ત્યારે એક નવા વિ-
ચારના લોક ઉભા થયાં હતાં તેઓના અભિપ્રાય ઘણા પોકળા હતા અને તે-
ઓ સઘળી સંસારી બાબદ ઘણી બારીકીથી તપાસતા હતા. અને જ્યારે
તેઓ ફતેહ પામતા ત્યારે તે રીતિઓ અમલમાં લાવવાને તેઓને હીમ્મત હતી.
પરખડીઆ હલકા લોક તરીકે પેહલાતો તેઓનો તિરસ્કાર કરવામાં આવ્યો

અથવા કલપીત કીલ્લા બાંધનારાઓ તરીકે તેઓની મશ્કરી થાઈ પણ તેઓએ આખરે રાજ્યમાં સત્તા મેળવી છે, અને તેઓને માથે ફીલસુફીમાં મી૦ મીલ જેવા અને રાજઅધીકારમાં મી૦ બ્રાઈટ અને ગ્લાડસટન જેવા સરદારો આવ્યાછે. આવું હોવાથી કેળવણીની બાબદ જલદીથીજ ઉંચકી લેવામાં આવશે હેવી વકી રખાયછે અને આપણે આશા રાખ્યે છૈએ કે ઇસ્ટ ઈંડયા આસોસીએશનની મારફતે જો આપણેથી આપણો નમ્ર પણ અગત્યનો દાવો રજુ કરશું તો હિંદુસ્તાનનો સેક્રેટરી આવ સ્ટેટથી વખતે સઘળી ગરબડ સરબડમા લાગશે ૧૮૫૪ નો દસ્તાવેજ કાહાડી નાખે અને વધારે સુખદાયક અને સગવડ ભરેલો કેળવણી માટે આપણને નીયમ બાંધી આપે. કેળવણી માટે ભપકાદાર અને બંદોબસ્તવાલાં જાહેર ખાતાંઓ ઉભાં કરવાથી જેટલો ઈંગરેજોનો પગદંડો અત્રે મજબુત થશે તેટલો પેયનેટો અને બંદુકોની ધાસ્તીથી થનાર નથી. તે ખાતાંઓથી મી૦ મેથ્યુ આરનોલડના કેહવા પ્રમાણે રાજ્ય પુર ભપકામાં ઉદાર મનનું અને સુધરેલું ખીરાજી નિકલશે અને લોકોને મગરૂર રેહવાનું કારણ મળશે. અને આ સુધારા અંહકારમાં તેહને દાખલ કરનારાઓ પોતાથી જુદાછે એવું જલદીથીજ ભુલી જસે.

---

ડાક્ટર જે. એમ. મેનડોસા બોલ્યા કે "મી૦ મેહતાએ જે સંપુર્ણ અને કાબેલ નિબંધ વાંચ્યો તે માટે આપણે તેમના બારે આભારમાં છૈએ અને આશા છેકે આ આસોસીએશનના બીજા સભાસદોથી એજ પ્રમાણે અને એવાજ નિબંધો વાંચવાનો મી૦ મેહતાનો દાખલો પકડશે. આ દેશના ભલાંને અર્થે કેળવણી એ એક અતી અગત્યની બાબદછે તે હમણા આપણે સાંભળ્યું, તેમ ધીરજથી તપાશીઆથી તે ઘણી ઉપયોગી અને આનંદ આપનારી લાગશે. હું મી૦ મેહતાનો ઉપકાર માનવાની દરખાસ્ત કરૂંછું."

મી૦ એમ. જી. રાનાડે બોલ્યા કે "માહારી પેહલાં બોલનાર ગૃહસ્થે આપણા સેક્રેટરીનો જે ઉપકાર માનયોછે તેને હું અંતઃકરણથી ટેકો આપુંછું. જે નિબંધ હમણા વાંચવામાં આવ્યો તે મધે એકુ બે ખામીઓછે જેથી તેની કિમ્મત ઘણે દરજજે ઓછી થાયછે, તે જો ન હોતતો હું પુરેપુરો ખુશી થાત. ૧૮૫૪ નો મોટો દસ્તાવેજ ઘડનારા "કોરટ આવ ડાએરેક્ટર" વીશે બોલતાં તેઓ તરફ માનપુર્વક શબ્દો વાપડવાની આપણી ફરજછે પણ તે આજના નિબંધમાં ન મળવાથી હું ખરેખાત દલગીરછું. ઈંગ્રેજોની રીતભાત ઉપર બોલતાં અને તેઓના કરેલા ફાયદાકારક ઠરાવો તેઓ અમલમાં લાવતાં પછાત પડેછે તે વીશે કેહતાં મી૦ મેહતાએ તેઓને માંથે થાઈ ટીકા કરયાછે પણ તે આપણા જેવા લોકો જેઓને ઈંગ્રેજી ખામીઓ ઉપર ઇનસાફ કરવા બેસવા કરતાં પોતાને ઘણા લાંબા જવુંછે તેઓ તરફથી આ ટીકા ઠીક લાગતા નથી. હિંદુ-

સ્તાનની હાલની હાલતને માફક આવતી કેળવણી આપવાની રીતિ સોંપી કાઢ
ડાને ઉપલા દસ્તાવેજ ઘડનારાઓએ જે ઉમદા નિયમ કાહાડયોછે તેમા તેઓ
ભુલ્યા હોય હેવુ મહને કદાચિત પણ લાગનાર નથી રાજ તરફથી મળતી
કેળવણીના યત્નમા આ દસ્તાવેજે ત્રણ મોટા ફેરફાર કર્યાછે તેણે
અસલી કેળવણી ખાતુ ચલાવનારી સભા કાહાડી નાખીછે અને તેને બદલે
જાહેર કેળવણીનુ એક ખાતુ કાહાડી તેહને માથે એક જોખમદાર અમલદાર
નેમયોછે બીજુ ઉંચા વર્ગની કેળવણીનો દેશમા પ્રસાર કરવા માટે તેઓએ
યુનીવરસીટીઓ સ્થાપીછે અને પરીક્ષાઓ લઇને ઉંચા વર્ગમા ચહડવાની સં
રસાઇનો વધારો કરયોછે અને ત્રીજુ આપણે "ગ્રાંટ ઇન એડ" ના નિયમ
ઉપર આવ્યે છૈએ જે બાબે આજ રાત્રે વાદવિવાદ ચાલ્યોછે આ નિયમ
શુ કરી શકેછે તે બરાબર જોવાને હજુ પુરેપુરો વખત મળ્યો નથી તેટલામાજ
તે ભુલ ભરેલોછે અને નિષ્ફળ થયોછે એમ આપણાથી કેમ કેહવાઇ શકાય?
આ નિયમ રચવાને હજુ પાંચ વર્ષ થયા નથી અને તેટલા વખતમા ઘણીક
નિશાળોએ સરકારથી અપાતા આ નાણાનો લાભ પોતાના કામના પ્રમાણ પ્ર
માણે લીધોછે પણ આ વાતમા એટલુ યાદ રાખવુ કે કોઇબી નીશાળોને
પછી પાદરીઓની કે સાધારણ તેઓના કામકાજના પરીણામ ઉપર ધ્યાન
આપ્યા વગર કાંઇ નાણાની મોટી રકમતો આપવામા આવતીજ નથી એમ
જો હતે તો પાદરીઓની સ્કુલોને મદદ આપવામા હુ વાંધો લેત, પણ તેમ
નથી દરેક સ્કુલ જેટલો વધારો કરેછે તે પ્રમાણે તેઓને પોતાની મેળે
આપોઆપ ચોકસ મદદ ગણત્રી પ્રમાણે મળતી જાયછે વળી મને જણાવવુ
જોઇએકે મીશનરીઓની સ્કુલોને મદદ આપવાની સામે શખત બોલોમા બો
લતા અને તેઓને મદદ લેવાને શુ હકછે તે વીષે પુછતા મી० મેહતાએ હેવો
અભિપ્રાય બતાવ્યોછે કે અત્રે હાજર રહેલાઓમાથી કોઇ તેહને એકમળતો થતો
ન હશે હેવુ હુ ધારૂછુ આપણી પ્રજાને ઉંચી અને હલકી જાતની કેળવણી
આપવાને જો મીશનરીઓ માથે લે તો તેઓને નાણાની મદદ કા ન મળવી
જોઇએ તે હુ સમજી શકતો નથી જો કાઇબી વાંક હોયતો 'ગ્રાંટ ઇન એડ' મા
લોકોનુ નાણુ ઉડાવી દેવામા નથી પણ તે ઘણુ થોડુ આપ્યામા હશે મહને
કેટલીક ખાનગી નિશાળોની ખબરછે જેઓએ સરકારી મોટી નિશાળો કરતા
બમણા છોકરાઓ 'મેટરીકયુલેશન' મા પસાર કર્યાછે પણ તેઓ મજબુત
પાયાની નિશાળો નથી પણ નફાને માટે ખાનગી ગૃહસ્થોએ ઉભી કરીછે અને
તેથી તેઓ 'ગ્રાંટ ઇન એડ' મેળવવા વાળી સ્કુલોની ઓળમા આવતી નથી
હેવુ બાહાનુ કાહાડી તેઓને ઉપલી મદદ આપવામા આવી નથી વખત જતે
કેળવણીના ગુણ વધારે જણાયાથી ખાનગી ખાતાઓ ઉભા થશે અને ત્યારે
'ગ્રાંટ ઇન એડ' ની ખરી કિમ્મત પોંચાશે એટલા માટે એ નિયમ ઉપર

વિચાર આપવાનો હજુ વખત આવ્યો નથી. જ્યાં સુધી કામ ચાલુછે ત્યાં સુધીતો આ રીતિ ફતેહ પામીછે. સરકાર પોતે એખલુ જેટલું કરી શકે તે કરતાં બીજાઓની મદદ સાથ વધારે કરી શકે એતો દેખીતુંછે ત્યારે તે વાત આ દેશમાં કેમ ન લાગુ પડી શકે. થોડાક વર્ષ થયાં કેળવણી ખાતાં વીરે એક આનાનો કર નાખ્યાથી કેળવણી ખાતુ સેહજ જોર ઉપર આવ્યુંછે. આ કર વીષે માહારા વિચાર જુદાજ છે પણ હું અત્રે જણાઉં છું કે એ કર તેઓને પોતાનેજ શીખવવા માટેછે. સરકાર તરફથી સગળી ઉપજમાંથી બેથી ત્રણ ટકા કેળવણી માટે મળતા જોવાને આપણે ખુશી થઈશુ પણ હજારો અડચણોને લીધે સરકારથી તેમ થઇ શકતું નથી. ત્યારે તેઓ તરફથી જે થોડું ઘણું મળેછે તે લોકો તરફથી મળતાં નાણા સાથ ભેળી નાખી તેનો ઉપયોગ કરવો જોઇએ. માટે જે એક આનાનો કરછે તે જો કે આપમરજીનો નથી તોએ આપણા ભલાને અર્થે તે ઉપર મોટી આશા બાંધવી જોઇએછે, ખરી વાત છે કે 'લોકલ સેસ' સરકારના હાથમા નામનીછે પણ ખરો વહીવટ તેહનો કેળવણી ખાતાંના અમલદારો ચલાવેછે. એ ખામી વખત જતે સુધરશે. આ કામને માટે જે ફુરસત અને ચપળાઈ જોઇએછે તે હાલ કોઈ વર્ગમા ન હોવાથી આપણે સરકાર ઉપર વિસ્વાશ રાખી બેશી રેહવું જોઇએછે. સગળું જોતા હુ કહુછુ કે 'ગ્રાંટ ઈન એઈડ' ની રીતિએ નિષ્ફળ થાઈ આપણને નાશીપાશ કરવા કરતાં ફતેહમંદ ઉતરીછે અને બીજા ૨૦ વર્ષમા અતીઘણી ઉપયોગી થાઈ પડશે હેવી મારી ખાત્રીછે. ઉપરી મેં કહેલી વાતો બાજુ રાખીને મી૦ મેહતાનો ઉપકાર માનવાની જે દરખાસ્ત થાઈ હતી તેહને હું ખુશીથી પુષ્ટી આપુછું.

મી૦ બાળા મગેશ વાગળે—આજના નિબંધ ઉપર બોલતા માહારા મીત્ર મી૦ રાનાડેએ જણાવ્યું કે ૧૮૫૪ ના મોહટા દસ્તાવેજ ઉપર ટીકા કરતાં મી૦ મેહતાએ કોઈ આવ ડાએરેક્ટરો તરફ પુરતુ માનપુર્વક લખ્યું નથી પણ તે હું ખુન સમજુછુ. આ મોહટો દસ્તાવેજ કરવી ક્રાહાડવાનુ ઘણું માહાભારત હતુ ખરે અને તેથી ડાએરેક્ટરોને મોટું માન ઘટેછે. પણ તે દસ્તાવેજ માહેલી થોડીક કલમો સાથ નમો. એકમતતા. નથી. થતા હેવું કેહવામાં કાંઈ ખોટાઈ નથી. અને તેમજ મી૦ મેહતાએ કરયુંછે. તેમા આવેલા 'ગ્રાંટ ઇન એઇડ' માં તેહને વાંધો લાગેછે અને તે દસ્તાવેજ ઉપર ટીકા કરતાં તેણે પોતાના વિચારો આપ્યાછે. તેના વિચાર પ્રમાણે તે રીતિ અત્રેના લોકોની હાલની સ્થીતિને લાયક નથી. તેટલા માટે શુ આપણે તેહનો વાંક કાહાડવો? ના—એતો જાણીતુંછે કે આપણા સવદેશીઓ કેળવણીની ખરી ખુબી પીછાણવામાં હજુ પછાતછે અને તેની અગત્ય જાણતા નથી. તેઓ પોતાના બાળકોને કાંઈ કેળવવાને માટે નિશાળોમા મોકલતા નથી પણ તેમ ન કરેતો

સરકારી ચાકરીમાં જવાય નહીં. આપણા સ્વદેશીઓ વીવાહ કરવા પછવાડે હજારો રૂપીઆ ખરચેછે પણ નિશાળની બે ત્રણ રૂપીઆની ફી ભરતાં તેઓ ખરખડેછે. દાખલા તરીકે થોડાક વખત ઉપર એક નિશાળ્યો એલફીનસ્ટન કાલેજમાં મુફત દાખલ થવા માટે ગરીબાઇની સરટીફીકેટ લેવા આવ્યો અને એક માસ અગાઉજ તે રૂપીઆ ૫૦૦૦) ખરચીને પરણ્યો હતો. આ વાતો જ્યારે આપણે જાણીએ છીએ ત્યારે શું આપણે કહી શકશું કે "ગ્રાંટ ઇન એડ" અહીંઆ માફક આવતીછે કેળવણીતો જોઇએ અને લોકો તેની કદર ન બુજેતો પછી કોઇની ખરચે સરકારે તે કામ માથે લેવું જોઇએછે, અને જો લોકો ઉભા થશે તો હમે મદદ કરીશું એમ કહી બેઠી રેહવું ન જોઇએ અને હું જો ભુલતો ન હોઉં તો "ગ્રાંટ ઇન એડ" ની મતલબ એજછે. આ નિયમ સ્થાપ્યા પછી નાહાની નિશાળો ઘણી સુધરીછે અને આગળી સ બાને ઠેકાણે જાહેર કેળવણી ખાતું ઠીક સ્થાપવામાં આવ્યુંછે એ હું કબુલ કરૂંછું. પણ તેથી શું આપણા હાથમાં અમુની ચવાડી ધરમશાળાઓને બદલે નિશાળોને માટે કુમાદે ઇમારતો આવીછે. મુંબઇ ઉપરજ ધ્યાન પોહોચાડયે તો "ગ્રાંટ ઇન એડ" કેટલી નવી નિશાળો, કાલેજો ઉભી કરીછે. મીશનરીની નિશાળો કોઇ મતલબથી ઉભી કરવામાં આવેછે અને તેહને આ રીતિ સાથ કોઇ લાગતું વળગતું નથી, અને જો "ગ્રાંટ ઇન એડ" કાહાડી નાખવામાં આવે તોબી તેઓ કાંઇ બંધ પડી જવાની નથી હવી માહારી ખાત્રીછે. વળી ખાનગી ગ્રહસ્થો જેઓએ સ્કુલો ઉઘાડી અને જેઓ મેટરીક્યુલેશન મધે ઉમેદવારો મોકલેછે તેઓને આ મદદ આપવામાં આવતી નથી અને તેઓના ખાતાઓ પાયા વગરનાછે હેવું કેહવામાં આવેછે. હાલની રીતિ પ્રમાણેતો સરકાર લોકોને કેહેછે કે તમારા ગામમાં જો નિશાળ જોઇતી હોયતો તમેજ ઉઘાડો અને જો વર્ષને છેડે નિશાળ્યાઓ એક ચોકશ હદ ઉપર આવશેતો હમો તમુને 'ગ્રાંટ ઇન એડ' ની મદદ આપીશું. હાલની હાલત પ્રમાણેતો હાથમાં નાણું લઇ સ્કુલ ઉઘડાવવા માટે લોક દોડી આવે એ ન બનવા જેવું છે. હાલ આપણને જરૂર કરી સારી સ્કુલો માટે ઇમારતો અને સારા શીક્ષકો જોઇએછે. અને તે સરકારે પુરા પાડવા જોઇએછે અને 'ગ્રાંટ ઇન એડ' વગર જેમ સરકાર તે ઉતાવળે કરશે તેમ આપણા લાભમાં સારૂંછે.

મી૦ ઠાકરદાસ આતમારામે અભિપ્રાય આપ્યો કે 'ગ્રાંટ ઇન એડ' ની રીતિ સારી હતી. અને હિંદુસ્તાનમાં કેળવણી વધારવાના કામે ઘણો વધારો કરયો હતો. 'લોકલ સેસ' પણ સારી હાલતમાં ચાલતી હતી અને તેના વિચાર પ્રમાણે ફરીઆદનું કાંઇ કારણ ન હતું.

મી૦ રામકૃષ્ણ ભંડારકરે મત આપ્યું કે 'ગ્રાંટ ઇન એડ' ના થોડુંક વખાણવા લાયક છે તેમજ ધીકારવા લાયકછે અને મી૦ રાનાડેના કેહવા

પ્રમાણે 'લોકલ સેસ' અને 'ગ્રાંટ ઇન એડ' ને શું લાગેછે વળગેછે તે તે સમજી શકતો નથી. અને તે કેળવણીને માટે પાધરી જમીન ઉપર કરછે હેવું મીo મેહતાએ કહ્યું તેને તે એકમળતો થતો હતો.

મીo નારાયણ માહાદેવેથી થોડાક ટીકા કર્યા હતા, ત્યાર બાદ મીo મેહતા બોલ્યા કે:—

"વખત ઘણો મોડો થવા આવ્યોછે તેથી હું લાંબો ઉત્તર આપવાની તજવીજ કરતો નથી. ૧૮૫૪ ના મોહોટા દસ્તાવેજને મેં પુરો સનિમાફ ન આપ્યો હોયો માહારા મીત્ર મીo રાનાડે માહારા ઉપર દોષ મુકેછે, પણ તેમ કરવાને બદલે મેં તે દસ્તાવેજની ઘણી વખાણ કીછે અને મેં જે વાક કાહાડ્યો તે તે દસ્તાવેજ અમલમાં આણવાની રીતિ વીષે હતો. વળી મીo રાનાડે માહારા નિબંધની મતલબ ચુકયાછે. આ મોહોટા દસ્તાવેજ બીજી વધારે સારી અને મક્કમ રીતિએ અમલમાં આણવાને ડાએરેક્ટરોને કાંઈ બીજી યુકિત સુઝ પડી શકે કે નહી તેનો ઉતર આપવાની મેં તજવીજ કરી હતી. 'ગ્રાંટ ઇન એડ' થી થોડું ઘણું થાઇ શક્યુંછે તે મેં ના પાડયુ નથી. પણ તેથી મોહોટા ખરચ વગર વધારે થાઇ ન શકતે? યુરોપના બંડળી કે જનરલી કારભારમાંથી મેં થોડાક દાખલા ટાંકયાછે તે બાબે મીo રાનાડે વાંધો લેયછે, જેમ ડાએરેક્ટરોએ કરયું તેમ એકનો એકજ દાખલો ઇંગ્રેજોને પકડી રેહવા કરતાં ઘણીક જુદી જુદી રીતિઓને મેળવી જોવામાં શું ફાયદો નથી? આમ કરવાથી આપણે મૂળ તત્વ ઉપર આવ્યે છૈયે અને તેમાંથી આપણને કામ પડતું સોધી કાહાડી શકયે છૈએ. મીશનરી સ્કુલોને મદદ આપવા માટે મીo રાનાડેએ જે ટીકા કરયા તે માટે એટલુંજ હું કહુંછું કે મારો નિબંધ બરાબર સાંભળી પછી ટીકા કરયા હતેતો ઠીક પડતે. જ્યાંસુધી "ગ્રાંટ ઇન એડ" ની રીતિછે ત્યાંસુધી મીશનરી સ્કુલોમાં અપાતી સાધારણ કેળવણીને માટે તેઓને મદદ આપવી વાજબીછે. પણ મેંતો એમ કહયું હતું કે કદાપિ જો "ગ્રાંટ ઇન એડ" નીકળી જઈ તેને બદલે પાધરી સરકારની સત્તા તળેજ કેળવણીખાતું ચાલેતો તેમ થવાથી પાદરીઓને મદદ ન મળશે હેવી તકરાર ઉઠાવી 'ગ્રાંટ ઇન એડ' બંધ પડતી અટકાવવાને મીશનરીઓને કાંઈ હકછે? મેં તે વાતની ના પાડી હતી અને તેથી કાંઈ તેઓને હાલ મળતી મદદને લાગતું વળગતું નથી. ટુંકમાં હું આશા રાખુંછું કે જ્યારે આ નિબંધ છપાઈ બાહિર પડશે ત્યારે તે સંભાળથી વાંચ્યાથી હાલની તકરારમાં જ્યાં ગુંચવણ પડી ગઇછે તેનો ખુલાસો થશે."

'સભાપતીનો ઉપકાર માનતાં મીo ઉપેડરબરન બોલ્યા કે "સરકારે કઈ રીતિ કેળવણી માટે પકડવી તે ઉપર તકરાર કર્યા આગાઉ સરકારની તેમાં શું ફરજછે તે જોવી જોઇએછે. યાદ રાખવું જોઇએછે કે લોકો પાસેથી ઉઘ-

ડાવેલું નાણું ખરચતાં સરકાર ફક્ત લોકોના તરફથી દાખ્ખલ વર્તે છે. અને લોકોના લાભને અનુકુળ પડતી રીતે નાણું આપેછે. ઉંચી કેળવણીમાં નાણું કેટલું કઢાવવું અને કેમ કરવું તે વીષે લોકોમાં મત ફેરછે પણ લોકોના મોટા ભાગને માટે સાધારણ કેળવણી તો સરકારેજ આપવી જોઇએ તેમાં શક નહીં અને મોટો ખરચ એ માટેજ કરવો જોઇએ. લોકોની તંદરૂસ્તી જાળવવા માટે સરકાર ઉપાય લેયછે તેમજ તેમણી મનની નિરોગ્યતા જાળવવા માટે લેવા જોઇએ કે જેથી લોકો શરીરે તેમજ મગજે નિરોગી રેહી વફાદાર રૈયત થાઈ સકે. હાલ આપણા ઇલાકામાં જે હલકી કેળવણી આપવામાં આવેછે તે આ મતલબ પાર પાડે હેનીછે. "લોકલ સેસ ફંડ" માંથી ઘરો બાંધવાને નાણું આપ્યામાં આવેછે અને પરીણામો જાણીને તે પ્રમાણે મદદ કરવાથી શીક્ષકોને ઉત્તેજન થાયછે. વળી આજના જેવા નિબંધની યેજનાએ શેઠ વિનાયકરાવ સભાપતીની ખુરશી ઉપર બીરાજ્યાછે તેથી હું ખુશી છું કારણ એવણ વગવાળા અને માતબર ગૃહસ્થો માહેના છે અને કેળવણીખાતામાં નાણાની તેમજ બીજી મદદ કરી શકે હેવાછે."

આ દરખાસ્તને મી૦ મેહતાએ પુષ્ટી આપી અને જણાવ્યું કે મી૦ વિનાયકરાવ ઘણી અડચણ ખમીને અત્રે આવ્યા હતા. સઘળાઓ તેમાં એકમતથી સામેલ થયા અને સભા વીસર્જન થાઈ.

---

તા૦ ૮ મી માર્ચ ૧૮૭૦ અને સુક્રવારે મળેલી સભા.

ડબલ્યુ એસ ફીટ્ઝ ઉવીલ્યમ ઈસકવાયર—અદ્યક્ષ.

નિચે લખેલો નિબધ ઉવીલ્યમ ટેલર ઈસકવાયર એઓએ વાચ્યો હતો

## વિષય—હિંદુસ્તાનથી વેલાત અપીલ કરનારાઓને ઈનસાફ મલવામા થતી ધીલ, તેહના કારણો, પરીણામો, અને બનતો ઉપાય.

---

આજે નિબધ વાચવા માટે જે બાબદ મે ચુંગી કાઢીછે તે આગનની બીજી બાબદોના જેવો મીઠાશ આપથી નહી હોવો હુ ભય રાખુછુ તે છતાબી આ બાબદ હિંદુસ્થાનના હજારો લોકોના સુખ અને ભના સાથ સબધ રાખેછે, અને આપણી સભામા સાભનવા યોગ્યછે કારણ કે જ્યાસુધી એ બેદાદીછે, હેતુ કબુલ કરવામા આવેછે અને તેના ઉપાય જોકે સેહના નથી તોએ તે કામ હથડાબી કેહવાય નહી ત્યાસુધી એ બાબત હેવીછે કે સરકારના કાણ ઉપર ડાબીને નાખ્યા વગર તે ઉપર ધ્યાન લાગવાનુ નથી. આ બાબદ ઉપર બીનગી તકરારો ચાલતી હતી તે ઉપર હવે જાહેર ધ્યાન આવવા લાગુછે થોડા વખત અગાઉ છેના જુન અથવા જુનાઈમા ધારાના એક પ કાયના લીમાયતી મી૦ ફેરસીયે 'ટાઈમસ' પત્ર ઉપર નીચે પ્રમાણે કાગજ નખ્યો હતો.

શાહેબ—પ્રિવી કોન્સીલની જુડીશીઅન કમીટી આગળ જે હિંદુસ્તાનથી અપીલો આવેછે તે ઉપર તમારૂ ધ્યાન ખેચવા માગુછુ આપણા તાબા તળેના ૧૦ ક્રોડ દેશી લોકોના ભલા સાથ અને બ્રિટીષ રાજ્યના ચડતા માન સાથ આ બાબદ સબધ ધરાવેછે. ફક્ત કલકતા અને આગરાથીજ ૧૮૬૯ ના જાનેવારીની સરૂઆતથી ૩૯ અપીલના કાગળીઆઓ કોન્સીલ હાઉસમા આવી પોહોચ્યાછે અગાઉને વર્ષે એજ ઠેકાણાઓ ઉપરથી ૪૦ આવ્યા હતા એતો સારીપેઠે જણાયલુછે કે હિંદુસ્તાનની કોર્ટની એક અપીલ વેલાત માટે નોધ્યા પછે તે ચાર પાચ વર્ષે અત્રે આવી પુગેછે તેનુ કારણ કે તેના બરાબર અને જડપમા તરજુમા કરનારાઓની તાણછે ત્યારે જો સરાસરી બગાળની ૫૦ થી ૬૦ અપીલો ગણુયે તો વચે નીકળી જતા પાચ વર્ષમા ફક્ત બગાળથીજ સગળી મલી ૨૫૦ થી ૩૦૦ અપીલો અત્રે આવવા માટે તૈયાર થવી જોઈયે હવે જુડીશીયલ કમીટીએ શુ કરયુ તે ઉપર ધ્યાન પુગાડયેલો માલમ પડશે, કે ૧૮૬૯ ના ફેબ્રુઆરી માસમા સાભળવા માટે કાહાડેલી ૩૬ અપીલો મા ૨૨ તો ગયા નવેમબર માસની બાકી રહેલી હતી, અને તે માહિની બેવો ૧૮૭૦ મા સાભળવા માટે રહેલી હતી આ ચાલતા વર્ષની ટીપમા ગઈ

ખેડકની ૧૭ અપીલો બાકીછે અને નવી ૩૯ છે જેથી અગાઉની મળી ૫૬ અપીલો અટકી છે. અલબત્તાં આ અગાઉનીતો પુરી થાઈ શકનાર નથી અને આવતા નવેમબર સુધી થોડીક રાખવામાં આવશે. આ કારભાર કાંઈ સંતોષકારક નથી, પણ તેનો કપડો કાંઈ જ્યુડીશીઅલ કમીટીને માથે નથી, અને તેની તારીફ કરવાની પણ કાંઈ અગત્ય નથી. તેમાં ઘણું જડપથી કામ થાયછે પણ મુકદમાઓ ઘણા ધીરેથી સાભળવામા આવેછે અને તે ઉપર ચુકાદા ઘણા બારીક થાયછે, પણ આ કોર્ટ કાંઈ જાદુકની નથી, તે વર્ષમા ત્રણવાર બેસેછે. હિંદુસ્તાનની અપીલો તેમજ બીજાં સંસ્થાનોની અને દરીઆવરથી કોર્ટોની અને ધરમખાતાની અદાલતોની અપીલો તેઓને સાભળવી પડેછે અને તેઓ ઉપર કામના થોડા અઠવાડીએ એતો ના કેહવાઈ શકાવાનુંજ નથી. વગર ગુમારે કામ કરતા ઉદ્યોગી અને પંડીત અધીકારીઓની મેહનત છતા, હાલની હાલતમા આથી વધારે કામ ઉપલી કોર્ટ કરી શકેજ નહી. અગાઉ હિંદુસ્તાનથી એટલી બધીતો અપીલો આવતીકે એક ધારો પસાર કરવાની જરૂર પડી હતી જેની રૂહે અપીલ કરનાર અને સામાવાળા તરફથી આડતીઆઓ ઠેરવવાને ઇસ્ટ ઇંડીયા કંપનીને ફરજ નાખી હતી. તે વેળાએ જો હું ચુકતો ન હોઉતો ૪૦૦ અપીલો ચઢી ગઈ હતી. તે ધારો પછવાડેથી કાઢી નાખ્યો હતો પણ તેથી કાંઈ ખરી અડચણ મટી નહી પણ હાલ જલદ થાઈ શકતી નથી, અને ઈનસાફમા ઢીલ થવાથી આડતીઆઓ અને અપીલ કરનારાઓ બન્નેના દીલ તુટી જાયછે. હિંદુસ્તાનથી વેલાત અપીલ મોકલવી તે સમુદ્રની સપાટી ઉપર કોઈ દાહાડે પાછી મેળવવાની આશાએ રોટી તરતી નાખવા જેવુંછે. ગ્રેટબ્રિટન જેવા મોહટા અને ધનવાન રાજ્યમા આવુ ચાલવું ન જોઇએ. પણ આશાછે કે આ ટુંક ટીકાથી લાગતા વળગતાઓને સાંપતા ઉપાયો કરવાનું સુઝ પડશે.

ઉપલો પત્ર પરગટ થયાથી સતાવાલાઓ ઉપર શું અસર થાઈ તે કેહવાઈ શકાતુ નથી, પણ કાંઈ ગુપચુપ પુછપરછ ચાલી હતી ખરી. અને થોડુંએકજ પછી સર ચારલસ વીંગફીલ્ડ જે હિંદુસ્તાનના હીતેચ્છુછે તેણે આમની સભામાં સવાલ કરયો હતો કે ત્યાંથી અત્રે અપીલો રવાના કરવાને અડચણ પડવા માટે શુ બંદોબસ્ત કરવા ધારયોછે. અલબત્ત આ ઢીલતો ખુદ હિંદુસ્તાનમાજ થતી હતી અને આપણા નિબંધ સાથ તેને કાંઈ પાધરૂં લાગતુ વળગતું નથી. એ બાબદ ઉપર વધારે જોસતેજો કરયા વગર પણ કેહવાઈ સકાતું નથી કે આ ઢીલ થાયછે તેમા હિંદુસ્તાનની કોરટી કસુરછે. મદરાજ અને મુંબઈની માહારી પાસે ઢીલતો નથી. મુંબઈમા ધારાનુ કામ થોડું ચાલેછે યા બીજા ઇલાકા કરતા હલકી કીસમનુ ચાલેછે કારણ કે ત્યાંથી પ્રિવી કૌનસીલમાં ઘણાજ થોડા મુકદમાઓ આવેછે. મદરાજથી પણ મુકદમાઓ થોડાં આવેછે

પેન અને અનુભવ વાળા ન્યાયધીશો અને પાસ વારેઘડીએ કરેછે તેઓથી ખાલી પડેલી જગ્યાઓ પુરવી જોઇએ.

માહારે જણાવવું જોઇએ કે થોડાક દાહાડા થયા હિંદુસ્તાનના અને સંસ્થાનોની અદાલતોનું કામકાજ કરનારા કેટલાક મુખ્ય વકીલો અને આડતીઆઓએ લાર્ડ ચાનસલરને એક અરજી કરીછે અને તેમાં હમણા મેં દેખાડેલું એવીજ મતલબની સુચના કરીછે. ઘણાખરૂ આ અરજી હોવાથી વખતે તે એકતરફી લાગે પણ હું તો વાગ કાયદાની જાનમાં લખાયના દેશીઓના લાભ માટે બોલુંછુ.

લાંબા મુકદમાઓથી થતી ખરાબી અને નાથ મેં નજરે જોયલાછે અને મારીતો ખાત્રીછે કે ઇનસાફનુ કામ જલદી ચાલવાથી હિંદુસ્તાનના લોકો ઉપર એક મોટો આશીર્વાદ રેડેલો કેહવાશે. માહારો નિબંધ પુરો કરતાં હું દરખાસ્ત કરવાની રજા લઉંછું કે સેક્રેટરી આવ સ્ટેટની હજુર આ વાત બોલવાને અને તેની મદદ માગવાને એક 'ડેપ્યુટેશન' મોકલવુ અથવા તેમ નહીતો આ આસોસીએશનની કૌન્સીલે તે નામદાર ઉપર એક અરજી કરવી.

સર ચાર્લ્સ વીન્ગફિલ્ડ બોલ્યા કે: મી० ટેલરનો આખો નિબંધ સાંભળવાનો મને લાભ મળ્યો નહી અને સુનાવણીને માટે ખોટી રહેલા મુકદમાની સંખ્યા અને તે સાંભળવા માટે કેટલી ઢીલ થાયછે તે તેણે આપીછે કે નહી તેની મને ખબર નથી. તે આંકડાઓ મહને ખબર નથી માટે આ બિનાની કાહાં સુધી ચાલીછે તે હું કહી શકતો નથી. પણ તે સુધારાઓ કરવામાં વધારે જલદ જોઇએ, એ હું કબુલ કરૂંછુ. વળી દેશીઓના મુકદમાઓ માટે અને અત્રે અપીલ મોકલવા માટે હાલ વીષે મી० ટેલરે જે કહ્યું તેને એક તદન એકમતતો છું. ડયુક આવ આરગાઇલને અરજી કરવાની સુચના થાયછે તે માટે હું કેહવા માગુંછું કે જ્યારે આ નિબંધ છપાઇ તૈયાર થશે ત્યારે તે મહિના આંકડા વગરે જોઇ, તે બાબદ ઉપર હું મારું મત આપીશ. મી० ટેલરે એક બીજી સુચના કરીછે તેને હું સ્વીકારૂંછું તે એકે હાલની કોર્ટમાં હિંદુસ્તાનના ધારાનું તત્વ વધારવું, તેમાં કેટલાક નોકરી છોડી આવેલા અને હિંદુસ્તાનમા મોટા હોદા ઉપરથી આવી હાલ ઇંગલાંડમા રહેલાછે તેઓને દુખેવા. હમેશ કેટલા ન્યાયધીશો બેસેછે તેની મને ખબર નથી. મી० ટેલર કેહેછે કે પ્રીવિ કૌન્સીલ જોઇએ એટલા દાહડા બેસતી નથી. હું ધારૂંછું કે વધારે દાહાડા બેસવા માટે પ્રીવિ કૌન્સીલને પુછવું અપ્રીત લાગશે. મી० ટેલર એમ કેહવા માગેછે કે આ મુકદમા ચુકવવા માટે પગારદાર કોર્ટ રાખવી. આ કોર્ટનો પગાર હિંદુસ્તાનમાથી આપવો પડે અને હાલ ત્યાં નાણાંનો એવોતો બોજો આવી પડયોછે કે હો વધારે ખરચ અરેની સરકાર આપશે નહી.

તક આપવી જોઇએ, અને મી૦ ટેગરના કેહવા પ્રમાણે "કંટાળા ભરેલી ની-ધના ઈનસાફ કરતાં જલદીની ગેરઈનસાફી ભલી." ત્યારે શું અંગ્રેજ નામીચા ન્યાયધીશોને હાથે ચુકેલા મુકદમાઓ કરતાં હિંદુસ્તાનની ઇલાકાઓનીજ કોર્ટમાં ચુકેલા મુકદમાઓ દેશીઓ વધારે પસંદ ન કરશે ? આ બાબદ પુરેપુરી ધ્યાન ઉપર લીધા વગર આસોસીએશનથી અરજીનો ખરડો ઘડાઇ શકાશે ! પણ હું કબુલ કરૂછું કે મને એ વાતની સમજ ન હોવાથી એ કામ વધારે સમ-જનારને હું સોંપુછું.

મી૦ જે. ડી. બેલ—જોકે આ આસોસીએશનનો હું સભાસદ નથી તોએ આ પ્રસંગે આવવાથી હું ખુશી થયોછું, કારણકે જે વાત ઉપર હું આજ ઘણું થયું લક્ષ આપતો હતો તેજ વાત આજે મી૦ ટેલરે તમો હજુર ધરીછે. છેલો હું પેનાન્ગ આવ્યો તેની અગાઉ હું હિંદુસ્તાન અને ઇંગલાંડ વચે આ-વજાવ કરતો હતો. ઠંડીમાં ત્યાં અને ગરમીમાં પેનાન્ગ હું રેહતો હતો. પ્રીવિ કૌન્સીલનું થોડુંક કામકાજ મેં જોયું હતું, અને તેઓથી ચુકતી અપીલો વીષે દેશીઓનું શું મતછે તે જાણવાની મેં ઇચ્છા રાખી હતી. એટલા માટે આ બા-બદ ઉપર ધૈર્યથી બોલુછું. મારી અગાઉ જે ગૃહસ્થ બોલ્યા તેનો હું પ્રતિઉતર આપુછું અને સઘળા અત્રે બેઠેલા દેશીઓ તેને એકમનતા થશે હેવું ધારૂછું. જો તેઓના વિચારનું હું ખોટુ વર્ણન આપુતો તેઓ મારી ભુલ ભાંગશે. જો હું સાચું દેખાડુતો તેઓ મને ટેકો આપશે. અને તે એકે દેશીઓના મનમાં હેવી વાત આવી ગઇછે કે ઈનસાફનું મૂળ મૂખ તે આપણી મહારાણીછે અને તેણીની આસપાસ ઘણાજ ઉંચી વરણના અને ઘણાજ કાબેલ ગૃહસ્થો બે-સેછે અને તેણીની હાજુર તેઓને અપીલ કરવાનો હકછે. જે દેશી ગૃહ-સ્થો સાથ મેં એ વાત કરીછે તેઓ એમ બોલ્યાછે.કે "જો તમો રાણી સા-હેબની કૌન્સીલમાંથી અપીલ કાહાડી નાખશોતો મુકદમા ચલાવનારાઓએ છેક છેડે સુધી ઉપાય ન કરયા એવું સમજી તેઓ નાખુશ થશે." હું સા-ચુ બોલુછું કે નહી તે માટે હું દેશી ગૃહસ્થોને પુછુંછું. જો હું ખોટું બોલ-તો હોઉતો હિંદુસ્તાનના ઘણાક અનુભવવાળા ગૃહસ્થો સાથ આ બાબદ વી-શે વાત કરી મે ખોટુ અનુમાન કરેલુ કેહવાશે. જો હું સાચુ કેહતો હોઉ-તો અપીલ કોર્ટનો મોભો અને દરજ્જો જેમ બને તેમ બનવવો જોઇએ. હાલ આપણને જેવી જોઇએ તેવીજ કોર્ટછે પણ તેમાં ન્યાયધીશો બરાબર આવતા નથી. આ કોર્ટને સુધારો આપવાની વાત ઉપર હું આવુંછું અને અધ્યક્ષ સાહેબ, હું ધારૂછું કે સર ચાર્લેસ ટ્રવિનગાટીલ્ડ અને બીજાઓ જે-ઓને આ ઉપર લક્ષ આપવુછે તેઓ હું તમોને જે વાત કેહવા માગુછું તે અગત્યની વિચારશે. પેહલું તો એજ કે કોઇ પણ આદમીને તે કામ કરે-લેનુ દામ ઝાઝુની ગજે નહી ત્યાસુધી તે મન દઈ કામ કરનાર નહી. કેટલાક

ગૃહસ્થોએ આપણા દેશમાં ન્યાયધીશોની સેવા બજાવીછે. કેટલાકોએ હિંદુસ્તાનમાં ન્યાયધીશોનું કામ કર્યુંછે અને જેઓ પેનશન લેવાને પુરતી રીતે લાયકછે. જેઓએ થોડી ઘણી વિદ્યા ભરેલા લખાણની ગમત શીવાય આરામમાં પડી રેહવું જોઇએ, અને તે પેનશન વાળાને પછી, તે ચાનસલરનું ૫૦૦૦ પૌંડનું, વડા ન્યાયધીશનું ૨૦૦૦ પૌંડનું, કે નાહાના ન્યાયધીશનું ૧૫૦૦ પૌંડનું હોયતોપે તેને તેની આરામઐશમાંથી બોલાવી વર્ષના ૧૨૦ દાહાડા કામ કરાવવાનો, કોર્ટમાં બેશાડી મુકદમા તપાસાવવાનો આપણને કાંઈ હક નથી. વળી યાદ રાખવું કે તેઓને કોર્ટમાં બેશવું પડેછે એટલુંજ નહી, પણ ચુકાદા ઘડી કાહાડવા પડેછે અને સામાના વકીલે ટાંકી બતાવેલા મુકદમાઓ જોવા પડેછે. વળી તેઓને બાહેર કામ કરવું પડેછે, જેનો બીજાઓને વિચાર નથી. કોર્ટમા મુકદમા ચુકવવાને અને કામ બરાબર ચલાવવાને જો વર્ષનો ત્રીજો ભાગ બેશવામાં ન આવેતો કામ થાયજ નહી. હું પુછુછું કે એ વાજબીછે? હિંદુસ્તાનમાં મેહનત કરી મોટા બદલાની આશામાં એક જણ પોતાને વતન આવે ત્યારે તેને પ્રીવિ કૌન્સીલમા બેશવાનું માન મળેછે અને તે ઘણું મોટું કેહવાયછે. આબરૂને ખાતર તે જાયછે પણ શું ફક્ત તેને માનનો બદલો મલી શકે? કોઇ માણસને આપણે પગાર આપે નહી ત્યાંસુધી તેના પાસેથી કામ લેવું મનેતો ગેરવાજબી લાગેછે. હેવું કેહવામાં આવશે કે હિંદુસ્તાનની નાણા સંબંધી હાલત જોતાં આ વાત બની શકતી નથી. પણ હું તેમ ધારતો નથી, તેનું કારણ એકે ફક્ત કલકતાનેજ ગણતાં ત્યાં હમણા ૪૦૦ અપીલો તઇઆર થાયછે. તઇઆર થાયછે એટલે કે કોર્ટની હજુર એક અરજી મુકવામાં આવેછે કે પ્રિવિ કૌન્સીલમાં મુકદમો ચલાવવા માટે પરવાનગી આપવી ત્યારે પછી તે મુકદમાને તઇઆર કરવામાં આવેછે અને તે ઉપર ખરચ હમણા આપણે કરવા ધારેલી રીતિ કરતાં અતિશય વધારે થાયછે. યાદ રાખવું કે અપીલમાં ઓછામા ઓછો રૂ૧૦૦૦૦ વાંધો જોઇએ. પણ સરાસરી જોતાં અપીલો રૂ૫૦૦૦૦ ના વાંધાની આવતી હશે, તકરારને માટે આપણે દરેક અપીલ સરાસરી ૧૦૦૦૦ રૂપીઆની લઇએ તો ફક્ત ૪૦૦ અપીલો તો કલકતાથીજ આવનારછે અને તેથી ૪૦ લાખ રૂપીઆની રકમના મુકદમાઓ થયાછે. મી૦ ટેલરે સુચના કરી હતી અને તેને હું ટેકો આપુછું કે અપીલ ટંગાઇ રેહવાથી ધણી અને ભાડુત વચ્ચે સંબંધ તુટેછે. એ શીવાય થયલા હુકમનામાની રકમ ઉપર સેંકડે છ ટકાનું વ્યાજ લીધામાં આવેછે. હવે ૪૦ લાખ રૂપીઆનું વ્યાજ શું થયું? ૨ લાખ ૪૦ હજાર રૂપીઆ. હું સારી સતાથી કહુછું કે આ માંહેની એકપી અપીલ ચાર વર્ષમાં તો ચુકતીજ નથી માટે ચાર વર્ષનું વ્યાજ એકંદર ગણતાં ૯ લાખ ૬૦ હજાર રૂપીઆનો આંકડો આવેછે, અને

હિંદુસ્તાનના મુકદમા ચલાવનારાઓને મોટે વેહેલે ૯૬૦૦૦૦ રૂપીઆની રકમ આપવી પડેછે, પણ જો વર્ષ દાહાડે દોહોડ લાખ રૂપીઆ આપવામાં આવે અને આ અપીલો જડપ જડપ નીકળી જાય અને ઘણી બાબતો વચે વધારે સમજુતી રેહેતો વધારે સારૂ કે નહી! આ છ ટકાના વ્યાજનો સવાલ ઘણો અગત્યનોછે. વળી ૭ ટકા ઉપર મુકદમાનો ખરચ થાયછે અને ચોખો ખ-ચછે તે એમકે ૨૧૦૦૦૦ ની અપીલ ઉપર ખીજો ૧૫૦૦૦ નો ખરચ થા-યછે. ગૃહસ્થો, હવે તમોએ યાદ રાખવું કે હિંદુસ્તાનની સરકાર સગળો ખ-રચ વિલાયતમાં આપેછે પણ ધારાની બાબદનો નહી. હિંદુસ્તાનની મેહસુલ ઉપર લશ્કરનો ખરચ મુકવામાં આવ્યોછે તે જુવો, તે માંહેનો મોટો ભાગતો વિલાયતમાંજ પડેલુછે હિંદુસ્તાનમાં આવ્યુંબી નથી. હિંદુસ્તાનની મેહસુલ ઉપર દીવાની કેટલોક ખરચ મુકવામાં આવ્યોછે તે જુવો તે નાણુ કદીબી હિંદુસ્તાનમાં રેહેતુ નથી. તેથી હિંદુસ્તાનને કાંઈ ફાયદો થતો નથી. હું પુછુછું કે હિંદુસ્તાનના ખરચ પાસામા અપીલ કોર્ટ ઉઘાડવા માટે ખીજા દોહોડ લાખ રૂપીઆ વર્ષ દાહાડે નાખવા માગેતો કોણ ના પાડશે? હું ધારૂંછું કે ના. થોડાક વખત ઉપર મે એક સુચના કરી હતી જે માહારા દેશી મીત્ર મી૰ ડબલ્યું. સી. બાનરજી કલકતાના બારીસ્ટરે એક ધારાને લગતાં ચોપાનીયામાં સારી રીતે દેખાડી હતી તેમાં કાંઈબી વાંધો ન હતો. તે સુચના એકે સાત ગૃહ-સ્થની એક કોર્ટ સથાપવી. કેવા ગૃહસ્થો જોઈએ તે આપણે સરકારને સોં-પીએ છઈએ, તેમાં ઇંગલંડ અને હિંદુસ્તાનના ઘણાજ ફસાયલા અને અનુભ-વવાળા ન્યાયધીશો જોઈએ. તેમા ઇંગ્રેજી તત્વ દાખલ કરવુ જોઈએ નહીતો દેશીઓ રાજી થનાર નથી. વળી તેમા હિંદુ તત્વ અને હિંદુઓના ધારા કાયદા જાણનાર જોઈએ. અપીલ કોર્ટમાં ત્રણ ન્યાયધીશોથી ન ચાલે અને પાંચથી ન ચાલે. કાવાર? કારણ કે હિંદુસ્તાનની ડીવીજન કોર્ટોમાં કોઈ વેલા ત્રણ અને કોઈ વેલા પાચ ન્યાયધીશો હોયછે. જયારે કાંઈ અઘરૂ મુક-દો હોયછે ત્યારે પાચ બેસેછે અને પાચ જડજોના ચુકાદા બંગાલની કોર્ટમાં આપણે વારેઘડીએ સાભલ્યે છઈએ. હવે પાચ જણના ચુકાદા અત્રેના ખીજા પાચ ઉકલાવી નાખે તેથી દેશીઓ નારાજી થાય. તેથી હું સુચના કરૂંછું કે સાતની કોર્ટ જોઈએ અને એક તેમા પ્રમુખ જોઈએ, આ કોર્ટ પ્રિવિ કોન્સી-લની એક શાખા કેહવાય તે રાણી સાહેબની સતામાં જોઈએ અને તેના ચુ-કાદા રાણી સાહેબે કોન્સીલમાં પોતે મંજુર રાખવા જોઈએ. જે ગૃહસ્થોએ પ્રીવિ કોન્સીલમાં નમેમ્બર સાસમા બેસવું હોય તેઓએ જુદાઇથી ખબર આપવી જોઈએ, વળી તે પછીનાબી વર્ષમાં બેશવા માગેતો તેઓને ચોકશ મુસારો આપવો જોઈએ. દરેક જણને ૨૦૦૦૦ રૂપીઆનુ સાલીઆનું જોઈએ અને તે ઉપ્રાંત તેને મળતુ હોય તે જુદું. વળી પ્રમુખને વધારે

મલવું જોઇએ. કોઇને તે પછીના જુલાઇ માસમાં નિકળી જવું હોયતો તેણે પોતાનો વિચાર અગાઉથી જણાવવો, નિકલી જવાની ઇચ્છા ન હોયતો બીજે વર્ષ પણ તેજ ધણીએ કામ ચલાવવું. આ ગૃહસ્થોએ પેહલી નવેમ્બરથી તે ૧૫ મી ડીજેમબર સુધી છ અઠવાડીઆં બેશવું. ૧૫ મી જાનેવારીથી ફેબ્રુએરીના છેડા સુધી, અને પેહલી મેથી તે જુલાઇની અધવચ સુધી, જેથી વર્ષમાં છ માસ બેશી શકાય. અને છ માસ બેશતાંબી ભાગ્યેજ કામ પુરું થાઇ શકે કેમકે અપીલ કોર્ટને માટે મુકદમાઓ મોકલનારી ૨૫ હિંદુસ્તાનમાં કોર્ટોછે. કલકત્તામાં ૭ છે. તેઓ ઘણી જડપમાં અપીલો મોકલેછે, દાખલા તરીકે ૪૦૦ અપીલોતો તેઓની રસ્તામાંછે.

તે શીવાય મુંબઈ, મંદ્રાસ, પંજાબ, આઉદ, મુલમીન અને આગરામાં મળી બીજી ૨૫ કોર્ટો, આ અપીલ કોર્ટને માટે ખોરાક મોકલેછે અને તે ઉપ્રાંત સંસ્થાનોની અપીલો તો જુદી. હું હિંદુસ્તાનના દેશીઓને કેહવા માગું છું કે સંસ્થાનોની કોર્ટથી જુદીજ એક કોર્ટ અપીલ માટે તેઓને વાસ્તે જોઇએ. હું કહું છું કે જો ફકત હિંદુસ્તાનનાજ મુકદમાઓ લીધામાં આવે તોએ અપીલ કોર્ટને એકબારગી હમેશનું નહી તોએ ચાર પાંચ વર્ષનું તો નક્કીજ કામ નિકલે, અને મનેતો હેવું ભાશેછે કે કેટલી અપીલો બાકીછે તેનો હીસાબ કાઢવો જોઇએ અને હિંદુસ્તાનની મેહસુલમાં આટલો થોડો વધારો કરવાને કાંઇ દેશીઓને અડચણછે કે નહીં તે તેઓને પુછવું જોઇએ. તેઓનો જવાબ હું ધારું છું કે એમ આવશે કે અમને એક સારી કોર્ટ કરી આપો જેના ચુકાદા સંતોષથી છેલા હોય અને અમને ખાત્રી કરી આપો કે તે ઉપર આધાર બાંધી શકાશે તો અમે કાંઇબી રકમ આપવાને તૈયાર છૈયે. જ્યારે એક દેશીને તેના પૈસા માટે કાંઇ તેને મળેછે ત્યારે તે નાણું આપવા રાજી થાયછે પણ અલબત્તાં જ્યારે કાંઇ મલતું નથી ત્યારે આનાકાની કરેછે.

મી૦ દાદાભાઈ નવરોજજી—આજ રાતે એક શબ્દ પણ ન બોલવાનો મેં નિશ્ચય ઠરાવ કરયો હતો પણ મી૦ બેલના બોલવાથી મને એકુ બે પ્રશ્નો સુજ્યાછે તે હું પુછવા માગું છું. ખરે જે મેળવવા યોગ્ય ચીજ હશે તે દેશીઓ માંગવાના, અને જડપમાં ઇનસાફ થાય એવું તેઓને અગત્ય કરી જોઇએછે. અને હું કબુલ કરું છું કે જડપમાં ઇનસાફ ચાલે એટલા માટે ન્યાયધીસોએ લાંબો વખત બેશવું જોઇએ અને તે માટે તેઓને કાંઇ મળવું જોઇએ. ત્યારે હવે વાંધો એછે કે તેઓને ક્યાંથી આપવું? જો હિંદુસ્તાનની મેહસુલમાંથી તેઓને પગાર કરવામાં આવેતો તેની મતલબ એકે ગરીબ રૈયત પાસેથી ઉઘડાવેલાં નાણામાંથી તેઓને પગાર કરવામાં આવે. કારણ કે હિંદુસ્તાનના ઘણાખરા મગળા કરોનો મોટો ભાગ ગરીબ લોકો પાસેથી લેવામાં આવેછે. આપણે જોઇએછે કે જેઓના મુકદમાં છેક ઇંગ

બાક સુધી આવેછે તેઓ ઘણુંકરી માલમ હોયછે. ત્યારે શું તેવા દ્રવ્યવાનોના મુકદમાઓ ચલાવવા માટે હિંદુસ્તાનના ગરીબ લોકો પાસેથી નાણું લેવુ વાજબીછે ? જે કોર્ટની અગત્ય આટલી બધી માલમ પડેછે તેના આવતો ખરચ ચલાવવા માટે મુકદમાઓ ઉપર ફી લેવાઈ શકાય કે નહીં તે હું કહી શકતો નથી કારણ કે એ બાબદનુ મને જ્ઞાન નથી જો આ રસ્તો ધરવામાં આવેતો જે આ કોર્ટનો લાભ લે તે તેને માટે પગાર પણ કરે. બડ ધમા ઈનસાફ આવેતો આ ફી ભરતાં બા મુકદમાઓનો ખરચ ટાળના જેટલો થાય નહી.

મી૦ બેન—તેના જવાબમાં હું એમ કહુછુ કે મુકદમાઓનો જડપમાં છે ડો લાગવાથી દરેક પરગણામાં ઘણો લાભ થાયછે અને તેવું ફરીણામ લાવવા માટે તેઓ ખુશીથી કર આપશે, અને તેઓને થતા નફા સાથ સરખાવતા આ કર ઘણો જુજ કહેવાશે.

મી૦ દાદાભાઈ નવરોજજી—જુદા પરગણામાં કાંઈ જુદી મેહસુલ નથી મી૦ ટેનરના કેહવા પ્રમાણે મુંબઈમાં સૌથી થોડા મુકદમાઓ ઉભા થાયછે.

મી૦ બેન—પણ મને ખબર મળીછે કે જોકે આજસુધી મુંબઈએ અ પીલો મોકલી ન હતી તોએ આજ ત્રણ માસમાં કલકત્તામાં ૧૦૦ અપીલો નો ધાઈછે અને મુંબઈમાં ૩૦૦) નોધાઈછે એ ઉપરથી દેખાયછે કે મુંબઈને પોતાની બેદરપણાની ખરાબાઈ લાગીછે અને કલકત્તા જેટલુજ કામ મોકલવાને ખાતી માલમ પડેછે.

સર ચાર્લસ ડીલ્કિનસ—હું ધારછું કે મી૦ દાદાભાઈની સુચના વાજ બીછે, કારણ કે જે શખસો પ્રીવિ કૌનસીલમાં મુકદમા લાવેછે તેઓ ઘણું કરી ધનવાન હોયછે ઘણા ખરા મુકદમાઓ રૂ૧૦૦૦૦ થી અતીઘણા વધારે હોય છે ઘણું કરી મુકદમાઓ કુટુંબ કબીલાને લગતા હોયછે અને તેમાં ગેરતને કાંઈપણ લાગતુ વળગતુ નથી અને એક કુટુંબના બે માતબર પુરૂષોને લડી મ રવા સારૂ લોકો નાણું આપે એ કેવળ ઉલટુ છે

મી૦ શાહાબુદીન—હિંદુસ્તાનને બદલે ઈંગલાંડમાં અપીલ સાંભળવા માટે એક ગૃહસ્થ બોલ્યા તે માટે દેશીઓનુ મત તો એવું છે કે હિંદુસ્તાનના ચુકાદા કાંઈ એવા મનપસંદ નથી તેઓને ઈંગલાંડમાં ચુકાદા કરાવવા ગમેછે ગાઉ ઓના તાબામાં રેહવાને તેઓને ટેવ પડી ગઈછે હિંદુસ્તાન કરતાં ઈંગલાં ડની માહારાણીની પ્રીવિ કૌનસીલથી મુકદમાઓના ફેસલા કરાવવાને તેઓ રાજી થશે

) મી૦ ટેનર—આ ઠરાવ પસાર કરવા માટે હું થોડાક શબ્દો બોલવા મા ગુછું. આ બાબદ અગત્યની અને ધ્યાન આપવા જોગ ધારવામાં આવી

તે માટે હુ ઘણો સંતોષ પામ્યોછુ. સર આગ્લસ ઉવિનગફિલ્ડે જણાવ્યુ કે જો કાંઈ ઉપાય આપણે શોધી કાઢશુ અને તેમા જો નાણાની વાત આવીતો તે ઉપાય રદ જવાનો તે વાતને હુ સ્વીકારૂછુ. મેજર ઈવાન્સ બોલે સવાલ ઉઠાવ્યો કે અપીલો આ દેશમા લાવવીજ ના માટે જોઈએ, પણ તેનો ઉત્તર એકે આપણી વાત તે નથી. આપણેતો એ શોધવા બેઠાછે કે જાણે સઘળી અપીલો વેલાતમા આવેતો તેનો ઉપાય શુ કરવો. અલબત્ત એક ધણીને મુકદમો ચલાવવા માટે છેક ઈંગલાંડ સુધી લાવી બે ત્રણ વર્ષ ધક્કા ખવાડવા એ પેહલાતો ઘણુ કઠણ દેખાયછે. પણ સેવટનો ફેસલો દુન્યાના પ્રખ્યાત ન્યાયધીસો કરે તે દેશીઓને એટલોતો ભાવેછે કે એ બક્ષીશ કાઢી લેવાથી તેઓ કદાચીત પણ રાજી થનાર નથી. હિંદુસ્તાનના ન્યાયધીસોના ચુકાદાઓ વારેઘડીએ અહિની કોર્ટો ઉંધા વાલેછે તે જોતા સરકારની સામે આવતા કોઈ બાપડા ગરીબને કેમ ઈનસાફ મળેછે તે જોતા આ ઠેલો ઉપાય કાહાડી લેવાને કોણ રાજી થાય? મી૰ બેલે આપણી આગળ જે સુચનાઓ કરી તે વિચારવા જોગછે. પણ હાલ તરત બારીક બાબદોમા જવાની અગત્ય નથી. મારી મતલબતો આ બાબદની મુખ્ય કેફીયત જણાવવાનીછે. મે દેખાડી આપ્યુછે કે ઘણાક મુકદમા ચલાવનારાઓ જેઓમા મોટી રકમોના વાંધા પડેલા તેઓ વર્ષોના વર્ષો સુધી રખડ્યા કરેછે અને જ્યારે મુકદમો સાભળવા માટે તઈઆર થાયછે ત્યારે ગણી આપેલી મોટી ફી દશ દાહાડા બેશીને ઉડી જાયછે પણ જો પાચ દાહાડા વધારે બેશતેતો તેઓના મુકદમા સભળાઈ જતે. ખરચની બાબદમા મી૰ દાદાભાઈ નવરોજજીની સુચનાને હુ પુષ્ટી આપુછુ કે જો દેશી મુકદમા ચલાવનારાઓને સમજના હોય કે કોર્ટની ફી ભરવાથી તેઓના મુકદમા બે ત્રણ વર્ષ ઉતાવલા ચુકશેતો તેઓ તે આપવાને આનાકાની કરનાર નથી નાણુ કેમ એકઠુ કરવુ તેની ગોઠવણ લગાર ગુચવણ ભરેલીછે. શ્રીમતોના મુકદમા માટે ગરીબો પાસેથી મેહસુલમાથી અપાવવુ એ ગેરવાજબી છે ખરૂ માટે જેઓને જલદીના ઈનસાફથી ફાયદો થાય તેઓ પાસેજ ખરચ અપાવવો લાજેમછે. અને તેઓ આપવાને રાજી થશે. પણ આપણી આસોસીએશનને એ વાતમા વચે પડવાની જરૂર નથી દેશીઓના લાભ જાળવનાર તરીકે આપણી ફરજતો એટલીજ કે આ માઠુ લગાડનારી પીડાકારક, અને ખરચવાળી અપીલ કોરટનુ બીગાડુ સઘળુ સત્તાવાલાઓ આગળ રજુ કરવુ અને તેનો ઉપાય કરવાનુ તેઓને સોંપવુ. એટલા માટે હુ આશા રાખુછુ કે હાલમા કરવા ધારેલા ફેરફારમા હિંદુસ્તાનને ઘણુ લાગેછે તે લારડ ચાનસલરના કાન ઉપર લાવવા માટે ડયુક આવ આરગાઈલને આપણે કોઈ રીતે જણાવવુ જોઈએ.

પ્રમુખ—સર ચાર્લસ ઉવીનગફિલ્ડ, મી૰ બેન અને બીજા ગૃહસ્થોએ આ બાબત એટલીતો પુરતી રીતે તપાશીછે કે હવે મારે કેહવાનુ એટલુજ રહ્યુછે

કે આ અગત્યની બાબદ ઉપર શી રીતીએ ડયુક આવ આરગાઈલનું ધ્યાન ખુચાડયું તે બાબે વિચાર કરવાને આ આસામીએવને ચાપતા ઉપાયો લેવા એવી જે દરખાસ્ત સર ચાર્લસ ડવિનગફિલ્ડે કીધીછે અને જેને મી૦ ટેયરે ટેકો આપેલોછે તેને હું એકમતતો થાઉંછું. એ બાબદમાં જે આપણે ઉપાયો લઇએ તેમાં સર ચારલસ ડવિનગફિલ્ડ અને બીજાઓ આપણને મદદ કરશે એવી આશાછે અને આ વાદવિવાદમાં જે ભાગ તેઓએ લીધોછે તે માટે તેઓનો આભાર માનુંછું.

મી૦ દાદાભાઈની દરખાસ્ત ઉપરથી અને તેમને સર ચાર્લસ ડવિનગફિલ્ડે ટેકો આપવાથી મી૦ ટેલરનો તેના નિબંધ માટે ઉપકાર માનવામાં આવ્યો અને સભા વિસર્જન થઈ.

## તા૦ ૮ મી ફેબ્રુઆરી સન ૧૮૭૦ ને દીને મુંબઈ મધે મળેલી સભા.

શેઠ વિનાયકરાવ જગનાથજી સંકરશેઠ—અધ્યક્ષ.

### મી૦ કેખશરૂ નવરોજજી કાબરાજીએ કરેલું ભાષણ.

### વિષય—ઈસ્ટ ઈંડીઆ આસોસીએશન અને ઈંગ્રેજી રાજ્ય.

---

ઈસ્ટ ઇંડીઆ આસોસીએશનની મુંબઈની શાખાની તરફથી એક જાહેર સભા ફરામજી કાવસજી ઇનસટીટીઉટના મોટાં દીવાનખાંનામાં મળી હતી, જે વેળાએ ઇસ્ટ ઇંડીઆ આસોસીએશનનાં ઇંગ્રેજી રાજ સાથનાં સંબંધ વીશે મી૦ કેખુશરો નવરોજજી કાબરાજીએ ગુજરાતીમાં એક ભાષણ કરયું હતું.

સભાની ખુરસી શેઠ વિનાયેકરાવ જગનાથજી સંકરશેઠે લીધા પછે, સેક્રેટરી મી૦ ફીરોજશાહા મેહેરવાનજી મેહેતાએ આગલી સભાની મીનીટ વાંચી સંભળાવી, જે પછે મરનશીને હેડલ ટોકેલું ભાષણ કરી સભા બોલાવાનું કારણ કહી સંભળાવ્યું.

"સીજલશના સાહેબો,

આજ દીને તમોને અતરે તસદી આપવાનો સબબ તમો સાહેબોને સાહીપો ખબરછે. મારા મીત્ર મી૦ કેખુશરો નવરોજજી કાબરાજી આજની સભામાં જે અગતનું અને કીમતી ભાષણ કરનારછે, તે સાંભળવાને આપણ હીઆ ભેગા મળીઆ છઇએ. મી૦ કેખુશરોની તમારી સાથે મરેસતા પમાંણે કસી પણ ઉપર ઉપરની ઓળખાણ કરાવાની જરૂર નથી, કાંકે અનેના બોહોલો ફેલાવો પામેલાં અને લોકપ્રીય પત્ર રાસ્ત ગોફતાર જેના એઓ સુપરીટ અધીપતીછે, તે માહેલાં પ્રસીધ લખાંણથી એઓને તમો સાહેબો સારીપેઠે ઓળખોછો. મી૦ કેખુશરોનું આજનું ભાષણ "ઇસ્ટ ઇંડીઆ આસોસીએશન અને ઇંગ્રેજ સરકાર" એ વિષય ઉપર થનારછે. આગળ ઇસ્ટ ઇંડીઆ આસોસીએશન વિષે આ દીવાનખાનામાં પ્રોફેસર દાદાભાઈ નવરોજજી અને મી૦ વીશનુ પરશરામ શાસ્ત્રીએ સંભાષણો કરયાંછે, તોપણ મારું આધીન મત એવુંછે કે એ ઇસ્ટ ઇંડીઆ આસોસીએશનની નેમ અને મતલબો શુંછે, તથા એ સભા પ્રજાનું કેટલું કલેઆણ કરવાનો હેતુ રાખેછે, તે ઉપર જેમ આપણ વધારે બોલીએ તેમ સારછે અને લોકોને જાહેર તથા ખોલની રીતે સમજાવાને આવાં સંભાષણ સઉથી સારો ઉપાયછે. મી૦ કેખુશરોનાં ભાષણની બીજી બાબત, હીંદુસ્તાનની સરકાર વીશે તમો સર્વે ગૃહસ્થો કબુલ કરશો કે આપણા દેશમાં જે જે રાજ્યો થઈ ગયાંછે તે સર્વમાં ઇંગ્રેજી રાજ્ય એકલું એવુંછે કે જે પુર છુટાપણાથી આપણને આપણા વીચારો

જાહેર કરવાની જોગવાઈ અને ખોલાસા કરી આપેછે. એ બાબે ભાષણ કરતા તપસીલવાર બ્યાન કરશે. માટે એ વિષય ઉપર લબાણ કરી હુ તમારો વખત રોકવા ચાહતો નથી, પણ હવે મી૦ કેમ્બુશરોને પોતાનુ ભાષણ શરૂ કરવાની અરજ કરૂછુ."

આ પછી મી૦ કેમ્પશરૂ બોલ્યા કે —

શાહેબો—

આપણા માનવતા અને લાયકી વાળા પ્રોફેસર દાદાભાઈ નવરોજજીએ હિંદુસ્તાનની જુદી જુદી રાજદ્વારી સભાઓ બાબે ગયા સન ૧૮૬૮ ના અક્ટોબર મહીનામા લંડનની ઇસ્ટ ઇંડીયા આસોસીએશનની હજુર એક ભાષાણ કીધુ હતુ અને તે ભાષણમા આપણી એ રાજદ્વારી સભાઓની ફરજો સમજાવી હતી તેમાની પેહેલી ફરજ જે તેવણે ગણાવી હતી, તે નહીં કે સરકાર સાથેજ રાજદ્વારી સબંધો બનાવવા, નહીં કે સરકારની રાજદ્વારી બાબતો ઉપર અરજીઓ લઈ ધશ્યા જવુ એવી ફરજ પેહેલી મેલી નહીં હતી. એ ફરજ શેઠ દાદાભાઇએ બીજી મેલી હતી અને એ રાજદ્વારી સભાઓની પેહેલી ફરજ એ જણાવી હતી કે તેઓએ પેહેલા લોકો સાથ સબંધો અને વેહેવાર બનાવવો, લોકોને રાજદ્વારી અનેક સવાલોથી વાકેફ કરવા, તેઓને તેમના રાજદ્વારી હકો બાબે કેળવણી આપવી અને એ પ્રમાણે તેઓનો ટેકો મેળવવા પછી તેઓને પોતાની સાથે લીધા પછી, જેમ બને તેમ તેઓની વધતી શખ્યાને પોતાની સંફમા હુમેરવા પછી એ સભાઓની બીજી ફરજ જે સરકાર આગળ બાબતો લઈ જવાની, તે દેખાડી હતી. એજ બીના ઇસ્ટ ઇંડયા આસોસીએશનની મુંબઈની શાખા ઉભી કરતી વખતે ધ્યાનમા રાખવામા આવી હતી અને તેથી જારે શેઠ દાદાભાઇએ હીઆ આવીને ઇસ્ટ ઇંડયા આસોસીએશનના મીથનરી તરીકે બાશે મેહેનતથી આ શાખા ઉભી કીધી, ત્યારે જેમ સરકારના કામકાજો ઉપર ધ્યાન આપી, સરકારનુ તેપર ધ્યાન ખેચવાનો હેતુ રાખ્યો હતો, તેમજ પ્રજાના લોકો સાથ સબંધો બનાવી સભાને લગતી જુદી જુદી બાબદોને લોકોને સમજાવવાનો, તેઓને તેઓની પોતાની ભાષાઓમા સમજ પડે એવી, ખતરી થાય એવી રીતે ખોલાસા કરવાનો પેહેલથીજ વિચાર રાખ્યો હતો તેથી જેમ સરકારનુ ધ્યાન પોહોચાડવાના નિબંધો ઇત્યાદીને માટે આ શાખાની "પેપર કમીટી" સ્થાપી હતી, તેમ લોકોના ધ્યાન ઉપર તે બાબદો લાવવા માટે "લેક્ચર કમીટી" કીધી હતી. તે કમીટીની તરફથી હુ આજ દીને ભાષણ કરવા ઉભો છઉં. પણ તેમ કરતા મને ઘણી રીતનો આચકો લાગે છે પેહેલો તો મારે એકદમ કબુલ કરવુ જોઈએ કે આ મારૂ ભાષાણ પેહેલવેહેલુંછે

આગળ કોઈની આવી સભામાં જાહેર ભાષણ કરવાની મેં હીમ્મત ચલાવી નથી, તેથી આજનું ભાષણ કેવું થશે તેની મને ખબર નથી. અગરજો મારાં ભાષણમાં કોઈ ધ્યાન રોકનારી અને કમાહત ભરેલી બાબતોની વકી રાખશો તો મને ભય લાગેછે કે તેમાં તમો નિષ્ફળ થશો. તેમજ વળી એ ભાષણની બાબદથી પણ તમો નિષ્ફળ થશો, કેમકે એ બાબદ એવીછે, કે તે ઉપર પ્રોફેસર દાદાભાઈએ કેહેવાનું કાંઈ બાકી રાખ્યું નથી, એટલા માટે મારા ભાષણમાં કાંઈ નવું જાણવાની તમો વકી રાખશો નહીં, તે છતાં હું એ બાબદ ઉપર ભાષણ કરૂં છઉં, તેમા કાંઈ ખામી ઈચ્છા જુદ નજર આવે તે દરગુજર કરવી એટલું હું માગી લઉં છઉં.

ઇસ્ટ ઇંડયા આસોસીએશનની બાબદ વિષે ઉપર કેહેવા મુજબ ઘણું બોલાઈ ચુક્યું છે, તેથી એ બાબે ભાષણ કરવું મને વધારે સેહેલ લાગેછે. પણ એ બાબદ જેટલી સેહેલ નથી, તે કરતાં વધારે તે અગત્યનીછે. એ બાબદ આપણને પોતાને, આપણી સભાને લગતીછે. આપણી ઘણીખરી સગળી સભાઓ પ્રજાનાં ટેકા વગર ગોથા ખાએછે. સંસારી, ધર્મ સંબંધી કે વીદ્યા અને હોનર સંબંધી સભાઓને પુરતી મદદ અને આસરો મળતો નથી, તારે ઇસ્ટ ઇંડયા આસોસીએશનને એકદમ પુરતી મદદ નહીં મળે એ દેખીતુંછે. ઇસ્ટ ઇંડયા આસોસીએશન પોતાની જાતની નવીસવી અને પેહલવેહલી સભાછે. પ્રોફેસર દાદાભાઈના, ઘીજને ઉસકેરનારા જે ભાષણો આ દીવાનખાનામાં આપણે સાભળ્યાં, તે તસદી લીધાપછી આપણી આ શાખા સભા ઉભી થઈછે. એ સગળુ બનવાને થોડોજ વખત ગયોછે, માટે હજી એ સભા વિષે લોકોમાં પુરતી પીછાન થઈ નથી. પ્રોફેસર દાદાભાઈ હીંઆં હતા, તે વખતે જે ઘણીક ઉલટ હતી, તે તેવણનાં રવાને થયા પછી તેવણ પાછી ચલતા ગયાછે. મુંબઈની આપણી શાખા નામને ખાતર જીવેછે અને ગોથા દાથાં વકાશીને રોજા બાસેછે. અધ્યક્ષો ઉપાધ્યક્ષો, કારોબારીઓ અને ચાલાક સેક્રટરીઓનાં મોટા રસાલા છતાં એ શાખાની કારોબાર મંડળીની ઉંઘની સભાની જુજ્તી બેઠકો થાયછે, પણ સભાનું કામ એટલુંતો અગત્યનુ છે કે સભાની એ હાલતમાં ઘણો સુધારો કરવાની જરૂર છે, અને જાંહાંસુધી તે સુધારો ઘણી મનમાનતી રીતે થાય નહીં, જાંહાંસુધી એ સભાને જેવા સુરતથીમ પાયા ઉપર મજબુત કરવા માંગીએ છીએ તેવી હાલતમાં તે આવે નહીં, ત્યાંહાંસુધી સભાને લગતાં ભાષણો જારી રાખવાં જોઈએ, ત્યાંહાંસુધી એ ભાષણોમાં કદાપિ નવું કેહેવાનું નહીં હોય તોપણ તે જુનું ગણાશે નહીં.

ઇસ્ટ ઇંડયા આસોસીએશનની એ મોહોટી બાબદનો માત્ર એક ભાગ આજનાં ભાષણને માટે પસંદ કરયોછે. તે ઇસ્ટ ઇંડયા આસોસીએશનનાં અંગ્રેજ સરકાર સાથનાં સંબંધની બાબત છે. એ મોટી સભાને સગળું

કાંઈ સરકાર સાથ પાડવુ છે. સરકાર એટલે કે માત્ર રાજ કરતી રાણી અથવા રાજ ચલાવનારા પ્રધાનોજ હું ગણતો નથી, પણ રાજ્ય કરતી પારલામેંટ અને આખી રાજ્ય કરતી કોમ સાથ ઈસ્ટ ઇંડીઆ આસોસીએશનને કામ છે. સભાનો ઇંગ્રેજ સરકાર સાથનો એ સંબંધ કેટલો છે, કેવો છે, કીઆ પ્રકારનો છે, રાજ્યની તરફેણ ભીનાઆરી ભરેલો છે કે રાજ્યની વિરૂધ અદાવત ભરેલો છે, તે સઘળુ આ ભાષણમા આપણ ત પાસવા માગ્યે છૈએ આટલુતો જાણીતુ છે કે ઈસ્ટ ઇંડીઆ આસોસીએશન એક રાજદ્વારી સભા છે, એટલે કે આપણી બીજી સભાઓ કરતા તે જુદીજ કીસમની સભા છે. એમાંની કોઈ સભા સંસારી, કોઈ ધર્મ સંબંધી, કોઈ કેળવણી સંબંધી, કોઈ વીદ્યા હોનરના જ્ઞાનનો ફેલાવો કરનારી સભા છે એ દરએક સભાની મતલબ દેશનુ કલ્યાણ અને સુધારાનો વધારો કરવાની છે, પણ ઈસ્ટ ઇંડીઆ આસોસીએશનને એ સઘળી બાબદો સાથ કામ છે. તે એક રાજદ્વારી સભા છે, એટલે માત્ર દેશીઓને મોટા હોદ્દા અપાવવા અથવા એવાજ બીજા કેટલાક સવાલોનેજ ચુથ્યા કરવાનુ એ સભાનુ કામ નથી, પણ ઉપલી જુદી જુદી સભાઓ જે એકેક કામને માટે સ્થાપી છે, તે સઘળા કામો ઈસ્ટ ઇંડીઆ આસોસીએશનને સરકારના સંબંધમા એકલે હાથે બજાવવાના છે, અને તે ઉપરથીજ માલમ પડે છે કે સભાનુ કામ કેટલુ માહાભારત છે. જેમ એક અદલ અને માયાલુ સરકારની ફરજ છે કે લોકોના જાન માલનો સંભાલ કરવો, જેમ તે સરકારની ફરજ છે કે જુલમાત, લુટફાટ ઇત્યા લુચ્ચાઈ સામે રૈયતને દાદ અને ઇનસાફ આપવો, તેમજ તે સરકારની ફરજ છે કે લોકોમા કેળવણી અને જ્ઞાનનો, વિદ્યા હોનર અને કલાકૌશલ્યનો વધારો કરવો, ઉદ્યોગ અને ખેતીવાડી, વ્યપાર અને આબાદાનીને ટેકો આપવો, દેશની ચઢતી કળાના જેટલા સાધનો હોય તે સઘળા શોધવા, ખીલવવા, તપાસવા અને વધારવા. એ સઘળા કામો સરકારની રાજ્યનીતિના સંબંધમા આવે છે અને એજ સઘળા કામો ઈસ્ટ ઇંડીઆ આસોસીએશનને લાગેવળગે છે વળી એ સઘળા જુદા જુદા કામો એક ઇલાકા ઇત્યા એક કોમનાજ ભલાને માટે બજાવવા નહી, પણ આખા હિંદુસ્તાનના સઘળા બેસુમાર વર્ગો અને સઘળી અગણીત કોમોની એકસરખી સેવા અને તેઓની એકસરખી હીમાયત ઉપલા કામો બાબે કરવાને એ સભા ઉભી થઈ છે અને એ રીતે આપણી આ પેહેલવેહેલી મોટી રાજદ્વારી સભાનો ખરો અર્થ મોટો અને વિસ્તીર્ન થાય છે

પણ ઈસ્ટ ઇંડીઆ આસોસીએશનનો ઇંગ્રેજ સરકાર સાથનો સંબંધ તપાસવા જતા, સઉથી પેહેલા એક અગત્યનો સવાલ તપાસીને નક્કી કરવો જોઈએ છે સભાની શરૂઆતથીજ, તેના હસ્તીમા આવતાજ તેની સામે એક મોટો વાંધો ઉભો થયો છે, કે જે વાંધો આપણા દેશીઓને અજાયબ જેવો,

આજાણુઓને નહી સમજણ પડે એવો, વિચારવંતોને દલગીરી ઉપજાવનારો અને જોયા વાળાઓને લગાર ક્રોધ ઉપજાવનારોછે. ઇસ્ટ ઇંડીયા આસોસીએશન સભા રાજદ્રુવારીછે, એટલે રાજ્ય વિરૂધછે, એવો કેટલાક માણસોને સંશય ઉપજેછે અને એવો વિચાર કેટલેક ઠેકાણેથી વારંવાર આપણ સાંભળીએ છેએ. તેઓ એવું તોહોમત મેલેછે કે જાણે એ સભાની નેમ ઇંગ્રેજ સરકારની સામે થવાની હોય, અથવા એ સરકારના સુભ કામકાજોને આડે આવવાની હોય, અથવા સરકારના હરએક ઉપાય ઇન્ડીઆ ગોઠવણની સામે લોકોમાં ખાલી ઉમકેરની કરવાની હોય. એ રીતે આપણી સભાપર બેવફાઈનું અનુમાન લઈ જવામાં આવેછે, તેના આધાર ઉપર શક ભરેલી નજરથી જોવામાં આવેછે અને જો ઇસ્ટ ઇંડયા આસોસીએશનનો પાયો મુસ્તકીમ જનાવવો હોયતો પેહેલાં તેના ઉપર જે આ દાઘ લગાડવામાં આવેછે, તે પુરવી રીતે મટાડી આપવો જોઈએછે. હીઆં પેહેલો સવાલ એ ઉઠેછે કે સભા ઉપર બેવફાઈનું આ તોહોમત મેળનાર કોણછે? એ તોહોમત ચોક્કસ ઇંગ્રેજોના બે વર્ગો તરફથી રજુ કરવામાં આવેછે. તે માહેલા એક વર્ગ વાળા કેટલાક ઇંગ્રેજો જાણી બુજીને, તાણી તોડીને, જોડી કાહાડીને, પોતાની કોઈ ચોકસ મતલબ અને સ્વાર્થ સાંધવા સારૂં સભાને આ મોટું અપમાન આપેછે. એ ઇંગ્રેજો તે ચોકસ વર્ગનાછે, કે જે વર્ગ સુએઝની સંપોગી ભુંગી પસાર કીધા પછે ખરા ઇંગ્રેજ તરીકેનાં પોતાના બારીક જાતી ગુણોને પોતાની પાછળ યુરોપમાંજ મેલી આવેછે. અદલ ઇનસાફનો કાંટો જે ઉપર તમામ ઇંગ્રેજી રાજ્યનો મોટો આધારછે, અને છુટાપણાનો કાનુન જે દરએક ઇંગ્રેજને પોતાના પ્રાંણ કરતાં પ્યારોછે, તેના મીઠાસ ભરેલા, માયા ભરેલા, ઇનસાન્યત ભરેલા ખ્યાલોને બદલે, તેઓ હિંદુસ્તાનને તલવારે જીતી લઈ તલવારેજ તાબે રાખવાના અનીતિ ભરેલા, ઇનસાન્યતથી ઉલટા, જંગલી રાજ્યોને મલતા કાનુનને તેઓ પસંદ કરેછે. તેઓના મગજમાં હિંદુસ્તાનને જીતી લેવાનું ગુમાન ઘણું ઘુમેછે તથા જેને ઇંગ્રેજીમાં rights of conquest ઇન્ડીઆને ફતેહનાં હક કેહેછે, તે હક મેળવવા અને ભોગવવાને તેઓ ઘણા ભુખ્યા હોયછે. પણ એ ફતેહના હક માંગવા એટલે શું, તે ઇંગ્રેજ સાએર દરાઈડન ઘણી અસરકારક રીતે સમજાવી ગયોછે, અને તેના બોલ આ ચોકસ વર્ગના ઇંગ્રેજોના મોહોમાં આપ્યે તો તેઓ આ પ્રમાંણે માગતા માલમ પડેછે—

We claim by right,
Of conquest; for when kings make war,
No law betwixt two sovereigns can decide,
But that of arms, where fortune is the judge,
Soldiers the lawyers, and the bar, the field.

એટલે કે આ ઇંગ્રેજો કેહેછે કે અમે ફતેહનો હક્કથી દાવો કરીએ છીએ કાયકે જ્યારે બે રાજ્યો આમને સામને લડ્યા હોય, ત્યારે તેઓનો બીજા કોઈ ધારાથી ઇન્સાફની અદાલતથી ચુકાદો થતો નથી. પણ હથીઆરના ધારાથી ચુકાદો થાયછે; તે ચુકાદો કરનાર જડજ કોઇ આદમી નહી પણ માત્ર નસીબછે, તે ચુકાદામા સીપાહીઓ તે વકીલ બારીસ્ટરનુ કામ કરેછે અને લડાઈનુ મેદાન તે કોરટનુ બારછે. ઉપલા ઇંગ્રેજોની એ બધી વાત, સીધી સાધારણ રીતે બોલેછે તેમ માત્ર તરીઆપાવની વાતછે, એ ગોયા છેક "છેલે પાટલે બેસવાની વાતછે." તેઓની એ વાત, જોરાવરે નબળાને પોતાના વધતા બળથી મદદ આપવાની નહી, પણ માત્ર ખોદાએ કુવત આપ્યુ, તેટલા વાસ્તે પોતાના કુવતથી નબળાને હેઠા પાડવાની એ વાતછે. સર્વે માણસ જાતને ભાઈબંધ ગણીને એકેકને બચાવા અથવા મદદ કરવાની એ વાત નથી, પણ વધતા બળને લીધે નબળાને બોચીમાથી બચકડા અને પગ તળે દાબવાને એ વાત મળતી આવેછે એ ગુમાનને લીધે તેઓ એકસરખા ધારા નાપસંદ કરેછે અને એકસરખા ઇન્સાફને આડ આવેછે તેવા થોડાક ધ ધારી ઇંગ્રેજો, તેજ વિચારના થોડાક સત્તાવાળાઓ અને તેઓને મળતા વિચારના થોડાક લખનારાઓ સભા ઉપર ઉપલુ તોહોમત મુકેછે. સભા ઉભી થવાથી પોતાના આડા કામો ઉઘાડા પડવાની, પોતાની મતલબોમા હારી જવાની તેઓને ધાસ્તીછે. તેથી તેઓ સભા ઉભી થવાથી દલગીરછે, અને તેને ભાગી પાડવાને ખુશીછે. સારા ભાગ્યે એવા વિચારના ઇંગ્રેજો જેટલા આગળ હતા, તેટલા હાલ નથી અને હજી થોડા થતા જાયછે. પણ એ ઉપ્રાંત વળી બીજા કેટલાક ઇંગ્રેજ ગૃહસ્થો સભા ઉપર એજ તોહોમતનો દોષ લાગુ પાડતા, તેના આચાર અને વિચારો ઉપર એજ પ્રમાણે શક લઈ જતા માલમ પડેછે. પણ તેઓ માત્ર અણજાણપણેથી અને ભુલથી સભા ઉપર એવુ બદગુમાન લઈ જાયછે, અને વળી આપણે કબુલ કરવુ જોઇએ કે અણજાણ્યા લોકો સભાની મતલબ નહી સમજવાથી સભા ઉપર ખોટો શક લઈ જાય એવો આપણી સભાનો દેખાવ બાહેરથી લાગેછેબી ખરો. તે અણજાણ્યા ઇંગ્રેજ ગૃહસ્થો જોયછે કે ઇસ્ટ ઇંડયા આસોસીએશન એક રાજદ્વારી સભાછે. તેને ઇંગ્રેજી રાજ્ય બાબે ઇંગ્રેજી સરકાર સાથ સઘળુ કામ પડેછે અને વળી તેમાનુ ઘણુંક કામ સત્તાવાળાઓની સામેનુછે, ઘણુંક કામ સત્તાવાળાઓના વિચારોથી ઉલટુ કરવુ પડેછે, ઘણી વખ્ત સત્તાવાળાઓના કામકાજ બાબે સભાને ફર્યાદો ઉઠાવવાનીછે. તેઓ જોયછે કે જેને રઇએતના હક કેહેછે, તેવા જે હક નથી મળેલા તે માગવાનુ આપણી સભાનુ કામછે અને જે હક મળેલાછે તે વધારવાનુબી તેનુજ કામછે. એ સઘળુ જ્યારે અણજાણ્યાઓ જોય ત્યારે જો તેઓ એવો ભુતાવો ખાય કે ઇસ્ટ ઇંડયા આસોસીએશન સભા ઇંગ્રેજી

રાજ્યની વીરૂધનીછે, તો તે ભુલ ઘડીભર આપણ કુદરતી ગણીશુ વળી આપણા વિરે એ સ્વેચ્છનો મ શય લઇ જવાને તેઓને એક બીજાથી મોહાતુ મળેછે, તે હિંદુસ્તાનની હાલની રાજદ્વારી હાલતછે. એ હાલત ઘણીજ પડતીછે. એટલુજ નહી, પણ એ હાલત પારકા રાજ્યને આધારે પડીછે. એના એક રાજ્યના દેશીઓ પારકાને બદલે પોતાનુ રાજ્ય પસંદ કરે, અથવા પારકુ રાજ્ય દેખી નહી શકે અને તેથી પારકાઓને દેશની સપાટી ઉપરથી હાંકી કાહાડવા ચાહે એનો પૃથ્વિનો સરેરસતોછે અને તેજ સરેસતા મુજબ આપણ વિશેથી તેવુજ અનુમાન લઇ જવામા આવે તેની નવાઇ નથી. પૃથ્વિની આસપાસ આપણ ફરતી નજર કરીએ છૈએતો સગળા રાજ્યોમા તાહાના દેશીઓનુજ રાજ્ય ચાલતુ માલમ પડેછે ઇંગલાંડમા ઇંગ્રેજો રાજ્ય કરેછે, ફ્રાનસમા ફ્રેંચોનુ રાજ્યછે અને રૂશીઆમા રૂશીઆનોનુ રાજ્ય ચાલેછે, એટલુજ નહી પણ ઇટાલીનુ રાજ્ય જે પરરાજ્યોના હાથમા હતુ તે ઇટાલીઅનોના હાથમા આવ્યુછે, જરમનીમા નાહાના પણ ઘણા રાજ્યોને બદલે મોટુ અને મજબુત એકસા રાજ્ય થયુછે, પોતાને બેહેસતીમા કેહેવાડતા ચીનાઓ પોતાનુ રાજ્ય પોતે ચલાવેછે, અડધા જંગલી તારતારી અને આરબોનો દોર આરબસ્તાન અને તુર્કસ્તાનમાછે, ટુંકમા પૃથ્વિને એક છેડે જેપાનમા અને બીજે છેડે છેક વેસ્ટ ઇનડીસમા વગીરે ત્યાના દેશીઓનુજ રાજ્ય ચાલેછે પણ હિંદુસ્તાન, આ પ્યારૂ અને પુરાતન હિંદ વતન, જે એકવાર પ્રાક્રમી અને પ્રતાપી રાજ્ય ગણાતુ હતુ, જેણે પોતાના વખતમા વીક્રમ અને ભોજ જેવા રાજાઓને જનમ આપ્યો હતો, જેણે અકબર અને ઔરંગઝેબ જેવા પાદશાહોની હકુમત ભોગવી હતી, અને જેના સાલારજંગ તથા દીંકરાવ સરખા રાજદ્વારીઓના આજેબી મગરૂરી અને માનથી નામ લેવામા આવેછે, તે મોટુ અને માન પામેલુ રાજ્ય આજે યુરોપના એક પરરાજને આધીન પડયુછે. હિંદુસ્તાનની રાજદ્વારી હાલત એટલી બધી પસ્તી છે હવે એવી હાલતમા ઇસ્ટ ઇંડયા આસોસીએશન દેશહીતકારીપણાનો દાવો કરેછે, પણ અરૂ દેશહીતકારીપણુ જેમ સમજવામા આવેછે તેનો અર્થ તો એમ થાયછે કે પારકાઓ સામે પોતાના દેશનો બચાવ કરવો, પોતાના દેશને માટે લડવુ, પોતાના દેશ ઉપર જીવ આપવો એનુ નામ જો દેશહીતકારીપણુ હોય અને ઇસ્ટ ઇંડયા આસોસીએશન જો દેશહીતકારી સભા હોયતો બોલા ઇંગ્રેજો આપણુ દેશહીતકારીપણુ પારકા રાજની વિરૂધનુ વિચારે એ કુદરતી બનાવને મળતુછે.

[1]અનમતા આવુ વિચારનારાઓની ભુલછે અને આવુ બોલનારાઓ આઇ બોલેછે. પણ ત્યારે એનો ખોલાસો શુછે? ઉપલુ બોલનારાઓ પુછી શકશે કે તમે દેશહીતકારીમા ખપવાનો દાવો કરોછો અને વળી તમારે માથે

પારકા રાજ્યને પસંદ કરવાનુ ડોળ ઘાલોછો, તે બેઉ ચીજ કેમ બને ? તેઓ કહી શકશે કે જો તમો દેશહીતકારી હોવો તો પારકી તાકને પોતાને ગળે એ ભરવા ચાહો નહી, અને જો તમે પારકુ રાજ્ય ચાહાતા હોવોતો તમે દેશહીત કારી હોવો નહી બેશક આ એક બેતરતીબી જેવુ છે, એ કુદરતથી ઉલટી હાલત લાગેછે, પણ તેની સેહેલથી સમજ પડી શકેછે આપણે બાપોકારથી કહીશુ કે અમે ખરા દેશહીતકારી છેએ આપણે બાગિસુ૧૬ જાહેર કરીશુ કે અમારૂ દેશાભીમાન સઘળા ચોખ્ખુ, સઉથી નાદર પ્રકૃતીનુ છે અને તાપણ આપણે હીમતથી કહીશુ કે અમારૂ તે દેશાભીમાન ઇંગ્રેજી રાજ્યને ચાહાવામા છે, ઇંગ્રેજી રાજ્યની હીમાયત કરવામાછે, ઇંગ્રેજી રાજ્યને વાસ્તે લડવામાછે ઇંગ્રેજો રાત દીસ ગીત ગાયછે કે "બ્રીટનસ કદી ગોનામ થવાના નથી', અને આપણુ ની કહીશુ કે દેશીઓ કદી ગોનામ થવાના નથી પણ તફાવત એટલોછે કે પારકી સત્તામા જવુ એ ઇંગ્રેજોને મનસે ગોનામ થવા બરાબર છે, પણ આપણે એક પારકી સત્તાને પ્યારથી પસંદ કરીએ છેએ દેશહીતકારીપણા નો દેવ "કયુપીડ" ઇશ્કને કામદેવની મીશાલે આંધલો નથી તેનીતો એક હજાર આંખ હોવી જોઇએ અને હરએક કદમ મારવા અગાઉ સારીપેઠે તપાસ રાખવી જોઇએ આંખ વીચીને દેશની હીમાયત કરવામાજ દેશહીતકારીપણુ નથી, પણ દેશને ફાયદો થાય અને લોક સુખી થાય એવી રીતે દેશની હીમાયત કરવી એ ખરુ દેશહીતકારીપણુંછે, અને તે દેશહીતકારીપણુ આપણને દેખાડેછે કે હિંદુસ્તાનમા દેશી કે પરદેશી બીજુ કોઇજ નહી પણ ઇંગ્રેજી રાજ્ય જોઇએછે હિંદુસ્તાને દેશી રાજ્ય ખોહોયુ છે અને હાલ તરતતો ગોયા સત્તનુજ ખોહોયુ છે તે પાછુ મેળવવાની આશા નથી, પણ વળી જો સ્વદેશી રાજ્ય આપણને પાછુ મળેતો તે ભોગવવાની આપણામા શક્તી નથી, અને રાજ્ય ચલાવવાની શક્તી વગર પોતે રાજ્ય ચલાવવા જવુ એ રાજ્યનો આપઘાત કીધા બરાબરછે જો ઇંગ્રેજ સરકાર આજે હિંદુસ્તાનનુ આપણુ રાજ્ય છોડી જાય તો પછે દેશના શુ હાલ થાય, તેનોજ જરા વિચાર કરો જોરાવર નબળાપર તુટી પડે લડાઇ, ખુનામરકી અને કતલ આખા દેશની સપાટી ઉપર ફેલાવો પામે, સુલેહ અને સમાધાની છેકી સનામ કરી જાય આબરૂ દરકાર બરેલા ધંધો ધાપો બંધ પડે, લુટફાટ ચાલુ અને જુલમાત જારી થાય પણ તે મોટી આફતને આ દેશ ઉપરથી મટાડવી હોયતો ખોદા ઇંગ્રેજી રાજ્યને સલામત રાખે એવી દુવા માગવી જોઇએ આપણા દેશમા દેશી રાજ્યો ઘણા થઇ ગયાછે અને આપણને તેનો ઘણો અનુભવ મલ્યોછે તે તમામ અનુભવ જો બે બોલમા કેહેવો હોયતો એટલુ જછે કે ઇંગ્રેજી રાજ્ય હિંદુસ્તાન ઉપર એક આશીર્વાદછે, ખોદાતાલાની આપણ ઉપર ઉતરેલી તે એક મોટી નેવા જેશછે, તે સાહેબની એ એક મોટી કરમબખ્શેશછે હિંદુસ્તાનનુ ઇંગ્રેજી

રાજ્ય પૃથ્વિની એક મોટી અજાયબીતો છેજ; તવારીખનાં સફા ઉપર તે એક અજાયબ ભરેલો ચમત્કારતો છેજ; મુઠીભર વ્યપારીઓ વ્યપાર કરવા આવે અને ૧૨૦૦૦ મૈલ દુર આખાં યુરોપખંડ જેવડાં; જાત જાતનાં લોકોથી વસેલા, અનેક ધર્મો પાળનારા અને અનેક ભાષાઓ બોલનારા આ મોટા ભરતખંડનાં પાદશાહો થઈ ગયા, તે એક મોજેજા જેવુંતો લાગેછેજ, પણ તેટલાં ઉપરથી માંટગોમરી નામનો કવી જારે એમ કેહેછે કે,

War, disguised as commerce came,
Won an empire, lost a name.

ત્યારે એ રીતનો તેણે ઇંગ્રેજી રાજ્યને આપેલો ઠપકો વાજબી દીસતો નથી. હિંદુસ્તાન ઉપર હકુમત મેળવીને ઇંગલંડે પોતાનું નામ ખોહોયું નથી યા પોતાની કીર્તીને ઝાંખ લગાડી નથી અને જ્યારે ઇંગ્રેજો હિંદુસ્તાનને છોડી જશે ત્યારે તેમની યાદગીરી તરીકે હીઆં માત્ર ખાલી બાટલીઓજ રહી જશે એમ કેહેવું પણ ખરૂં નથી. વેપારી તરીકે આવ્યા, પેહેલવાન તરીકે આવ્યા, યા ગમે તેમ આવ્યા, પણ તેઓનું આવવું એ હિંદુસ્તાનનો મોટામાં મોટો લાભછે; તેઓએ આવીને લાંબી મુદતનાં જુલમાતમાંથી, નહી ખમાય એવાં દુખોમાંથી, ખુદ નાશનાં પંજામાંથી આપણને છોડવ્યાછે અને તેઓનાં આવવાથી જે સઉથી સરસ રાજ્ય તેજ આપણને હાથ લાગુછે. તે સરસછે તે આપણા દેશી રાજ્યો કરતાંજ નહી, સરસ આપણાં પડોશી એશીયાટીક રાજ્યો કરતાંજ નહી, પણ સરસ યુરોપનાં સુધરેલાં રાજ્યો કરતાં, સરસ પૃથ્વિની મોટી મોટી પાદશાહીતો કરતાં. સરસ રશીઆન કરતાં, કે જે રાજ્યે પોતાની વસ્તીનાં ⅓ ભાગ જેટલા ગોલામોને હમણાજ છુટા કીધાછે, અને જેણે હિંદુસ્તાન ઉપર ઉતરી આવવાની તથા જેનાં તરફ દેશીઓનું દીલ ખેંચવાની ખોટી ધુમો રોકટ ઉડતી રેહેછે; સરસ ઇટલી કરતાં કે જાંહાં ધર્મને નામે ચાલતા ઢોંગો હેઠળ નાંહાંની ગરીબ પ્રજા કચડાઇ ગઇછે; સરસ ફ્રાંસ કરતાં, કે જાંહાં છુટાપણાને માટે આજેખી ઇનિતેજાર લોકોને આપણ લડતા જોઇએ છેએ. સરસ અહલ ઇનસાફમાંજ નહી, કે જાંહાં સાધારણ કેહેવત મુજબ વાઘ અને બકરૂં એકજ ઓવારે પાંણી પીએછે; સરસ કાયદા કાનુનમાંજ નહી કે જે સગળી રૈયતની મરજી પુછીને પસાર કરવાનો ધારોછે; સરસ રાજ્યનાં બાંધામાંજ નહી, કે જાંહાં રાજા રાણી માત્ર નામનાં અને રૈયતના લોક સગળાં રાજ્ય ચલાવવાને કામનાછે; સરસ રૈયેતનાં હકમાંજ નહી કે જેણે રાજાને વઢીક છુટાપણાથી ફાંસીએ ચઢાવવાનાં દાખલા આપણ જાંણીએ છેએ પણ, વળી સઉથી સરસ તે રાજ્ય પોતાની પ્રજાનું હીત ઇચ્છવામાંછે; સઉથી સરસ તે ધર્મ સંબંધી છુટાપણાને માટેછે, કે જે છુટાપણું સર્વેને પોતાના જીવ કરતાં વાહાલું છે, અને જેને માટે ભારી લડાઇઓ ચાલીછે તથા રાજ્યે

ખુવાર થયાછે, છેલે સઉથી સરસ તે એમછે કે એજ રાજ્ય આપણને રાજ
કરતા શીખાડવા માગેછે, એજ રાજ્ય આપણા ઓહેના રાજદ્વારી હકો મે
લવી આપવા માગેછે, એજ રાજ્ય આપણુ પોતાનુ જે રાજ્ય ગયુ, તેની
જગા પુરી આપવા માગેછે હિંદુસ્તાન દેશની હાલની હાલત, એ દેશ ઉપર
ઇંગ્રેજી રાજે કરેલા આ સર્વે ઉપકારોની અઢી ગવાહી પુરેછે. હીમાલ્યા
પર્વતના એક છેડાથી તે કન્યાકુમારીના બીજા છેડા સુધી દેશના આખા વિ
સ્તાર ઉપર તમામ સુમાધાની ચાલેછે, લુંગારૂ અને ચોરાણુ ઘણુ બંધ પડ્યુ છે
તનવારોની હોત બનીછે અને ચોમેર ધંધા રોજગાર ઉપરનુ ધ્યાન વધ્યુ
જાયછે, એ સઘળુ ઇંગ્રેજી રાજ્યથીછે દર વર્ષે દેશની ચઢતી કળામા અ
જાયબ જેવો વધારો અને અજાયબ જેવો ફેરફાર ચાલ્યો જાયછે, તે હીઆ
સુધી કે ૧૫ યા ૨૫ વર્ષના રાજદ્વારીઓ રાજકારોબારના કામને માટે તેટ
વખત પછે ગોયા રદબાતલ ગણાયછે અને નવા ફેરફાર પ્રમાણેના નવા
વિચારવાળા અધીકારીઓ દર દસ વર્ષે ઇંડયા કૌંસીલમા બદલાતા રેહે
હેવો ધારો બાંધવાની પારલ્યામેંટને ફરજ પડીછે, એ સઘળુ ઇંગ્રેજી રાજ્ય
થી છે. આપણા રેલવે અને ટેલીગ્રાફ એ રાજ્યથી છે, આપણાં કારખાના,
ઉદ્યોગ અને વ્યપાર એ રાજ્યથી છે, આપણી દોલત અને દરજ્જો, કેળ
વણી અને સુધારો, આબાદી અને ચઢતી કળા એ રાજ્યથી છે, અપણી
જાહોજલાલી અને છુટાપણુ એ રાજ્યથી છે, આપણા વર્તમાન પત્રો અને
સભાઓ એ રાજ્યથી છે આજે હુ હીઆ ભાષણ કરવા ઉભો છઉં, મને
કોઈ પુછનાર પરછનાર પ્રધાન નથી, કોઈ અટકાવનાર અધીકારી નથી, કોઈ
શીખાડનાર "ડીકટેટર" નથી, એ સઘળુ એ રાજ્યથી છે હવે ત્યારે જો
આપણે ખરા દેશહીતકારી હોઈએતો એવુ જે સુખદાયક રાજ્ય તેને પસંદ
કીધા વના ચાલેજ નહીં તેને બાહાલ રાખવા વના છુટકોજ નહી, તેની સ
લામતીને માટે રાત દીન દુવા માગવા વગર બીજો ઉપાયજ નહી તેમ છે,
તે ઉપરથી ઇંગ્રેજી રાજ્ય તરફ આપણે બેવફા રેહેવાનુ તોહોમત તદન્જ
ખોટુ પડેછે અને એ તોહોમત મેળવામા આપણા વિચારો અને આચાર
ઉપર કેવો મોટો ગેરહનસાફ થાયછે તે માલમ પડી આવેછે આપણી આ
દેશહીતકારી સભા ઇંગ્રેજી રાજ્ય તરફ વફાદારછે અને ખરા દીલથી વફાદા
રછે આપણી એ વફાદારી કંઈ બાહેરની નથી ઢાંકી દેખાવવાની નથી
હિંદુસતાનના દેશીઓનો આ ગુણતો ઘણોજ જાણીતોછે કે પોતાને ભનુ ક
રનાર તરફ તેઓ હમેશ હેશાનમંદ રેહેછે ઇંગ્રેજી રાજ્યની આ દેશમાં
શરૂઆત થઈ તે વખતથી તે આજ સુધી જે જે નામીચા રાજ અધીકારી
ઓ હીઆ રાજ્ય ચલાવી યા આપણા સાથ સારીપેઠે સબંધમા આવી ગયા
છે, તેઓ દેશીઓના ગુણ, લક્ષણો વિષે એકસરખી શાહાદતો આપી ગયાછે અ

ને તે શાહાદતો કેવી મજબુત ઉતરેછે, તે મી૦ જાંન બ્રાઈટ જેવાના. આ મતા ભરેલાં મત ઉપરથી જણાયછે કે "હિંદુસતાંનની નોકરીમા જેટલા "માન પામેલા નર થઈ ગયાછે, તેઓ કેહેછે કે દેશીઓમા એવા ગુણોની "નવાજશ થયલીછે કે જેઓ તેમની સાથ ભેલાયછે તેઓ તેમને માન આ-"પવા વગર રેહેતા નથી." આ ફકરો ઇંડયા બીલ વિશે તા૦ ૨૪ મી જુન ૧૮૫૮ ને દીને મી૦ જાન બ્રાઈટે કરેલાં ભાષણ ઉપરથી મેં ઉતારેલો-છે—મી૦ જાન બ્રાઇટ, ઉદ્યોગી ગરીબાનો ખેરખાહ, સ્વતંત્રપણાનો પેહેલ-વાંન, છુટા વ્યાપારનો હીમાયતી, જેની નજરમા એક આયરલાંડનો ખેડુત યા અમેરીકાનો ગોલામ, ઇઆ હિંદુસતાંનનો દેશી સઉ એકસરખાછે, જેને ખાતર ઇંગલંડ દેશ મગરૂર છે, જેનાં નામને દુન્યાં માંન આપેછે, તે મી૦ જાંન બ્રાઇટ ઉપલા ફકરામાં સગળા નામીચા રાજઅધીકારી તથા લખનારા-ઓની શાહાદત એકઠી કરીને કેહેછે. અને આપણ જોઇશુંતો મનશે, જે આ દેશનાં લોકો નીચાં પડે એવી રીતે રાજ્ય ચલાવવાને બદલે દેશમાંથી ઇંગ્રે-જોને હાંકી કાહાડવાનું વધારે પસંદ કરી ગયેછે, માલકુમ જે દેશી પ્રજાને રાજી રાખવા વગર હિંદુસ્તાંનમાં ઇંગ્રેજી રાજ્ય લાંબી મુદત સુધી જારી રેહેવાની આશા આપી ગયો નથી, તથા એલફીનસ્ટન જે દેશી તથા ઇંગ્રેજી રાજ્ય વચે થોડોક મુકાબલો કરતાં રાજ્ય સાથ રૈયતને વધારે ગંઠાવવાની બાબતમાં પેહેલાને વધારે પસંદ કરી ગયેછે, તે આગલા નામાંકીત રાજ્ય દુવારીઓનાં વખતથી તે સર બારટલ ફ્રિયર જે મુંબઇની યુનીવરસીટીનાં પોતે ભરેલાં છેલાં કાનવોકેશનમાં ભાષણ કરતી વેળા કેળવણી પાંમેલા દેશી-ઓને ઇંગ્રેજ સરકારની રાજનીતિનાં સઉથી સરસ પ્રકાશક અને તે રાજ-નીતિને લાગુ પાડવામાં સઉથી સરસ મદદનીશ ગણી ગયેછે, તેનાં છેક છેલા અને પાછલા વખત સુધીમાં એવા પુરૂષોનાં જેથી મત આપણ એકઠાં કરીએ છેએ, તે મી૦ બ્રાઇટનાં આ વાકયને ટેકો આપેછે. પ્રોફેસર વીલસન, પુરા-તન હિંદુ શાસ્ત્રના પાંડીત્યના બુલંદ તખત ઉપરથી સર્વેને ચેતવણી આપે-છે કે "ઇનસાફ, દયા, સખાવત, નેકી અને બીજા ગુણોની કીમત હિંદુઓ નથી પીછાંણતા એમ સમજવું નહી," અને તે કીમત તેઓ કેટલી પીછાંણેછે તે મરનાર સર જાંન શોરે ૭૦ વર્ષ ઉપર છપાવેલાં કાગળોમાં ઘણીજ અસર-કારક રીતે દેખાડયુંછે. જારે તે નામદાર પેહેલ વેહેલા હીંદુસતાંનમા આવ-યો તારે તેણે ઇંગ્રેજોની અને ઇંગ્રેજી રાજકારોબારની સરસાઈ વિષે કેવા મોટા વિચારો બાંધ્યા તે પ્રથમતો આ કાગળમાં જણાવેછે, પણ પછે જારે તે મોહેલા પ્રાંતોમાં ચાકરીએ ગયો અને દેશીઓ વચે વધારે પરોસાઈ તેઓ-ને વધારે પીછાંણ્યા, તારે પછે તે શું કેહેછે તે જુવો—હું તેનાં પોતાનાં બોલો ટાંકું છઉં અને તે આ પ્રમાંણેછે. "મારા આગલા વિચારોની ભુલ અને

સીવીલીઅનો પોતાના ખાતાંઓ સાથ તથા નજદીક બે લાખ લશકરી નોકરો પોતાના ૩૯૦૦ અમલદારો સાથ વરસ દાહાડે કુલે ૧૦ક્રોડ રૂપીઆના પગાર ખાતાં રાજ ચલાવેછે, ત્યારે એવા સંચાએ રાજ ચલાવવું મુશ્કેલ થઈ પડે એ દીસતું છે. વળી એ મુશ્કેલી અને જોખમનું ચોથું કારણ રાજકરતાના આ કામદારોના જુદા જુદા ગુણ લક્ષણો અને જુદા જુદા સ્વભાવો છે. તે સ્વભાવો અને તે ઉપરથી નિપજતી વરતણુક તરેહવાર કીસમના અને નાના પ્રકારના છે. કોઈ સ્વભાવે ઘણા પાજી અને બીજાજી હોયછે, કોઇ ખુની આદે હલકા અને જાતે છાલકા હોયછે, કોઈ મીલ અને મેકાલી જેવા લખનારાઓએ દેશીયોના મોટા ભાગ વિષે આપેલા અભિપ્રાયોના હેવાલો કાને કાનથી સાંભળી આવેલા હોયછે. એવા વિચીત્ર વિચારો અને આચારો વાળા આદમીઓના હાથમાં રાજ્યનું સુકાન હોવાથી રાજની કીસતીને સલામત હંકારવાનું કામ મુશ્કેલ થઇ પડે એમાં કશો શક નથી. પણ હજી એ મુશ્કેલીનું એક પાંચમું કારણ રહ્યુંછે, તે આપણા લોકો અથવા રૈયત પોતે છે. તેઓ ભોલા, બેદરકાર અને બેખબરછે, તેઓની હાલત ગરીબ અને હાજતો થોડી છે, તેઓ જાસ્તીની સાંમે પોતાનો બચાવ કરવાને અશકતછે, પોતાના હક માગવા યા મેળવવામા તેઓ બેપરવા અને બેતુંબા છે.

એ સગળી અડચણો સાથે મળવાથી હિંદુસ્તાનનું ઇંગ્રેજી રાજ્ય મુશ્કેલ થઈ પડ્યુંછે; મુશ્કેલજ નહી પણ રાજ ચલાવવાનું કામ બારીક સંભાલનું અને ઇનતેજારી પેદા કરનારૂં થઇ પડ્યુંછે. એ સગળા કારણો સાથે મળવાથી રાજ્યમાં ઘણી પ્રકારની હાલહવાલી ચાલેછે; ઘણી પ્રકારનો જુલમ અને જાસ્તી ચાલેછે; દરરોજ કોઇ નવી ફર્યાદ ઉઠતીને ઉઠતીજ રેહેછે; ઇનસાફ કેટલીકવાર બરાબર મળતો નથી; અને રાણીજી પોતાની વડી સરકાર તરફથી પણ કેટલીકવાર દાદ મળતી નથી. એ સગળાં કારણો એકઠાં મળવાથી, જેમ મુસલમાનોના રાજમાં મુસલમાનો વધારે સુખી હતા અને ચમનચેન ગુજારતા હતા, તેમ ઇંગ્રેજો રેહેછે; જેમ મરાઠાઓના વખતમા એ લડાએક લોકોનો દોર ઘણો મોટો હતો તેમ આપણા વતનમા કેટલાક ઇંગ્રેજો વાસુદાયક દોર અને જાસ્તી ચલાવતા જાયછે; અને જેમ દેશીઓ સગળું મુગે મોહડે ખમતા તથા ફરી ફર્યાદ કરતા નહી હતા તેમ આજેબી તેઓ ખમીને બેશી રેહેછે. ઉપલાં સગળાં કારણો એકઠાં મળવાથી રાજા અને રૈયત વચ્ચે મોટો તફાવત રેહેછે, અને તેઓ વચ્ચે સહમજમાં ફેર ચાલેછે; તેઓ પરસપર એકેકની મુતલબ સમજતા નથી; રૈયતને અણગમતાં કામો કોઇવાર સરકાર તરફથી થાયછે. અને સરકારને નહી ગમતી વાતોને કોઇવાર રૈયત ચલાવેછે.

આવી અડચણોને સમે બેની વચે પડનાર કોઈ ત્રીજો આસાશી જોઇએ. કોઇ એવો વર્ગ ઉભો થવો જોઇએ કે જે સરકાર અને રૈયત બેઉને પીછાણતો

હોય, જે રાજા અને પ્રજા બેહુનુ જ્ઞાન ધરાવતો હોય અને તેથી જે બેહુની જુન બતાવવાને તથા બેહુને અરસપરસ એકેકની પીછાણ કરાવવાને, એકેક વિષે સહમજ પાડવાને તથા એકેક વિષે એક બીજાને ખાત્રી કરવાને શક્તિવાન હોય તે વર્ગ આ દેશમા આપણા કીર્તીવાન રાજે આપણને આપેલી કેળવણીથી ઉભો થયોછે. ઇંગ્રેજ સરકારે મોટા ખરચે દેશી જવાનને કેળવણી આપીછે, જે કેળવણી પોતાને કેળવનાર તરફ તેમને નિમકહલાલ બનાવેછે એટલુંજ નહી, પણ તે કેળવણી તેમને રાજને પીછાણવાના માર્ગ ઉપર આવતા શીખવેછે પોતાના દેશીઓ બાબેની માહીતીતો તેઓને છેજ, તેમા વળી આ કેળવણી ઇંગ્રેજ બાબેની માહીતી ઉમેરેછે અને એટલાજ માટે જેમ લાર્ડ મેકાલી તેઓને ગયા જમાનામા પુર્વ અને પશ્ચિમ વચેના દુભાશીયા ગણેછે તેમજ સર ચારટન ક્રિયર આજના જમાનામા તેઓને મુળથી સરસ પ્રકાશક અને દુભાશીયામા ગણેછે એ દુભાશીયાઓ એકઠા મળી આપણી રાજદુવારી સભાઓ સ્થાપેછે, અને તે સભાઓનો ગોયા સરદાર આપણી આ ઇસ્ટ ઇંડયા આસોસીએશન છે એ રીતે સભા સ્થાપીછે તે માત્ર કાઇજ નહી પણ દુભાશીયાઓ તરીકે મેકાલીના વખતથી તેઓમા મેળાપની ઉમેદને ખરી પાડવા માગેછે એવા દરએક દુભાશીઓ એકલો પડીને રાજા અને પ્રજા વચે જે કામ નહી બજાવી શકે તે ઘણાઓએ એકઠા મળીને બજાવવાની આ સભા છે. ટુકમા કહીએતો ઇસ્ટ ઇંડયા આસોસીએશન ઇંગ્રેજી રાજનો ખરો મદદગાર છે, તે ઇંગ્રેજી રાજની સલામતીનો એક મુળ પાયો અને ટેકો છે તથા એટલાજ માટે તે ઇંગ્રેજી રાજનો દુશમન નહી પણ દોસ્ત છે ઇસ્ટ ઇંડયા આસોસીએશન જેવી સભા જારે રાજકરતા તથા પ્રજા વચે પીછાણ વધારવાનુ કામ કરેછે, એકમેકની ફરજો ચેતવવા અથવા સુચવવાનુ કામ કરેછે, એકમેકની ધારણા અને મુરાદ સમજાવવાનુ કામ કરેછે, ત્યારે એવી સભા ઇંગ્રેજી રાજના ફાયદાને માટે ઘણી જરૂરનીછે. એ સભા જારે ઇંગ્રેજ અને દેશી વચે પીછાણ વધારેછે તારે તે ઇંગ્રેજી રાજનો શત્રુ નહી પણ બેરખાહ છે. તેની નેમ અને મકસદ અરસપરસ અદાવત યા દુશમની વધારવાની નથી, પણ સંપ અને સુલેહ વધારવાની છે માટે ઇંગ્રેજ સરકાર પોતે આવી રાજદુવારી સભાઓને પસંદ કરેછે તથા બારીક યા ગુચવાડા ભરેલી બાબતોમા, દેશીઓને લગતા ઉભા થતા અનેક સવાલોમા સરકાર પોતે આવી સભાઓના મત તથા મસલહત પુછેછે ઇસ્ટ ઇંડયા આસોસીએશન કાંઈ આયરલાંડના ફીનીઅનોના ટોળાઓ તથા સેનટરોની મીશાલે ઇંગ્રેજી રાજને ઉંધુ વાળવા માગતી નથી. એ, સભા, કાંઈ પોલ.ન, ડની, "નીહીલીસ્ટ," ઇંગ્લી, "નેશ. મેનસ આસોસીએશન" ની મીસાલે રાજદુવારી હકો માગવા સારૂ મેદાનોમા બખેડા ઉઠાવવાની અથવા સુલેહમા બગાડો કરવાની નથી એ સભા કાંઈ

ક્રાંસની છુપી રાજદ્વારી ટોળીઓની મીસાલે તખ્ત ઉપર તરાપ મારવાને તલપી રેહેવાની નથી. એ સભા કાંઈ ઇટલી વાળા માંઝીની યા ગારીબાલડીના બંદાની મીસાલે પારકો દસ્ત દેશ ઉપરથી લઈને તોડવા માગતી નથી. રાજદ્વારી મંડળીઓમાં સહુથી નરમ, સહુથી સમાધાની ભરેલી તોપણ એકસરખી ઉપયોગી અને જરૂરની મંડળી ઇસ્ટ ઇંડયા આસોસીએશન છે.

સાહેબો, ઇસ્ટ ઇંડયા આસોસીએશન સાથ ઇંગ્રેજ સરકારનો સંબંધ કેવો છે તેની તપાસ કરતાં અત્યારમાંથીજ ઘણું લંબાણ થયુંછે. ઇસ્ટ ઇંડયા આસોસીએશન કાલી ઉસકેરણી કરનારી, રાજની સામે સરચા ચલાવનારી અને દેશહીતકારીપણાનું ખોટું ડોળ ઘાલનારી છે, એવું તોહોમત મતલબીઓમાં માંણસો તરફથી કોઇવાર મેલાયછે, માટે કસી પણ વધુ તપાસ કીધા પેહેલાં એ તોહોમતને તોડવું જોઇએછે. ઇસ્ટ ઇંડયા આસોસીએશનને ઇંગ્રેજી રાજ સાથ શું અને કેટલું કામ લેવું છે, તે અગત્યની તપાસ હજી કરવાની રહીછે, પણ તે તપાસ કીધા આગમચ ઇંગ્રેજી રાજનાં સંબંધમાં કામ બજાવવાનો એ સભાનો હક સાબિત કરવો જોઇએછે તથા ઇંગ્રેજી રાજ્ય તેને કાંએ માંન આપે, તથા કાંએ પસંદ કરે તે બતાવવું જોઇએ. તે તપાસ આપણે આ ભાષણમાં કીધીછે. ઇસ્ટ ઇંડયા આસોસીએશનનો ઇંગ્રેજી રાજ સાથ મીત્રાચારી ભરેલો સંબંધ છે, ઇંગ્રેજી રાજની અને એ સભાની નેમ તથા મુરાદ એકજ છે, ઇંગ્રેજી રાજમાં એ સભા જરૂરની છે, તેટલું બતાવ્યા વગર આગળ ચાલવું નહી જોઇએ. તે બતાવી રેહવા પછે હવે રાજના સંબંધમાં એ સભાને કેટલી ફરજો બજાવવીછે, તે ઉપર આપણ આવ્યે છૈએ, પણ તેટલાં ઘણું મોડું થયુંછે અને એ ભાગ બાબે બીજા ત્રણ કલાક થાય એટલી "નોટ" મારી પાસે એકઠી કરેલીછે, માટે આ ભાષાણને હીઆંજ પુરૂં કરવાની મને ફરજ પડેછે અને બાકીનો ભાગ જો બનશેતો એક બીજા ભાષણમાં સમાપ્ત કરીશું.

ઉપલું ભાષણ થઇ રેહવા પછે,

અધ્યક્ષ શેઠ વીનાએકરાવ જગંનાથજીએ કહ્યું કે "મારા મીત્ર ભાઈ કેખુશરોએ જે સુભાષીત સંભાષણ કર્યુંછે, તે માટે એઓનો મોટો ઉપકાર માનવાની હું દરખાસ્ત કરૂં છઉં."

શેઠ નવરોજજી ફરદુનજીએ ઉપલી દરખાસ્તને ટેકો આપતાં જણાવ્યું કે "ઇસ્ટ ઇંડયા આસોસીએશનના ઇંગ્રેજી રાજ સાથના સંબંધ બાબે ભાઈ કેખુશરોએ જે અસરકારક અને કીમતી ભાષણ કરયુછે, તે બાબે તેવણનો ઉપકાર માનવાની દરખાસ્તને હું મોટી ખુશી સાથે ટેકો આપું છઉં." એ પછે આ ભાષણ માહેલી બાબત વિષે શેઠ નવરોજજીએ લંબાણથી કેટલાક વિચારો આપ્યા, તેમા તેઓએ આવી રાજ્યદ્વારી સભાઓની અગત્ય તથા જરૂરીઆત અને તેમને મદદ તથા ટેકો આપવાની આપણ સર્વની ફરજ બાબે ખોલાસો કરવા બાદ સભા વીસર્જણ થઈ.

---

## મુલતવી રાખેલી સભા, સુક્રવાર, તા૦ ૨૫ મી મારચ ૧૮૭૦

દિ વિ ગાર્ડન ઈસકવાયર—અધ્યક્ષ.

### વિષય—આગગાડીના બાધકામ ઉપર બીજો એક અબજ રૂપીઆનો કરવા ધારેલા ખરચ બાબે તા૦ ૧૪ મી ડીસેમબર ૧૮૬૯ ને દીને સર આર્થર કાટને જે નિબધ વાચ્યો હતો તે ઉપર તકરાર.

---

સર આર્થર કાટન બોલ્યા કે મી૦ રીડેન, મી૦ જયાર્જ કેમ્પબેન, મી૦ ડેટ અને મી૦ હાઈડ કલાર્ક એઓએ છેલી સભામા માહારા નિબધ ઉપર જે ટીકા કરીછે તેના ઉત્તરમા હુ ઘણુ થોડુજ બોલવા માગુછુ. માહારો ઉત્તર એટલોજછે કે જે હુ બોલ્યો, જે ગણતીઓ મે બતાવી તે આ ગૃહસ્થોમાથી કોઈએ ખોટી પાડી નથી. આગગાડીઓ ઉપર આવડો મોહોટો ખરચ થતો નથી, અથવા નેહરો ઉપર આટલો થોડો ખરચ ન થાઈ શકે, દેશનો સઘલો માલ આગગાડીઓ લાવ લઈજાવ કરી શકે, વળી આ દેશના માલની લાવ લઈજાવ નેહરો કરી ન શકે, આગગાડીઓ ચોકસ દરથી ઓછો દર લઈ શકે અને નેહરો તેમ ન કરી શકે હેવુ કોઈએ પુરવાર કર્યુ નથી આગગાડીઓ આ દેશ ઉપર મોટો બોજોછે કારણ કે તેઓને લીધે હિંદુસ્તાન ઉપર ૩ ક્રોડનો કર લાગુ પડેછે તે સગડુ કોઈએ ના પાડયુ નથી. આ ગૃહસ્થો માહેના એકે જણાવ્યુ કે "સગળાઓ કબુલ કરેછે કે આગગાડીઓ પુર કરે હમ દીથી પાર ઉતરીછે." પણ હુ તે વાત કબુલ કરતો નથી માટે સગળાઓ તે કબુલ રાખેછે એમ ન કેહવાય. પણ આ પ્રમાણે બોલી જવામા શુ ફાયદોછે? આપણુને તો પુરાવા અને તકરારો જોઈએછે અને મેં માહારા નિબધમા જે આકડાઓ બતાવ્યા તે કોઈએ ખોટા પાડયા નથી ત્યારે તે ઉપરથી શુ સમજવુ જોઈએ? અલબતાં કે જવાબ આપવા જોગ કાંઈછે નહી એક ગૃહસ્થે વાધો ઉઠાવ્યો કે આપણુને આગગાડીઓ અને નેહરોને સરખાવી જોવાની અગત્ય નથી કા ન હોય? આગગાડીઓની તરફેણ કરનારા ગૃહસ્થો આગગાડીઓ અને નેહરોને સરખાવી જોવાને ના પાડે તેનુ ફકત એકજ કારણ હોઈ શકે અને તે એકે તેમ કરયા તેઓનો પાયો તુટી જાય છેલી સભામા જે ગૃહસ્થો બોલ્યા તેઓને ઉત્તર આપવાને હુ ઘણો ખુશી થાત પણ તેઓ હેવુ કાંઈ બોલ્યાજ નથી કે જેનો જવાબ આપવો પડે. હુ કહુછુ કે આગગાડીઓ કરતા નેહરો સસ્તી પડે, તે થોડા વખતમા બધાઈ શકે, અને આખા દેશનો માલ લાવ લઈજાવ કરી શકે જે આગગાડીઓથી ન થાય વળી તે થોડી કીમતે લઈ જાઈ શકે જેમ આગગાડીઓથી ન થાય, આગગા

ડીઓએ આ દેશ ઉપર મોટું દેવું ચહડાવી દીધુંછે અને તે માટે ૩ ક્રોડનો કર ઉઘરાવવો પડેછે જે કર દર વર્ષ વધતો જાયછે, પણ તેથી ઉલટું નેહરો ઉપર બેસતા ખરચનું વ્યાજ મળી શકતે એટલુંજ નહી મોટી આવક થતે. વળી લડાઈના વખતમાં આગગાડીઓ કરતાં નેહરોનો બચાવ વધારે સારી રીતે થાઈ શકે. વળી નેહરોમાં પુરતી જહડપથી કામ ચાલી શકે અને વળી તેમાં વધારે અગત્યનું એછે કે તેથી ખેતીવાડી સારૂ પાણી પોહોંચાડવાનું સવલ પડે જેથી આ દેશમાં વારેવાર પડતા દુકાલનો અટકાવ થાય અને ખરાબ પાણી નીકલી જઈ દેશનું સત્યાનાશ વાલનારી તાવ દુર થાય.

મી૦ દાદાભાઈ નવરોજજીએ ત્યાર પછી મી૦ ચારલસ હારન તરફથી આવેલો એક પત્ર વાંચ્યો તેમાં તે ગૃહસ્થે લખ્યું હતું કે "જનર્લ સર આર્થર કાટનનો કાબેલ નિબંધ મેં ઉલટથી વાંચ્યોછે અને માહારાથી આજ સાંજની સભામાં આવવાને બનશે નહી માટે હિંદુસ્તાનમાં આગગાડીઓ ઉપર વધારે ખરચ કરવાને નિબંધ લખનારે જે વાંધો ઉઠાવ્યોછે તેની સામે મત આપવામાં મી૦ ક્રૅમ્પેલ અને બીજાઓને હું એકમલતો થાઉંછું. ભાષાણકર્તાનો વિચાર એવો છે કે નેહરો ઉપર નાણું ખરચવું. અને તેમ ન કરવાને હું કદીબી વિચાર આપનાર નથી. આગગાડીઓ અને નેહરો બેહુ અગત્યનીછે, પણ તેઓ બેહુને સરખાવવાની હું કાંઈબી અગત્ય જોતો નથી. બેહુને માટે હિંદુસ્તાનમાં પુરતી જગાછે જો કોલસો પુરો પડી શકે અને લાકડું બાલવું ન પડે તો હું ધારૂંછું કે આગગાડીઓમાં કાંઇ અડચણ નથી જેમાંની કેટલીક નેહરોમાછે. દરેક રેલવેનું સ્ટેશન સેહલાઈથી બચાવી શકાય અને દોડતી ગાડીઓએ સંડકનો નાશ કરવું એ કાંઈ જેવું ધારીએ છેએ તેવું સેહલું નથી. પણ એ બાબદોમાં તકરાર કરવાની હું મતલબ રાખતો નથી ફક્ત એટલુંજ કેહવા માગુછું કે આગગાડીએ ફતેહમંદીથી પાર પડીછે અને હજુ પછીબી પડશે. પ્રમુખના કેહવા પ્રમાણે ખરેખર સડકો ઉપરાંત નાહાની રેલવેઓ, સાખાઓ અને ટરામવેની ઘણી અગત્યછે પણ વધતો કરવા ધારેલો ખરચ જો સંભાલથી કરવામાં આવેતો તે કાંઇ અઘટીત કેહવાશે નહી, અને સાથે લાગી નેહરોના બાંધકામબી ચાલું કરવાં જોઇએ. આગગાડીનો મોટો ઉપયોગ એ છે કે તે દુકાલમાં આવી પડેલા મુલકોને જડપથી આસરો આપી શકેછે. આગગાડીઓએ અત્યારથીજ ઘણાક પરગણાઓમા અનાજના ભાવ સસ્તા કરી નાખ્યાછે, અને જોકે આગગાડીઓનાં બારે દર (જેમાં ખરેખર ઘટાડો થવો જોઇએ) ને લીધે વધારે ભારી અને સોંઘી વસ્તુઓ ન લાવ લઇજાવ થાઈ શકે તોએ હિંદુસ્તાનમાં બીજી પુસ્ક્ય પેદાએશ છે કે જેથી આગગાડીઓ અને નેહરો ખુબ રોકાયલી રેહ."

મી૦ પ્રિચાર્ડ તરફનોબી એક પત્ર વાંચવામાં આવ્યો જેમા તે ગૃહસ્થે

લખ્યુ હતુ કે "સર આર્થર કાટનના નિબંધમાંહેની ઘણીક બાબદોને હુ સ્વીકારૂ છુ અને હિંદુસ્તાનમા આગગાડીઓને ઠેકાણે નેહરો વધારે ઉપયોગી છે તે અભિપ્રાયને ટેકો આપવાને હુ સભામા હાજર હોતતો ઘણો ખુશી થત, પણ મારાથી તેમ કરવાને બન્યુ નહી માટે દલગીર છુ"

મી૦ જુનાડ ડાનવરસ બોલ્યા કે "છેલી સભામા જ્યારે સર આર્થર કાટનના નિબંધ ઉપર વાદવિવાદ ચાલ્યો ત્યારે હુ હાજર ન હતો માટે દલગીર છુ પણ આજે બીજો એક અખતરૂ રીત્યાનો કરવા ધારેના ખરચ બાબે જ્યારે વધારે વાદવિવાદ ચાલનારછે ત્યારે એ મહા અગત્યની બાબતમા સામેલ થવાને આજે હુ આવ્યોછુ આજના વખતમા હિંદુસ્તાનમા આગગાડીઓ દાખલ કરવાની તરફેણ એકબી શબ્દ ઓચરવો પડે એ જોઈ હુ અચરતછુ તેમ થવાથી આ દેશમા વ્યપારની રીતે અને નાણા સબંધી જે નફા થયાછે તે એના બધાછે કે હિંદુસ્તાનમા તે દાખલ કરવા બાબે કાંઈ જરાબી વાદ ઉઠે એ વાજબી નથી સર આર્થર કાટન ફર્યાદ કરેછે કે આગગાડીના બાંધકામથી હિંદુસ્તાનની મેહસુલનો નાશ થાયછે તે વાત ઉપર આપણે આવ્યે. હિંદુસ્તાનની મેહસુલમાંથી થોડોક ભાગ આગગાડીઓ પછવાડે ખરચવો પડછે તે ઉપર જનરલ સર કાટન આ પ્રમાણે બોલતો હશે ખરી વાતછે હાલની ગુચવણ ભરેલી હાલતમા એ ખરચ બારેછે ખરેક ઘણેક ઠેકાણેથી તો આગગાડી બંદરો આગલથી સરૂ થાયછે અને દેશમા દાખલ થાઈ તેનો છેડો આવેછે આવી હાલતમા આગગાડીઓની ખરી કદર બુજાય શકાય નહી અને તે ભારી થાઈ પડે પણ તે ખરચ સર આર્થર કાટનના કેહવા પ્રમાણે વધતો જતો નથી પણ ઘટતો જાયછે મહને તો આશાછે કે હવે થોડાજ વખતમા આગગાડીઓથી હિંદુસ્તાનની મેહસુલમા વધારો થશે. પણ હિંદુસ્તાનની મેહસુલ ઉપર ખરેખરી શુ અસર થાયછે તે હિંદુસ્તાનની વડી સરકાર તરફથી આવેલા છેલા બે માસના દસ્તાવેજ ઉપરથી તપાશી જોઇયે આ દસ્તાવેજ પારલ્યામેંટમા રજુ કરવામા આવ્યોછે અને તેમા ખરેખર હિંદુસ્તાનની સરકાર જરા ખરચ બાબે ચીંતામા પડેલી જણાયછે પણ તેઓ લખેછે કે "છેલા ૨૦ વર્ષમા આગગાડીઓ અને નેહરોના બાંધકામ થવાથી તેની સુધારો કરનારી અસર હવડા હવડા હિંદુસ્તાનમા દેખાવા લાગીછે.' આ મત હિંદુસ્તાનની વડી સરકારનુ છે સર આર્થર કાટનનો બીજો વાંધો આગગાડીના મોટા ભાવછે હુ ધારૂ છુ કે હાલ ઉતારૂઓના ભાવ જોઇયે તે કરતા વધારેછે અને હુ ઓછા ભાવને પસંદ કરૂ છુ હુ ધારૂ છુ કે લાંબી મુદતમા ઓછા ભાવથી કંપનીને ફાયદો થશે એટલુજ નહી પણ દેશને ઘણો ફાયદો થશે ઓછા ભાવ જોવાને હુ ઘણો આતુરછુ પણ હાલ ત્રીજા વર્ગના ઉતારૂઓ જે ભાવ આપેછે

તે કાંઈ ઘણું નથી. ખરી વાતછે કે પેહલા તથા બીજા વર્ગના દર વધારીએ પણ જ્યારે સેહેકડે ૮૯ ટકા ત્રીજા વર્ગના ઉતારૂ છે ત્યારે ઉપલા વર્ગના મોટા ભાવોથી કાંઈ અડચણ જેવું નથી. સર આર્થર કેહેછે કે આગગાડીઓથી વેપાર ઉપર કાંઈ અસર થતી નથી. હવે હું પુછવા માગું છું કે અમેરીકાની લડાઈ વેળાએ જો મુંબઈથી મધ્ય પ્રાંતોમા ગાડી ન હોતે તો મેનચેસ્ટરનું શું થતે ? તે વખતમા કેટના ક્રોડ રૂ. ઘાટો ઉપરથી થઈને મુંબઈ આવ્યો હતો ? આગગાડી હોવાથી કેટના લોકોને ઉદ્યોગી રેહવાનું બની આવ્યું હતું ? આ સઘળું નેહરોથી થઈ શકતે ? મુંબઈથી દખણ સુધી નેહરો કી રીતે લઈ જવાઈ શકાતે ? વળી ત્રીજો પ્રશ્ન એ છે કે આગગાડીઓ દેશના બચાવ માટે શું કરી શકે ? અલબત્તા સઘળાઓને દીસતું લાગશે કે આગગાડીઓના પાટા એકાએક પેતીએ રોડી નાખી શકાય અને સડકને ભાગી તુટી કરી શકાય પણ એ તકરાર બીજી ઘણીક ચીજો ઉપર લાગુ પડી શકે. શું તાર કાપી નાખે માટે વીજળીના સંદેસા ન રાખવા ? શું પુલો ઉરાડી નાખી શકાય માટે તે નદીઓ ઉપર બાંધવા નહી ? એ પ્રમાણેતો ઘણીક ઉપયોગી વસ્તુઓ વિષે કેહવાઈ શકાય. હવે સડકોની હાલત લડાઈઓમા શું થાયછે તે જોઈએ. જ્યારે અમેરીકનો પોતાના દેશમા લડાઈ ચલાવતા હતા ત્યારે શું તેઓને સડકથી કાઈજ ફાયદો થયો નહી ? અને બનવાની વખતે આગગાડીઓ હોવાથી શું આપણને પોતાને કાંઈજ ફાયદો થયો ન હતો. આજ ચાર પાચ વર્ષ ઉપર આસટ્રીઆ અને પ્રુશીઆ વચે લડાઈ ચાલી ત્યારે આગગાડીએ શું કાઈજ સતન કર્યું નહી ? વળી હિંદુસ્તાનમા બનવાની વખતે આગગાડીથી શું આપણને કાંઈજ ફાયદો થયો નહી ? હું ધારૂ છુ કે બળવાના વખતમા કળકતાથી કાહાનપુર સુધી આગગાડીએ ઘણી નોકરી કરી હતી. હેતુ કેહવામા આવેછે કે આગગાડીઓને નેહરો સાથ સરખાવી શકાય. હું ધારૂછુ કે કેટલીક રીતિએ સરખાવી શકાય પણ વળી જ્યા નેહરો ન કામ લાગે ત્યાં સડકો લાગી શકે. નેહરોબી ખરેજ ઉપયોગીછે અને નદીઓનો માર્ગ આપી શકતો હોય અને નેહરો ખોદાઈ શકી હોય તો અલબત્તા તે થાવી જોઈએ પણ આ બન્ને કામો સાથે ચાલવા જોઈએ. જનરલ કેહેછે કે "માત્ર આપણને નેહરોજ જોઈએ સડકો ન જોઈએ." હું "માત્ર" શબ્દ ઉપરજ વાંધો લઉં છુ. હિંદુસ્તાન એ બન્નેને માટે મોટુંછે અને એ બેહુ બાંધકામો બેહનપણીઓની માફક હાથોહાથ કાં ન ચાલે તે હું જોઈ શકતો નથી. વધારે ખરચ કરવો પણ સંભાલથી, કસરથી કરવો જોઈએ અને જો તે પઈસાઉથી બ્યાજ આવી શકે હેવી વકી ન હોય તો તેમાં હાથ ઘાલવોજ નહી. સર કાટનના વિચારને હું એકમતો છું કે જેઓ મુસાફરી કરે તેઓના લાભ માટે સઘળાઓ ઉપર કર નાખવો ન જોઈએ.

સભાપતી—હું ખાત્રીથી કહુંછું કે મી૦ ડાનવરએ અત્રે આવી આપણને ખોલાસો કીધો તે માટે ઉપકાર માનવામા સઘળા સામેલ થાશે.

મી૦ ડબલ્યુ. પી. એનડરૂ—હું ધારૂં છું કે બીજાઓના કેહવા પ્રમાણે હિંદુસ્તાન આ જાતના સઘળા કામ માટે પુરતુ મોહટુ છે અને હું જોઇને દલગીરછું કે આગગાડીઓના બાંધકામની સામે આ માન પામેલા જનરલે કમર કસીછે. સઘળાઓ કબુલ કરેછે કે સડકો એ સુધારાનું મુળ સાધનછે, પ્રજાના વધારાનું મુખ્ય ઓજારછે, વ્યપાર વધારવાનો ચોકસ ઉપાયછે અને દેશના બચાવ માટે સર્વેથી સરસ રીતિછે જનરલ સર કાટન કેહેછે કે તેની તકરારનો કોઇએ જવાબ આપ્યો નથી એ સાંભળી હું આશ્ચર્ય પામું છું. કારણ કે તે નેહરો અને સડકોને સરખાવવા માગેછે, સડકો તો હઇઆતછે પણ નેહરો કયાછે? મ્હારા જાણવામા તેની હસ્તી નથી. હું ધારૂંછું કે પોતાની ઉતટમા આ બાહાદુર સરદાર નેહરો તૈયાર થયલીજ સમજેછે અને તેના અડસટાઓ ઘણે કે વાજબી ધ્યાનથી કીધા હશે તોપે તે પછવાડેથી ખોટા માલમ પડવાના સર કાટનને ખેતીવાડીના બાંધકામો બાબે અનૂભવછે ખરો પણ આગબોટો વિશે તેને જાહાજનું જ્ઞાન હોય એવું દીસતું નથી. તે કેહેછે કે સડકોનો જલદીથી નાશ થાઈ શકે અને તે બચાવી શકાય નહી. હું હીમ્મતથી કહુંછું કે કોઇબી જાણીતો ઇજનેર આ વાતને સ્વીકારશે નહી સડકો સેહલથી બચાવી શકાયછે અને તે લડાઇઓના વખતમા પુરવાર થયું છે. તેઓ સેહલાઇથી સમારી શકાયછે. અમેરીકાની લડાઇ વેળાએ એક રસ્તાને દારૂગોળાથી ઉડાડી નાખવામા આવ્યો હતો તે ઘણો જલદીથી પાછો તૈયાર થાઇ શકયો હતો. સડકોનો બચાવ થાઈ શકે હેવું મત્ત ઘણાખરા સઘના જાણીતા કાબેલ અને વળી લશકરી ઇજનેરોનુંછે. જોકે સડકોની સામે આપણો જનરલ તરેહવાર કેહેછે તોપે તેની નેહરો સામે મે એક શબ્દબી કાહાડયો નથી તેથી ઉલટુ જુની ઇસ્ટ ઇડયા કુંપનીની હજુર ખાનગી થાપણોથી ખેતીવાડી સારૂ બાંધકામો કરવા માટેની સુચના મે રજુ કરી હતી અને તે વેળાએ હું જાણતો હતો કે સરકારના હાથમા એ કામ ગયાથી તે સંપુર્ણ રીતિએ ચાલનાર નથી. કારણ નાણા કાજલ ન પડવાથી ઘણાક બાંધકામો હિંદુસ્તાનમા બંધ પડયાછે ટુકમા હવે બેશી જવા અગાઉ હું કેહવા માગુછું કે સર કાટને નેહરોમા હથીઆરબંધ આગબોટો ફરતી રાખવાની સુચના કીધી પણ તેનો અડસટો તેણે કાંઈ જણાવ્યો નથી. તે હથીઆરબંધ આગબોટો લેતા, સાચવતા તથા તેનો ચાલુ ખરચ નિભાવતા કેટલુ નાણુ દર વર્ષે જોઇએ તેનો તેણે ધ્યાન કીધેલો લાગતો નથી. એકબારગી કબુલ કરપે કે તેની ગણત્રી પ્રમાણે નેહર બંધાઈ શકાય, કાફલો લાવી શકાય અને સઘલા આવનારાઓની સામે થાઈ શકાય તોપે સડકોનો નાશ કરતા જયા હજાર માણસો જોઇએ ત્યા નેહરોને ખુવાર

કરતા ફક્ત ૨૦ જોઇએ. ૨૦ માણસો આપણા સરદારની નેહરને ફોડી નાખી તારાજ કરી શકે, અને પછી તેના કારખાનું શું થાય? કાઈજ નહી પણ કાદવમા ગીરફી બેશે. ના—એટલુંજ નહી પણ આખી નેહર શુકાઇને ચર જેવી થાઈ જાય. રસ્ત્રીઆનોએ કરાઈમીઆમા હાર શા માટે ખાધી? ફક્ત આગગાડીઓ અને વીજળીના તાર ન હોવાથી. સર કાટન સડકો ઉપરના ખરચ બાબે ફરીઆદ કરેછે તેને હું પુછી આપુછું, પણ એ સડકો બનાવવા પાછળ મેહનત, તેની નવાઈ, તફાવત અને તે ઉપર નાગેના કાબેન કારીગરો તરફ નિગાહા પુગાડવી જોઇએછે ત્યા લક્ષિત લાવ કરવાનું એટલું મોઘુ પડેછે કે લોકો લાવતા તે ઉપર બરાબર તેની કીમ્મત કરતા બમણો ખરચ બેઠો હતો. લોહોડાકામ બનાવતા વેનાતમા જે ખરચ બેઠો તેટલો ખરચ તેને અને લાવતા બેઠો આગલુ છતાંપણ સડકો ઉપર દર મૈલે ૧ લાખ ૧૦ હજાર રૂપયાથી વધારે ખરચ બેઠો નથી. બાહાદુર જનરલ કહેછે કે કુંપનીઓને બદલે સરકાર સડકો બાંધવાનું માથે લેતતો ઠીક થાત આ મતને હું સ્વીકારવા ના પાડુછું. મારીતો ખાત્રીછે કે જો સરકારે આ કામ માથે લીધુ હોતતો તે ઉપર અતીઘણો વધારે ખરચ થાત, એટલુંજ નહી પણ સડકો બની શકતજ નહી સડકો બાંધવાને બદલે સરકારે તે ઉપર સાઠ-વર્ષ સુધી તકરાર કર્યા કીધી જો લોકોનો પોકારો ન હોતતો સરકાર એ કામ માથે લેતજ નહી અને તેથી વળી હિંદુસ્તાનમા નહી પણ અત્રે ઈંગ-લાંડમા. આજકાલ હિંદુસ્તાન મહિના સઘળા મોટા પુલો વગરેના માહાભારત બાંધકામો કુંપનીએ કરાવેછે. આપણને હાલ સડકો, નેહરો, ખેતીના બાં-ધકામો અથવા હુનરથી જેથી થાઈ શકે તેનો લાભ લેવાની અગત્યછે. આગગાડીઓતો હજુ શરૂઆતમાંછે એવુ હું સમજુંછું.

સભાપતીએ આ ઠેકાણે ચેતવણી આપી કે દરેક ગ્રહસ્થને અત્રે દસ મી-નીટથી વધારે બોલવાની છુટ નથી.

મી૰ ઇલીઅટ—કોઈ વાતને ધીક્કારવા અથવા તરફદારી કરવા હું અત્રે આવ્યો નથી નેહરો, સડકો કે ગરાસો એમાનુ એકે આપણે ઘણુંજ પસંદ હોય એવુ નથી, પણ જે સાધનથી મારો માલ સોહલાઈથી લાવ નજાવ થાઈ શકે તેને હું પસંદ કરૂંછું. હિંદુસ્તાનમા ઘણી નદીઓ છે ખરી પણ વર્ષનો ઘણોક ભાગ તો તેઓ સુકાઈ જાયછે. મારા મથક નદી કાંઠેછે અને જો મારાથી કાંઈ હું સમતે બારે નદીને માર્ગે પેચરા મોકલી શકુ તો ઘણુ ઠીક પડે પણ કેટલીક વખતે નદીમા પાણી કવચીતજ મળેછે. ત્યારે હવે તેનો જવાબ સર કાટન શું આપેછે તે હું જાણવા માગુ છું.

મી૰ સ્મીથ—સર આરથર કાટન કહેછે કે જ્યારે સડકો નહી બંધા-વેલી હતી ત્યારે તે ઉપર પુરતો વાદવીવાદ ચાલ્યો ન હતો. હું ધારૂંછું કે

આગેકાણે તે ભુલ કરેછે. કારણકે નામાંકીત લાર્ડ દેલહાઉસીના વખતમા હાલમાં તેમજ હિંદુસ્તાનમાં તકરાર થયલી મને યાદછે. અલબતા નેહેરોના બાંધકામની અગત્ય ઓછીછે એવુ કોઇપણ કેહનાર નથી. હિંદુસ્તાનને સુર્ય અને પાણી આપો અને પૃથ્વિમાં કોઈ ચીજ એવી નથી કે જે હિંદુસ્તાન કરી ન શકે. અને એટલુ છતા જ્યારે એવું કેહવામા આવે કે સડકો હિંદુસ્તાનમા લાગુ પડતી નથી ત્યારે તેથી હું માહારો વિચાર ઉલટો જણાઉંછુ. સર આર્થર કાટન જ્યારે એમ બોલેછે કે સડકો હિંદુસ્તાન ઉપર એક બોજા જેવીછે અને હમેશ સુધી રેહશે, ત્યારે હું ધારછું કે તે ભુલ કરેછે. એતો દેખીતુંછે કે જ્યારે સડકો પેહલી બનાવવામા આવે ત્યારે જાંહાંસુધી તે પેદા કેરી નાણું પગાર ન કરી શકે ત્યાસુધી તો તે દેશ ઉપર બોજો થાઈ પડે. આ ગગાડીઓમા ઘણા થોડા ઉતારૂઓ આવજાવ કરેછે એવુ સર આર્થર કેહેછે અને તે બાબે મી૦ જ્યાર્જ કેમબેલ જે માહિવા પ્રાંતોમા ઘણું ફરેલોછે, તેણે ખોલાસો કરયોછે પણ હુ તેમા જાહાજુ બોલી શકતો નથી, તોપે જેઓ- એ હિંદુસ્તાનમા મુસાફરી કરી હશે તેઓએ દેશીઓના ટોળે ટોળા ગાડીઓ- મા મુસાફરી કરતા જોયા હશે. અગાઉ એકવાર કેહવામા આવતુ હતું કે દે- શીઓ આગગાડીઓનો લાભ લેનાર નથી કારણકે તેઓને નાત જાતની બીક હોયછે, પણ આ વાત પછવાડેથી ખોટી પડીછે. જ્યા પૈશા બચાવવાની વાત આવી કે ત્યા નાત જાતને કોઈ જોતુ નથી. ઘણાખરા દેશીઓ ત્રીજા વર્ગની ગાડીઓનો મોટો ઉપયોગ કરેછે, અને વખત જતે હજુ વધારે ઉ પયોગ કરશે એમા શક નથી. ઘણાજ થોડા યુરોપ્યનો ત્રીજા વર્ગની ગાડી વાપરેછે. સર આર્થર કાટન પોતાના નિબંધમા આગગાડીઓ વિષે એવી રીતે લખેછે કે જાણે લડાઇના હીંગામમા તેઓ તદન નિરઉપયોગી હોય. આ વાચી હુ ઘણો અચર્ય પામ્યો હતો, કારણકે અમેરીકામા શું બન્યું તે મહને માલમ હતુ. વિચાર કરો કે કદાપિ કાલે હિંદુસ્તાનમા બળવો થાય અથવા ધારો કે રૂશીઆનો ઉત્તર તરફ ૫૦૦૦૦ ના લશકર સાથે ઉતરી આવે તો જ્યાસુધી આપણું લશકર મજબુત હોય ત્યાસુધી દુશમનો સાથ લડી શકે અને તેમજ જેમ તેઓ સડકોનો નાશ કરતા જાય તેમ આ પણ લશકર તે સમારતુ જાય એમા વાધા જેવુ શુ છે તે હું જોઈ શકતો નથી દુશમનોથી કાંઈ અખ્ખડ કેટલા મૈળ લાબી સડક બારૂત વડે ઉગાડી અથવા તોડી નાખી શકાવાની નથી વ્યપાર અર્થે આગગાડીઓ કેટલી કામ લાગેછે તે વિષે કેહવામા આવ્યુછે તેને વેપારી તરીકે હું ટેકો આપુછું, અને અમે રીકાની લડાઈ વેળાએ તે કેટલી ઉપયોગી થાઈ પડી હતી તે હુ સારીપેઠે જા ણુછું. હું તે વેળાએ હિંદુસ્તાનમા હતો અને મીરઝાપોર તથા બીજી જ ગાઓથી રૂની હજારો ગાસડીઓ જલદીમા જતી હતી તે મને સારીપઠે યાદછે,

અને તે ગાંસડીઓના માલિકો તે લઈ જવા માટે કાંઇ પણ ભાવ આપવાને તૈયાર હતા. વળી લાનકેશાયરમા જે મોટો દુકાળ પડયો તેમા આગગાડીઓએ ઘણે દરજજે ઘટાડો કરયો હતો, અને તેટલું ખચીત નેહરો કરી ન શકતે.

મી૦ ટેલર—સર કાટનનો નિબંધ વાંચ્યા પછી, આજની વાદવિવાદમા મને બે નવાઈ નજરે પડેછે. પેહલુંતો એકે સર આર્થર કાટને રજુ કરેલી મજબુત તકરારો અને ગણત્રીઓછે અને બીજુંતો તે ગણત્રીઓ અને અડસટાઓની સામે એકમતથી જે વિચારો અપાયાછે તેછે. હું છેલ્લી સભામા હાજર ન હતો પણ છાપેલો નિબંધ વાંચ્યા પછી સર આર્થરના એક ચોકસ કેહવાને ટેકો આપુછું કે તે ગૃહસ્થના હસાબો અને ગણત્રીઓને કોઈ બીજા ગૃહસ્થોએ ખોટા પાડયા નથી. જોકે ઘણાક ગૃહસ્થો આજે લાબું બોલ્યાછે, સભાસદોએ અવાર નવાર વિચારો આપ્યાછે, કોઈ કહે નેહરો ઠીક નથી, કોઈ કેહે સડકો સસ્તીછે, કોઇ કેહે આ સારૂં, અને કોઇ કેહ પેલું સારૂં, પણ કોઇએ પોતાના બોલવાની સાબિતી આપી નથી. સર કાટનના નિબંધ ઉપર મી૦ ડાનવરસનુ હેવું મત જણાયછે કે ઉતારૂઓની સંખ્યા, દર વગેરે બીજા હસાબો જે સર કાટને આપ્યાછે તે ઘણા સહરાવેલાછે. તે ખરેખર તેમછે કે નહી તે હું કહી શકતો નથી. કદાચ તેઓમાંથી સેંહકડે ૨૦ થી ૨૫ ટકા બાદ કરવા પડે. એટલું છતાં પણ હું કહુછું કે ગમે એટલું તેમાંથી બાદ કરો તોએ આ વાદવિવાદમાં તેણે જે મજબુત પાયો પકડયોછે તે કાંઇ ખોટો નથી. આ અભિપ્રાય માહારો પોતાનોછે અને હું કાંઇ આગગાડીની બાબદોમા સમજનાર અથવા ઇજનેર નથી પણ હું સર આર્થર કાટનની તરફદારી કરૂછું કારણ કે તેની તકરારો પુરાવાઓથી, ગણત્રીઓથી અને હીસાબોથી મકમ લાગેછે. મંહને તો એવું ભાસેછે કે સર કાટનના નિબંધની મતલબથી આપણે ઘણા વેગળા ગયા છીએ. કોઇ ગૃહસ્થ કેહેછે કે નેહરો તથા સડકો બેહુને માટે હિંદુસ્તાનમા જગાછે, કોઇ કેહેછે કે સડકોને શા માટે આ પ્રમાણે ટોડી પાડવી જોઇએ ? આપણે એ બનેથી રાજી શા માટે ન થઇએ ? કોઇ પુછેછે કે બેને સરખાવવી શા માટે જોઇએ ? સર આર્થર કાટનની મતલબ બેહુને સરખાવવાનીછે. આગગાડીઓ જોઇએ કે નેહરો તે સવાલ નથી. ખરો સવાલતો એછે કે છેલા હેવાલો પ્રમાણે જયારે નાણાની ત્યાં કડાકડી ચાલેછે તેવા વખતમા સડકો ઉપર બીજા એક અબજ રૂપીઆ ખરચવા કે નેહરો ઉપર ૧૫ થી ૨૦ ક્રોડ રૂપીઆ ખરચવા. સર આર્થર કાટને જાહેર કર્યું કે સડકો હાલ એક બોજા જેવીછે તે વાતને કોઇએ પુરાવા સાથે રદ કરી નથી. ખરી વાતછે કે આગગાડીઓ દેશને માથે મોટો આશીર્વાદછે તે કોઈ ના પાડશે નહી, પણ સડકોના ફાયદાની વાતો છેડી આપણે આપણી પ્રથમની વાતથી વેગલા જઇએ છીએ. આપણી હજુર વાંધો તો એછે કે ચોકસ ખ-

રચે સડકો વધારે સારી કે નેહરો. વળી યાદ રાખવુ કે નેહરોથી મુસાફરો અને મતા લાવ લઇજાવ થાઇ શકે અને દેશ ફલદ્રુપ થાઇ શકે સર આર્થર કાટનની મુખ્ય સામે થનારે અત્રે આપણને આવી માન આપ્યા પછી ખરેખર જોતા તો સર કાટનની લાભનુ બોલ્યોછે, કારણ કે સડકો બાબે તેના ટીકા તથા જાસ્તી ખરચ બાબે તેના વિચારો તથા ખેતીવાડીના અગણીત ફાયદા વિષે તેના શબ્દો તરફ હુ જોઉ છુ ત્યારે મને હેતુ લાગેછે આ વાદવિવાદની લડાઇમા સર આર્થરની પોણી ફતેહ થાઇછે અને તે માટે હુ તેને મુબારકબાદી આપુ છુ. જો સર કાટનના આકડા ખોટા હોયતો બાજેટનો નિકાલ આવી ગયો સમજવો જો સાચા હોયતો આ સભાના અધિકારીઓએ આ મા હિંદુસ્તાનનુ હીત હૈડે ધરી આગગાડીઓ ઉપર બીજા એક અબજ રૂપીઆ વધારે ખરચવા કે ઘણી નાહાની રકમમા ખેતી ફેલાવનારી નેહરો બાંધવી તે ઉપર વિચાર કરવાને એક ચાનાક કમીટી નેમવી

મી૦ હાઇડ ક્લાર્ક—જયારે હિંદુસ્તાનમા આગગાડીઓ બાંધવા માટે પેહલી તકરાર થાઇ ત્યારે તેમા હુ સામેલ હતો અને હુ ખાત્રીથી કહુછુ કે તે વેળાએ સંપુર્ણ વાદવિવાદ થયો હતો અને જે અમલદારોએ કામ ઉપાડ્યુ તેઓને હુ ઉતાવળાપણાના ઠપકામાથી મોકળા કરૂછુ ઉલટુ આગગાડીઓ બાંધવા માટે તેઓને આગ્રહ કરવો પડયો હતો. મી૦ ટેનરના મતથી મારૂ મત વિરૂધછે અને માહારા નમ્ર અભિપ્રાય પ્રમાણે મી૦ ડાનવરસે આજ રોજે જે આકડાઓ આપ્યાછે તે સર આર્થર કાટનના કેહવાને ટોડી પાડવાને તદ્દન પુરતાછે આ બારીકીઓમા મે પેહલા માથુ ઘાલ્યુ નહી તેની મતલબ એજ કે આ બાજેટ નહી સમજનારા અધિકારીઓ આપણે આ પેના હીસાબો સેહલથી સમજી શકે નહી, અને વળી સર કાટનના હસાબો અને ગણત્રીઓ સાધારણ અકલથી અને સચ્ચાઇથી ઉતરાછે સર કાટન પોતાની બીના ખરી બનાવવામા નિસ્ફળ થયોછે અને જો તેની જણાવેલી બીના ખરી હોતતો હિંદુસ્તાનના અને ત્યાના રેહવાસીઓના કુભાગ્ય સમજવા મે જેમ અગાઉ જણાવ્યુ હતુ તેમ આખુ યુરોપ અને આખુ અમેરીકા હાલ નેહરોજ નહી પણ સડકો અને રસતાઓ બાનવા પડ્યુછે કારણ કે દેશને સુધારવાની તે યુક્તીછે ત્યારે હિંદુસ્તાનબી તેમ કા ન કરે ?

મી૦ દાદાભાઈ નવરોજજી—૩૦ ક્રોડ રૂપીઆથી હિંદુસ્તાનની મેહસુલ ઉપર બોજો થાઇ પડે કે નહી, યા સરકારે આગગાડીઓ બાંધવી જોઇએ કે નહી તે સવાલ વિષે ચરચા ચલાવવા હુ માગતો નથી હુ ફકત મી૦ ટેનરનાજ સવાલને વળગી રહુછુ તે પુછેછે કે એક અબજ રૂપીઆને ખરચે સડકો સારી કે ૧૫ ક્રોડને ખરચે નેહરો સારી ? પેહલાથી હુ કેહતો આવ્યોછુ કે ખેતીવાડીના કામ સારૂ નેહરોની ઘણી અગત્યછે અને જો બ્રિટીષ સરકાર

સામે મને કાંઈબી ફર્યાદ હોયતો તે ખેતીવાડીના પુરતા સાધનો તેઓએ નહી કર્યાં તે માટેછે. ઉપલા સવાલનો જવાબ હું આ રીતિએ આપુંછું કે જાણે બે છોકરાઓનો દાખલો લઇએ; તેઓની ઉમર ૧૭ વર્ષનીછે. એકને નોકરીએ રાખવામા આવ્યો અને તેને અઠવાડીઆની ૧૦ શીલીંગ મલેછે, બીજાને સકુળમાં અને કાલેજોમાં ૨૧ અથવા ૨૨ વર્ષનો થયો ત્યાંસુધી કેળવણી આપવામા આવી અને તે ઉપર ૨૦૦૦ પાઉંડનો ખરચ લાગ્યો. આપણે સારીપઠે જાણયે છૈએ કે બેમાથી પેહલાં કોણ પેદા કરેછે અને પછવાડેથી બેહુમા વધારે કોણ પેદા કરશે. એજ પ્રમાણે સર કાટન તથા તેની તરફવાળા ભુલ કરેછે. તેઓ ભુલી જાયછે કે આગગાડીઓ અને સડકો એકદમતો ઉપજાવી શકેજ નહી તેમ થતાં વખ્ત જોઇએ. આજે બીઆં રોપ્યાં તો તેનું ફળ કાલનું કાલજ મલે નથી. મનેતો બીતો લાગેછે કે જો આગગાડીઓ બાંધતાંવારજ ઉપજી શકે હેવો ઠેઆવ રાખ્યોતો કેઆમતના દાહાડા સુધી બોટી થવું પડશે. એટલા માટે હિંદુસ્તાનની હાલની દબાઈ રહેલી દોલતને બાહેર આણુવાને અને વધારવાને એક અબજ રૂપીઆ બીજા જોઇએછે એટલુંજ નહી પણ તે થોડાછે. હિંદુસ્તાનમા અગણીત ચીજો સંતાઈ રહેલી પડેલીછે અને ગમે એટલી નેહરો અને સડકો કરો પણ એટલું પુરતું નથી.

મી૦ સ્પેનસર પ્રાઇસ—જયાં જયાં હિંદુસ્તાનમા આપણે સડકો બાંધયે છૈએ ત્યાં તેનો લાભ લેવાને દેશીઓ ચુકતા નથી હેવું મને લાગેછે. ભવિષ્યમા જોતાં ફકત સડકો કે ફકત નેહરો રાખવાથી કાંઈ વળે તેવું નથી. હું કહી શકતો નથી કે હિંદુસ્તાન તરફ પોતાની ફરજ ઇંગ્રેજ સરકારે પુરી પાડીછે પણ એટલુંતો હું હીમ્મતથી કહુંછું કે જેમ બ્રિટીષ સરકાર પછાત પડીછે તેમજ બ્રિટીષ રૈયતની પછાત પડીછે. ઘણુ દલગીરી ભરેલુંછે કે બ્રિટીષ લોકો હિંદુસ્તાન વિષે વધારે કાળજી રાખતા નથી અને હજુ સરકારને માથેજ સગળું નાખી મુક્યુંછે. માહારો વિચાર હેવોછે કે હિંદુસ્તાનમા નેહરો અને સડકો બન્ને જોઇએ. પણ ખુદ પ્રશ્નતો એછેકે તેનું નાણું ક્યાંથી લાવવું ? જો પારલ્યામેંટને હૈડે હિંદુસ્તાન તથા ઇંગલાંડનું હીત હોત (અને તે બન્નેના લાભ એકમેકમાં ભેળાયલાછે) તો આજે આમની સભાના અધિકારીઓની આપણી બેઠકમા ભાડી ભીડ થાત. એક અબજ રૂપીઆ શું બીસાદમા ? હાલ ૨૭ વર્ષ થયાં આપણે ૫૦૦૦ મૈલ રેલવે બાંધેછે અને અમેરીકામાં ૮૫૦૦૦ મૈલ તેટલાજ વખ્તમા બંધાયોછે.

સર આર્થર કાટન—૨૦ વર્ષ અગાઉ હેવી આશા હતી કે સડકો સગળા ઉતારૂઓને ઉપયોગી થાઇ પડશે, તથા થાપણ ઉપર સેંહકડે ૧૮ ટકાનું વ્યાજ મળશે. હમણા આપણી નાણા સંબંધી કેવી હાલતછે ? સગળો ગુંચવારો

થાઈ પડયોછે. નાણાની ખતંગ હાલતને લીધે ત્યાંની સરકાર સઘળાં ખાતાઓમા કાપકુપ કરવા પડીછે. "હુ ધારૂછુ" "હુ આશા રાખુ છુ" હેવુ સમજવાની કાંઈ અગત્ય નથી. સઘળી બીના ઓનનીછે. વર્ષ દાહાડે ૩ ક્રોડ જો ન ભરવા પડતે। આજે તીજોરીમા રેળછેળ થાઇ જાય પણ તેમ ન થતા બીજા અબજ રૂપીઆ ખરચવાથી કાંઇ હાસલ નથી. કેટલાક ગૃહસ્થો એમ સમજશે કે હુ તેઆ ઉપર ઘણો સખ્ત છુ પણ તેઓએ અદેસો કરવો કે જયારે માહરાથી ઉત્તર ન અપાય તેવુ હતુ ત્યારે તેઓ કેટલા મગરૂર થતા હતા. જયારે હિંદુસ્તાનના બનાની વાત આવી ત્યારે માહારાથી મુગુ બેસાવાનુ નથી કારણ કે હિંદુસ્તાનના સારામા ધણવાડની સનામતીછે. કોઇ પૈસાદાર ગાડી ઘોડા રાખે તો તેમા નવાઇ નથી પણ કોઇ ગરીબ રાખેતો ૭ માસ સુધી રાખી પછી તુરંગમા જવુ પડે તેમજ હિંદુસ્તાનનુંની સમજવુ. બાપડાઓએ ગાડીતો તૈયાર કરી પણ તુરંગમા જતા કેમ બચવુ તેની તેઓને ખબર નથી. પણ જો નેહરો પેહલાથીજ રાખી હતેતો તેઓ આજ ધનના ઢગળામા લપટાયા હતે.

આ ઠેકાણે મી૰ ટેપરે દરખાસ્ત કરી કે વાદવિવાદ ઘણી અગત્યની બાબદ ઉપર ચાલ્યોછે માટે વધારે તકરાર બીજી બેઠક ઉપર મુલતવી રાખવી.

બીજાઓએ આ સુચનાને પુષ્ટી આપી અને સભાપતી બોલ્યા કે—જેઓ સડકોની તરફદારી કરતા હોય તેઓએ આકડા અને પુરાવા સાથે તૈયાર થઇ આવવુ અને નેહરોની તરફવાળાઓએ તે આકડાઓને ખોટા પાડવાનેબી તૈયાર રેહવુ. આ પછી જનર્લ સર આર્થર કાટનનો ઉપકાર માની સભા વીસર્જન થાઈ.



વાર્ષીક સભા—બુધવાર, ૨૫ મી મે ૧૮૭૦.

ડબલ્યુ. એસ ફીટઝ ઉવિલ્યમ ઇસકવાયર—અધ્યક્ષ.

સભાપતી—ગ્રુહસ્થો જો તમારી ઇચ્છા હશે તો મંત્રી આજ રોજે વાર્ષીક રિપોર્ટ વાંચી સંભળાવશે.

મંત્રી—ગ્રુહસ્થો સભાનો હેવાલ સભામદોમાં વેહેંચવામાં આવ્યોછે, પણ તેમા કેટલીક દ્રેરફાર કરવાનીછે તે માટે તમારી હજુર રજુ કરૂંછું.

આ પછી સગળાના એકમતથી રીપોરટ બાહાલ રાખવામા આવ્યો હતો.

ડાક્ટર ગોળડસ્ટકરે સુચના કરીકે રાઇટ આનરેબલ લાર્ડ લીવડન જી. સી. બી. એઓને આપણી આસોસીએશનના આવતા સાળ માટે અધ્યક્ષ ઠેવવા. આ સુચનાને મી૦ જમશેદજી જીવણજી ગઝદરે ટેકો આપ્યો અને એકમતથી પસાર થાઇ.

મી૦ જમશેદજી જીવણજી ગઝદરે દરખાસ્ત કરી કે નિચે જણાવેલા ઉમરાવો અને ગ્રૂહસ્થોને આવતા સાળ માટે ઉપાધ્યક્ષો ઠેવવા. અર્ક આવ ડેવી; સર જેમ્સ ફરગ્યુસન બારોનેટ; મારકિવસ આવ સાલીસબરી; લાર્ડ હારીસ જી. સી. એસ. આઇ; લાર્ડ ઉવીલ્યમ હે; અર્ક આવ શાફ્ટ્સબરી કે. જી; જનરલ લાર્ડ ન્ઞાપનારત જી, સી, બી, જી. સી. એસ. આઇ; અર્લ આવ એલનબરો જી. સી. બી, હીઝ હાઇનેસ કછના રાવ; લાર્ડ કીનરન; કર્નળ સાઇકસ એમ. પી. જેમ્સ સ્ટાનસફીલ્ડ ઇસકવાયર; એમ. પી. હીઝ હાઇનિસ જુનાગઢના નવાબ; સર ચાર્લ્સ ટરવિલ્યન કે. સી. બી.

મી૦ હોરમઝજી અરદેશર વાહાડીઆએ આ દરખાસ્તને પુષ્ટી આપી અને તે એકમતથી બાહાળ રહી.

જનર્લ સર લી. ગરાંડ જેકબ એઓએ દરખાસ્ત કરી કે નિચે જણાવેલા ઉમરાવો અને ગ્રુહસ્થોને આવતા સાળ માટે કૌન્સીલના અધિકારીઓ નેમવા. લાર્ડ અર્કીન, લાર્ડ ઉવિલ્યમ હે; કર્નળ ડબલ્યુ એચ. સાઇકસ. એમ પી, લફટનંટ કર્નળ જારવીસ એમ. પી. એફ, એમ ઉવીલ્યમસ ઇસકવાયર, એમ પી, ઇ. બી. ઇસ્ટવિક ઇસકવાયર, સી, બી, એફ. આર. એસ, એમ પી, સર હેનરી રાલીનસન કે. સી. બી; જનૅલ સર જ્યાર્જ પોલાક જી. સી. બી. જી. સી. એસ. આઇ; સર સી, ઉવિન્ગફીલ્ડ એમ. પી; મેજર જર્નલ ડબલ્યુ. ઇ. એસ. સ્કાટ; ડબલ્યુ. એસ. ફીટઝઉવીલ્યમ ઇસકવાયર; પી. પી. ગોર્ડન ઇસ્કિવાયર; કર્નલ પી. ટી. ફ્રેંચ; મેજર ઇવાન્સ બેલ; ડબલ્યુ. ટેલર ઇસકવાયર, એસ. પી. લૉ ઇસ્કિવાયર, એફ. આર. જી. એસ. પી; એમ. ટેટ ઇસકવાયર, એસ. એસ; દાદાભાઈ નવરોઝજી ઇસ્કિવાયર; ડી. ડી. કામા ઇસ્કિવાયર; કેપટન ડબલ્યુ. સી. પામર; જે. જે. ગઝદર ઇસકવાયર; ડાક્ટર ગોલ્ડ

સ્ટુકર; ડબલ્યુ. એ. વાહાડીઆ ઇસ્કવાયર; આઇ. ટી. પ્રિચાર્ડ ઇસ્કવાયર; દીવાન કાઝી શાહાબુદ્દીન; સઇદ અહમદખાન ઇસ્કવાયર; મોલવી સઇદ અમીરઅલી; બાબુ કીસોરીમોહન ચાતરજી.

આ દરખાસ્તને મી૦ હોરમજજી પેમુતનજીએ ટેકો આપ્યો અને એકમતથી પસાર થાઈ.

જનરલ સર લી ગરાડ જેકબે દરખાસ્ત કરી કે ગયા વર્ષની કૌન્સીલનો આસોસીએશને ઉપકાર માનવો. આ સુચનાને મી૦ જયાકર કેપનેને ટેકો આપ્યો અને એકમતથી પસાર થાઇ.

કેપટન પામરે દરખાસ્ત કરી કે આ આસોસીએશનને વધારવાને મી૦ દાદાભાઇ નવરોજજીએ જે કોશિશ કરીછે તે માટે તેનો ઉપકાર ન માન્યે તો આજનું કામ અસપુર્ણ ગણાય.

આ સુચનાને સભાપતીએ ઘણો ઉનટથી ટેકો આપ્યો અને તે એકમતથી પસાર થાઈ.

આ પછી સભા કઇ વખતે ભરવી તે બાબે કેટલીક ચરચા ચાલવા પછી કાઝી શાહાબુદ્દીનની સુચના બાહાલ ગખવામા આવી કે એ સભાના વખત વગેરે ઠેરવવાનુ કામ કૌન્સીલને સોફ્યુ.

સભાપતીએ દરખાસ્ત કરી કે ઇસ્ટ ઇંડયા આસોસીએશનની કૌન્સીલને લાર્ડ લીવડને ઘણી મદદ કરી એટના માટે તેમનો ઉપકાર માનવો. મંત્રીએ આ સુચનાને પુષ્ટી આપવાથી એકમતથી પસાર થાઈ. આ ઠરાવના ઉત્તરમા લાર્ડ લીવડન બોલ્યા કે આ ઠરાવને માટે તમારો ઉપકાર માનવાને બદલે મા હારે શરમાવુ જોઇએ કે મહને સોપેલા કામમા મારેથી ધ્યાન અપાયું નથી. તમોએ મને ફરીને અધ્યક્ષની ખુરશી આપીછે તે માટે તમારો આભારીછુ, અને તમોને જે જોઇએ તે મદદ આપવાને તૈયારછુ, જોકે કેટલાકોની મા ફક માહારાથી બરાબર આવવાને બનશે નહી તોયે ડેપ્યુટેશન અને હેવાજ બીજા કામોમા હુ ઠીક કામે લાગીશ. કારણ કે અતરેના લોકોને લારડો ઘણા ભાવેછે જો કે તેઓને કાઇ ઘણુ માન ઘટતુ નથી (ના—ના—) તોએ હુ એક શોભા તરીકે ચાલી શકીશ.

જનરલ સર લી ગરાડ જેકબે દરખાસ્ત કરી કે હુ આપણા સભાપતીનો ઉપકાર માનુંછુ, જે કોઈ આપણા કામમા મદદ કરે અને તેખી વગવાળા અને મોટા દરજાના હોયતો તેનો આપણે ઉપકાર માનવો જોઇએ. આ સુચનાને મંત્રીએ ટેકો આપ્યો અને એકમતથી પસાર થાઈ. આ ઠરાવનો સભાપતીએ ઉત્તર આપ્યો કે તમોએ મને જે માન આપ્યુછે તે માટે તમારો ઉપકાર માનુ છું. હિંદુસ્તાનની બાબદોમા હુ ઘણી કાળજી રાખુંછું અને તેમ કરીશ. જયાસુધી માહારામા આરોગ્યતા અને કૌવત હશે ત્યાસુધી, આ મંડળીના કામમા હુ સદા આશ્રય આપતો રહીશ.

---

# ઈસ્ટ ઈંડયા આસોસીએશનની કૌન્સિલનો વાર્ષીક રીપોર્ટ.

## ૧૮૬૯—૭૦.

ગૃહસ્થો—

છેલ્લાં વર્ષનો વાર્ષીક રીપોર્ટ તમારી હજુર રજુ કરવાને તમારી કૌંન્સીલ રજા લેયછે.

તમારા માજી મંત્રી કેપ્ટન હારબી બાર્બર તથા ગોંડલના ઠાકોર સાહેબના મરણો જાહેર કરતાં કૌન્સીલ પોતાની દલગીરી જણાવેછે અને તેઓની ખાત્રીછે કે નિચે જણાવેલા ઠરાવો તમો બાહાલ રાખશો:—

"પોતાના માજી મંત્રી કેપ્ટન હારબી બાર્બરના મરણથી કૌન્સીલ પોતાની અતિશય દલગીરી જાહેર કરેછે અને આ આસોસીએશનના લાભમા મદદ કરવાને તેણે જે કાળજી અને દીલસોજી બતાવી તે માટે આ ટાંકણે તેની નોધ લેયછે."

"ગોંદલના ઠાકોર સાહેબ જે આપણી આસોસીએશનના મોટા હિતેચ્છુ હતા તેઓના શોકકારક મૃત્યુથી કૌન્સીલ દલગીરછે."

વળી આસોસીએશનના પ્રથમથી મદદગાર ઉપાધ્યક્ષો માંહેના એક ભાવનગરના ઠાકોર સાહેબના મરણથી પણ આ સભાને મોટો ટોટો ગયોછે.

મી૦ દાદાભાઈ નવરોજજીએ મેહરબાનીથી ઓનરરી સેક્રેટરીનો હોદો ચલાવવાનું કબુલ્યાથી કૌન્સીલે મોટી ખુશીથી તેઓને નેમ્યાછે.

ગયા વર્ષમા ક્યા ક્યા નિબંધો વંચાયા તેની ટીપ નિચે આપીછે અને તે વાંચનારા ગૃહસ્થોનો તથા તેની તકરારમા ભાગ લેનારાઓનો આ ટાંકણે ઉપકાર માનવામા આવેછે.

છેલ્લી વાર્ષીક સભા પછી બીજા ૨૦૦ નવા અધિકારીઓ સભામા સામેલ થયાછે.

સભાસદોને યાદ હશે કે ૧૮૬૭ ના આગષ્ટમાં તે વેલાના હિંદુસ્તાનના સેક્રેટરી આફ સ્ટેટ સર સ્ટાફર્ડ નાર્થકોટ ઉપર એક અરજી લઇ ડેપ્યુટેશન ગયું હતું તેમા એવી અરજ કરી હતી કે:—૧ લું "વાજબી શરતો અને બંદોબસ્તોથી "ઇંડયન સીવીલ સરવીસ" ની નોકરીઓના થોડાક ભાગ માટે હિંદુસ્તાનમાજ પરીક્ષાઓ લેવી." ૨ જું, "હમો ધારીયેં છીએ કે જો ૧૫ થી ૧૭ વર્ષની ઉમરના દેશી ઉમેદવારોની હિંદુસ્તાનમા પરીક્ષા લઇ તેઓને પાંચ વર્ષ સુધી સ્કાલરશીપ આપતી કરી વિલાયત મોકલવામા આવેતો કેટલાક

"ઇન્ડયન સીવીલ સરવીસ" મા ફતેહમંદીથી પાર ઉતરે અને બીજાઓ નાના પ્રકારના ઉદ્યમો શીખી પાછા પોતાને વતન આવેતો ત્યા આસ્તે આસ્તે તેઓનો એક ભણેલો અને સ્વચ્છ મનનો વર્ગ ઉભો થાય જેઓ પોતાના દેશી બાઇબંધો ઉપર ઘણી લાભકારી અસર કરી શકે અને ઇંગ્રેજી રાજ્ય કરતા અને લોકોના મોટા બાગને જોડનારો એક ગાઠ થાઈ રેહ."

તમારી કમીટી જણાવવાને ખુશીછે કે ૧૮૬૮ મા સર સ્ટાફર્ડ નાર્થકોટ અને સર જેમ્સ ફરગ્યુસન એઓએ પારલ્યામેંટમાં એક બીલ રજુ કરયુ હતુ, તેમા દેશીઓને "કાવેનાનટેડ સીવીલ સરવીસ" મા વિલાયતના સીવીલ સરવીસ કમીશનરોની રજા વગર દાખલ કરવાની વાઇસરાયને સત્તા આપવાની રજા માગી હતી પણ તે વેળાએ પારલ્યામેંટમા કામ ઘણુ હોવાથી તે બીલ પડી રહુ હતુ, પણ હાલ તે ૩૩ વિકટો, પ્રકરણ ૩ મા આવી ગયુ છે. આસોસીએશનની કોશીસ આટલી ફતેહમંદ ઉતરી તે માટે કૌન્સીલ તેમને મુબારકબાદી આપેછે આ કોશીશમા બ્રિટીષ ઇંડયા અને બોંબે આસોસીએશનોએ તેઓને મદદ કરી હતી પણ એ બાને વાઇસરાય શુ શરતો કરવા માગેછે તે ઉપર વાદવિવાદ હાલ કૌન્સીલે મુલતવી રાખ્યોછે, તોપણ તેઓની ખાત્રીછે કે પોતાનાજ દેશના રાજકારોબારમા ઘટતો ભાગ લેવા જેવી ઉચી સ્થીતિમા દેશીઓને લાવીને આ શરતો લાભકારીજ થાઈ પડશે અને હિંદુસ્તાન તરફ ઇંગ્રેજો પ્રમાણીકછે અને તેઓ તરફ સારી સુચનાછે હેવુ દેશીઓને દેખાડવાથી ઇંગ્રેજોનેજ લાભજછે, તેમ થવાથી બ્રિટીષ રાજ્ય તરફ વફાદારીનુ મુળ ઉડુ અને મજબુત થતુ જશે

સ્કાલરશીપ બાબેની અરજનુ સેવટ હેવુ આવ્યુછે કે નવી સ્કાલરશીપો ઉઘાડવામા આવીછે જેથી જવાન દેશીઓ પોતાનો અભ્યાસ સંપુર્ણ કરવા આ દેશમા આવી શકશે અને હિંદુસ્તાનની સનદી, વઇદક ખાતાની અને બીજી નોકરીઓમા દાખલ થાઈ શકશે

છેલા સરસુબા લારડ લારનસે જે સ્કાલરશીપો ઉઘાડી હતી તે હાલના ઇંડયન સેક્રેટરીએ આ વર્ષથી દુર્ભાગ્યે કાહાડી નાખીછે. જોકે આ સ્કાલરશીપો બીજા ચાર પાચ વર્ષ રેહવાથી કૌન્સીલ રાજી થાત તોપે દેશીઓને સનદી નોકરીમા દાખલ કરવાને આ નવો આક્ટ પસાર થવાથી ઉપલો ટોટો ઘણે દરજ્જે કમતી થયોછે અને તેથી ઉપલી સ્કાલરશીપો પાછી ચાલુ કરાવવા માટે કાઈ ઉપાયો લેવાની અગત્ય નથી.

જે ગૃહસ્થોએ અને ઉમરાવોએ તથા પારલ્યામેંટના અધીકારીઓએ આ સભાનો હેતુ વધારવાની તથા તેના વાદવિવાદમા ભાગ લેવાની મેહનત લીધીછે તેઓનો મોટો ઉપકાર કૌન્સીલ માનેછે.

તમારી કૌન્સીલ જણાવવાની રજા લીએછે કે તેઓએ "ઓનસ કામપે

નસેશન" ની બાબદમા કાંઈ ઉપાયો લીધા નથી કારણ કે તેઓને ખબર મળવા મુજબ જે અધિકારીઓ એ વિષય બરાબર સમજેછે તેઓએ એ બાંજધડને પારલ્યામેંટમા લાવવાનો પોતાનો વિચાર જણાવ્યોછે.

૧૮૬૯ ના ૩ના કાવતરાંનો કાયદો જે મુંબઈની ધારાબાંધનારી સભામા પસાર થયો હતો તે બાબે આપણી સભાએ કરેલા ઠરાવો સેક્રેટરી આવ સ્ટેટ ઉપર મોકલ્યા હતા, અને કૌન્સીલ જણાવવાને ખુશી છે કે આપણી સભાની વિનંતી પ્રમાણે મેન્ચેસ્ટરની ચેમબર આફ કામર્સ અને કાટન સપલાઈ આસોસીએશનને એ બાબે સવાલો કરયા હતા, તે ઉપર તેઓએ ધ્યાન પુગાડી ઉપલા ધારાની સામે નામદાર ડયુક આવ આરગાઈલને અરજી કરીછે. આ આકટની સામે ઇંગલાંડ તથા હિંદુસ્તાનમાં એટલુંતો જોશ હતું કે તે પસાર કરવાને નામદાર વાઈસ્રાયે તરતવેળા ના પાડી હતી.

આસોસીએશને કરેલા ઠરાવ પ્રમાણે નામદાર ડયુક આવ આરગાઈલ ઉપર એક અરજી હિંદુસ્તાનની અપીલોમા થતી ઢીલ બાબે કરી હતી અને તે માટે એક ડેપ્યુટેશન તે નામદાર આગળ મોકલવાને રજા માગી હતી. આ અરજ નામદાર ડયુકે ઘણી ખુશીથી કબુલ રાખી પણ જણાવ્યું કે એજ બાબદ ઉપર નામદાર વાઇસ્રાય ઉપર લખી વાલ્યુછે તેનો ઉત્તર આવે ત્યાંસુધી મોકોફ રેહવું અને તે પ્રમાણે હાલ તે વાત એક બાજુએ પડીછે.

તમારી કૌન્સીલ ખુશીથી જણાવેછે કે સર આર્થર કાટને હિંદુસ્તાનની સડકો ઉપર બીજો એક અબજ રુપીઆના કરવા ધારેલા ખરચ બાબે વાંધો ઊઠાવ્યો હતો તેની ઉપર ત્રણ વાર અગત્યની તકરાર માટે બેઠકો થઈ હતી. કૌન્સીલ જણાવવાને રજા લેયછે કે આ તકરારથી આ અગત્યની બાબદ ઉપર વધારે ધ્યાન આપવાને બની આવશે. આ ઠેકાણે કૌન્સીલ સંતોષ સાથ જણાવવાને તક લીએછે કે સર બારટલ ફ્રિયર અને હિંદુસ્તાનની રેલવે કંપનીના સરકારી ડાએરેકટર મી૦ જુલાંડ ડાનવર્સ એઓએ આ વાદવિવાદમા ભાગ લીધો હતો અને સતાવાલાઓ શું ધોરણ ઉપર અને કઇ મતલબથી વર્તેછે તે સમજાવ્યું હતું. બરાબર વિગત જાણનારા હેવા ગૃહસ્થોની મદદથી ઘણો ફાયદો થાયછે. સર બારટલ ફ્રિયર અને મી૦ જુલાંડ ડાનવરસ જેવાઓના વખતસર બોલાસથી ઘણી બાંજઘડનો છેડો આવેછે અને એકસંપી ચાલેછે, સરકારની ખરી મતલબ જાહેર પડેછે, ભરુસો આવેછે અને એકમેકની માહેતાથી કામ ચાલેછે નહીતો બેવીશવાશી અને હરીફાઇ ઉભી થાયછે.

દેશી રાજયો અને બ્રિટીષ સરકાર વચ્ચેના સંબંધની બાબદમા આસોસીએશને ધ્યાન આપવા માંડયુંછે અને સગળાઓ કબુલ કરશે કે આ બાબદ ઘણી અગત્યનીછે.

. છેલા રીપોર્ટમા કૌન્સીલે આશા બતાવી હતી કે ચાલતા વર્ષમા આપણી

આસોસીએશનને ઘણો ટેકો મળશે અને તેમજ તેઓને જણાવવાને સંતોષ ઉપજેછે કે આ આસોસીએશનની એક શાખા મુંબઈ મધે ઉઘડીછે, અને તેના સર જમશેદજી જીજીભાઈ અધ્યક્ષ ઠરયાછે આ આસોસીએશનના સ્થાપવાનો હેવાલ ચોપાન્યાના ત્રીજા પુસ્તકના ત્રીજા અંકમા આપ્યોછે.

આસોસીએશનની આ શાખાએ ચાલતા વર્ષમા ઘણું સારૂ કામ બજાવ્યુંછે ત્યાના એક આનરરી સેક્રેટરી મી૦ શીરાઝશા મેહરવાનજી મેહેતાએ "ગ્રાંટ ઇન એડ" વિષે એક નિબંધ એક મોહટી સભાની હજુર વાચી સંભળાવ્યો હતો જે આ ચોપાન્યામા હવે પછે પ્રગટ કરવામા આવશે

એક બીજી સભામા બીજા આનરરી સેક્રેટરી મી૦ બાના મંગેશ વાગલે એઓએ સરકારી રકાનરશીપો બંધ પાડવા બાબે તકરાર ઉઠાવી હતી તેને લગતા સઘળા કાગળો સેક્રેટરી આવ સ્ટેટની હજુર તમારી કૌન્સીલે મેલ્યાછે

આ શાખાની બીજી ત્રણ સભાઓમા મી૦ કેખોશરૂ નવરોજજી કાબરાએ ત્રણ ભાષણ ગુજરાતી ભાષામા આ આસોસીએશનના ઉપયોગ વિષે કર્યા હતા ઉપના ગૃહસ્થાનો તથા ડાક્ટર ભાઉ દાજી અને મી૦ વિનાયક રાવ જગન્નાથજી સંકરશેઠ જેઓએ જુદે જુદે વખતે સભાપતીની ખુરશીઓ લીધી હતી તેઓનો તથા આસોસીએશન અને તેની શાખાના સઘળા મદદગારોનો કૌન્સીલ આભાર માનેછે

કમીટી જણાવવાને દલગીરછે કે સ્વર્ગવાશી કેપટન બાર્બરની માંદગી તથા પછાડેના દુખદાયક મરણથી ગયા વર્ષનો હીસાબ રજુ થઈ શકતો નથી પણ હાનરરી સેક્રેટરી જણાવેછે કે જો જાહેર સભા બે માસ સુધી મુલતવી રાખવામા આવથીતો તેટલા સમયમા તે સઘળા અધીકારીઓને સરવાઇઉ પુરૂ પાડી શકશે

આવતી સેશનમા આસોસીએશનની બેઠકો કરવાનો બંદોબસ્ત થઇ ચુક્યોછે અને જે ગૃહસ્થો નિબંધો વાચનારછે તેઓના નામો જોતા ઉપરથી માલમ પડેછે કે તે નિબંધો ઉપયોગી અને પસંદ પડતા હશે

જે ગૃહસ્થોએ પુસ્તકખાનામા મદદ કરીછે અથવા ભેટ કરીછે તેઓનો આ ઠેકાણે ઉપકાર માનવામા આવેછે જેની ટીપ પછાડેથી પ્રગટ કરવામા આવશે કૌન્સીલ જણાવવાને ખુશીછે કે આ ભેટોમા એક કીમતી, હિંદુસ્તાનના સેક્રેટરી આફ સ્ટેટે અગાઉ તેમજ આ વર્ષ કીમતી પુસ્તકોની કરીછે તેમજ સર જયાર્જ પોલોકે 'કલકત્તા ક્વાર્ટર્લી રિવ્યુ' (Cilcutta quarterly review) નો એક અનામત સેટ આપ્યોછે અને ત્રીજી ભેટ આસરે ૫૦ પૌંડની ચોપડીઓ તથા નાણાંની જતન સારૂ લી ગ્રાંડ જેકબે કરીછે જે પારસી ગૃહસ્થે એક પુસ્તકખાનુ સ્થાપવા માટે ૩૦૦ પૌંડની રકમ આપવા જણાવીછે પણ એવી સરત કરી હતી કે બીજા સભાસદોએ પણ તેટલીજ રકમ ઉભી ક

રવી, તેણે આ સુરત કાહાડી નાખીછે અને આ તેની ભેટ માટે કૌન્સીલ ઉપકાર માનેછે. કૌન્સીલ આશા રાખેછે કે બીજા અધિકારીઓ પણ નાણાંની અને પુસ્તકોની ભેટ કરી, હિંદુસ્તાનની બાબદનું એક પુસ્તકખાનું સ્થાપવામા પોતાથી બનતી મદદ કરશે.

આસોસીએશનનું કામ ઘણું અગત્યનું અને મોહોટું છે. નાણા સંબંધી, જમીનના પટા સંબંધી, મ્યુનીસીપાલ, જાહેર બાંધકામ, કેળવણી અને ઇનસાફ સંબંધી બાબદો તેણે હજુ કરવીછે, પણ કૌન્સીલ આશા રાખેછે કે જ્યાં સુધી દેશીઓ જેઓને માટે તેછે, તેઓ તેમાં સામેલ રેહશે અને યુરોપના જેઓ પોતાના હિંદુસ્તાનના મનુષ્ય ભાઈઓનું ભલું ઇચ્છેછે તેઓ તેને મદદ કરશે ત્યાં સુધી સભા ફતેહમંદીથી પોતાનું કામ ચલાવશે. આ આસોસીએશનની મતલબ કાંઈ હિંદુસ્તાનની સરકારની સામે નથી પણ તેને ટેકો આપવાનીછે, અને એટલા માટે હિંદુસ્તાનની હાજતો અને ઇચ્છાઓ બ્રિટીષ સરકાર તથા રૈયતની હજુર સચાઈ અને છુટાપણાથી રજુ કરવામા કાંઈ ખોટું નથી. અને તેમ કરવામા અત્રેના તેમજ ત્યાંના સત્તાવાળાઓ મદદ કરશે હેવી કૌન્સીલની આશાછે.

આ આસોસીએશનની અગત્ય વિષેતેઓ કેટલી અરજીઓ સતાવાળાઓ ઉપર મોકલેછે તે ઉપર આધાર રાખતી નથી. તેના સરસ પરિણામો માહેનું એકતો એછેકે તેમા વાદવિવાદ થવાથી બીજે માર્ગે અસર થાયછે, અગત્યની બાબદો કાન ઉપર આવેછે અને પુરતી અને છુટથી તકરાર કરવાને બની આવેછે.

ગયાં વર્ષમા કેટલી બક્ષીશો થાઇ હતી તે વિગતથી ચોપાન્યાના ચોથા પુસ્તકના પેહલા અંકને છેડે આપવામા આવીછે.

લાર્ડ લીવડન, અર્લ આવ કેલી, કર્નલ સાઇક્સ, સર સી. ટ્રેવિલ્યન, મી૦ ઇ. બી. ઈસ્ટવિક અને બીજા પાર્લ્યામેંટના અધિકારીઓ જેઓએ આ આસોસીએશનના કામમા ચાલુ ઉનર દેખાડીછે તેઓનો કૌન્સીલ ભારે આભાર માનેછે.

આસોસીએશનના કાયદાઓની ૮ મી કલમમા નીચે જણાવેલા ફેરફાર કરવાની કૌન્સીલ દરખાસ્ત કરેછે.

આસોસીએશનનું કામકાજ એક કૌન્સીલને સોપવું. તેમા એક અધ્યક્ષ, એક ઉપાધ્યક્ષ, તથા ત્રીસ અધિકારીઓને વાર્ષિક સભામા ચુંટી કાહાડવામા આવશે, તેમાથી પાચની એક 'કવોરમ' થશે, આઠ દર વર્ષ તેમાથી હોદો છોડશે પણ તેઓ પાછા ચુંટી કહડાવવાને લાયકછે.

કૌન્સીલની તરફથી,

કેલી,

અધ્યક્ષ.

દાદાભાઈ નવરોજી,

હાનરરી સેક્રેટરી.

ઇસ્ટ ઇંડીયા આસોસીએશન રૂમસ,
૨૦ ગ્રેટ જ્યાર્જ સ્ટ્રીટ, ૨૫ મી મે ૧૮૭૦.

## વધારો. A.

### ઈસ્ટ ઈંડયા આસોસીએશનની સભાઓ.

### ૧૮૬૯.

"THE INDIAN CIVIL SERVICE CLAUSE IN THE GOVERNOR GENERAL OF INDIA BILL"

**"ગવર્નર જનર્લ આવ ઈંડયા બીલમા હિંદુસ્તાનની સીવીલ સરવીસ બાબેની કલમ."**

એ બાબદ વિષે મી૦ દાદાભાઈ નવરોજીએ મુંબઇ મધે ૭ મી જુલાઈ અને બુધવારે નિબંધ વાંચ્યો હતો.

ઉપલા નિબંધ ઉપર મુલતવી રાખેલી તકરાર તા૦ ૨૧ મી જુલાઇએ થાઈ હતી.

"THE POPULATION AND MORTALITY OF BOMBAY"

**"મુંબઈની વસ્તી અને મરત્યુકો."**

એ વિષય ઉપર મી૦ પી. એમ. ટેટ; એફ. એસ. એસ, એઓએ તા૦ ૧૨ મી અક્ટોબર અને મંગલવારે એક નિબધ વાંચ્યો હતો.

"TRANSPORT IN INDIA IN REFERENCE TO THE INTERESTS OF ENGLAND AND INDIA"

**"હિંદુસ્તાન અને ઈંગલાંડના લાભના સંબંધમા હિંદુસ્તાનમાં લાવ લઈજાવના સાધન."**

એ વિષયઉપર મી૦ હાઇડ કલાર્ક એફ. એસ. એસ. એઓએ તા૦ ૨૯ મી અક્ટોબર અને શુક્રવારે એક નિબંધ વાંચ્યો હતો.

"THE ADVANTAGES OF ENCOURAGING THE ENGLISH LANGUAGE TO BECOME THE COLOQUIAL TONGUE OF INDIA WITH A PRACTICAL SYSTEM FOR ITS DEVELOPMENT"

**"ઈંગ્રેજી ભાષાને હિંદુસ્તાનની ચાલુ ભાષા બનાવવાને ઉતેજન આપવાના ફાયદા. અને તેનો પ્રસાર કરવાની બની શકે હેવી રીતિ."**

એ વિષય ઉપર મી૦ જ્યાર્જ મીમનમ મી. ર્. એઓએ તા૦ ૧૭ મી નવેમબર ૧૮૬૯ અને બુધવારે એક નિબંધ વાચ્યો હતો.

"THE BENEFICIAL EFFECTS OF CASTE INSTITUTIONS"

**"ન્યાત જાતની લાભકારી અસરો."**

એ બાબે મી૦ આર. ૫મ. ક્ષ્લ્પે તા૦ ૨૬ મી નવેમબર અને શુકરવારે એક નિબંધ વાંચ્યો હતો.

"THE PROPOSED ADDITIONAL EXPENDITURE OF 100 MILLIONS ON INDIAN RAILWAYS."

"હિંદુસ્તાનની સડકો ઉપર બીજો એક અબજ રૂપયાનો કરવા ધારેલો ખરચ."

એ બાબે તા૦ ૧૪ મી ડીસેમ્બર અને મંગળવારે જનર્લ સર આર્થર કાટને એક નિબંધ વાંચ્યો હતો.

"THE BOMBAY COTTON ACT OF 1869"

"૧૮૬૯ નો મુંબઈનો રૂ માટે ધારો."

આ બાબે મી૦ દાદાભાઇ નવરોજજીએ તા૦ ૨૧ મી ડીસેમ્બર અને મંગળવારે એક નિબંધ વાંચ્યો હતો.

૧૮૭૦.

"THE INDUSTRIAL SETTLEMENT OF EUROPEANS IN THE HILLY CLIMATES OF INDIA."

"હિંદુસ્તાનની ટેકડીવાળી જગ્યાઓમા યુરોપયનોના ઉદ્યોગી સંસ્થાન."

એ બાબે ડાક્ટર એ. ગ્રહામે મંગળવાર, તા૦ ૧૧ મી જાનેવારીએ એક નિબંધ વાંચ્યો હતો.

"THE RELATIONS BETWEEN THE NATIVE STATES AND THE BRITISH GOVERNMENT"

"બ્રિટીષ સરકાર અને દેશી રાજ્યો વચ્ચે સંબંધ."

એ બાબે મી૦ આઈ. પ્રિચાર્ડ, એફ. એસ. એસ. એઓએ તા૦ ૨૮ મી જાન્યુઆરી અને સુક્રવારે એક નિબંધ વાંચ્યો હતો.

"THE BONUS SYSTEM OF THE INDIAN ARMY"

"હિંદુસ્તાનના લશકરમા બક્ષીશ આપવાની રીતિ."

એ બાબે કર્નલ ફીલીપસ એઓએ સુક્રવાર, તા૦ ૨૫ મી ફેબ્રુઆરીએ એક નિબંધ વાંચ્યો હતો.

"THE DELAY OF JUSTICE TO INDIAN APPELLANTS IN ENGLAND, ITS CAUSES, CONSEQUENCES, AND POSSIBLE REMEDY"

"હિંદુસ્તાનથી અપીલ કરનારાઓને ઈનસાફ મલતાં વિલાયતમા થતી ઢીલ, તેના કારણો, પરિણામ અને તેના બનવાજોગ ઉપાય."

એ બાબે મી૦ ડબલ્યુ. ટેલરે મંગળવાર, તા૦ ૮ મી માર્ચે એક નિબંધ વાંચ્યો હતો.

"હિંદુસ્તાનની સડકો ઉપર બીજો એક અબજ રૂપયાનો કરવા ધારેલો ખરચ."

એ બાબે સર આરથર કાટનના નિબંધ ઉપર મુલતવી રાખેલી તકરાર, સુક્રવાર, તા૦ ૨૯ મી આપ્રીલ.

ઉપલીજ બાબદ ઉપર બીજી મુલતવી રાખેલી સભા,
સુકરવાર, તા૦ ૨૯ મી આપ્રીલ.

મી૦ આઈ. ટી. પ્રિચાર્ડના "દેશી રાજ્યો અને બ્રિટીશરાજ્યો વચ્ચેના સંબંધ" બાબેના નિબંધ ઉપર તકરાર કરવાને મુલતવી રાખેલી સભા, તા૦ ૬ ઠી મે, સુકરવાર.

## મુંબઈમાં સભાઓ.

### ૧૮૬૯.

"THE WORK OF THE EAST INDIA ASSOCIATION"

**"ઈસ્ટ ઈંડયા આસોસીએશનનુ કામ."**

એ બાબે મી૦ દાદાભાઈ નવરોઝજીએ ત્રણ ભાષણો ગુજરાતીમા કર્યા હતા—એપ્રીલ.

ઉપલીજ બાબદ ઉપર બે ભાષણો ઈંગ્રેજીમા મી૦ દાદાભાઈ નવરોઝજીએ કર્યા હતાં—બુધવાર, મે ૫ મી અને જુન ૩ જી.

ઉપલીજ બાબદ ઉપર એક ભાષણ મરાઠી ભાષામા મી૦ વિષ્ણુ પરશરામ શાસ્ત્રીએ કર્યું હતુ—સનીવાર, તા૦ ૮ મી મેએ.

ઇસ્ટ ઇંડયા આસોસીએશનની મુબાઈની શાખા સ્થાપવા માટે એક સભા મળી હતી—સનીવાર, મેએ ૨૨ મી.

"THE GRANT-IN AID SYSTEM IN THE PRESIDENCY OF BOMBAY"

**"મુંબઈ ઈલાકામા 'ગ્રાંટ ઈન એડ' ની રીતિ."**

એ બાબે મી૦ ફીરોઝશા એમ. મેહતાએ એક નિબંધ તા૦ ૨૨ મી ડીઝમ્બરે વાચ્યો હતો.

### ૧૮૭૦.

"THE SUSPENSION OF THE GOVERNMENT OF INDIA SCHOLARSHIPS."

**"હિંદુસ્તાનની સરકારે આપતી કરેલી સ્કાલરશીપ બંધ થવા બાબે."**

એક નિબધ તા૦ ૨૬ મી જાન્યુએરી બુધવારે મીટ બાળા મ ગેશ વાગળેએ વાચ્યો હતો.

"THE NECESSITY AND USEFULNESS OF THE EAST INDIA ASSOCIATION"

**"ઈસ્ટ ઈંડયા આસોસીએશનની અગત્ય અને ઉપયોગ."**

એ બાબે ત્રણ ભાષણો ગુજરાતી ભાષામા મી૦ કેખોશરો નવરોઝજી કાબ્રાએ ફેબ્રુએરી માસમાં કર્યા હતા.

## વધારો. B.

( ૩૩ વિક્ટોરીઆ; પ્રકર્ણ ૩. ૧૮૭૦ )

૬. હિંદુસ્તાનના દેશીઓ જેઓ લાયક અને શકતિવાળા માલમ પડે તેઓને માહારાણીની હિંદુસ્તાન માહેની સીવીલ સરવીસમા દાખલ કરવાને વધારે સગવડ કરી આપવાને જરૂર માલમ પડવાથી ઠેહવું ઠેરવવામા આવેછે કે "હિંદુસ્તાનની સરકાર માટે કાયદા" ની ૨૧ મી અને ૨૨ મી કલમથી (vic chap 106) અથવા "હિંદુસ્તાનની ચોકસ નોકરીઓ ઠેરવવા અને સીવીલ સરવીસનો ધારો સુધારવાના કાયદા" ની ૨૪ અથવા ૨૫ મી કલમથી (vic chap 54) અથવા હિંદુસ્તાનમા ચાલતા કોઈપી પારલામેંટના કાયદાથી હિંદુસ્તાનના ચતાળાળાઓને, કોઈપી હિંદુસ્તાનના દેશીને ત્યાની સીવીલ સરવીસની નોકરી આપવાને હરકત થશે નહી, જોકે ઉપલી સીવીલ સરવીસમા કોઈ દેશીને પેહલા કહેલા કાયદાની ૩૨ મી કલમની રૂહે દાખલ કરી ન શકાય તોએ ગવર્નર જનર્લની કૌન્સીલ જે સરતો કરે અને તે સક્રેટરી આફ સ્ટેટ કાઉનસીલમા હાજર થયલા સભાસદોના મતથી મંજુર રાખે તે સરતો અમલમા આણવી. અને આ આકટને અમલમા લાવવાને "હિંદુસ્તાનના દેશીઓ" એટલે મહારાણીના હિંદુસ્તાનમા જણમેલા અને રેહનારા વત્નીઓ અને ત્યા દુરત વેશ્રા રહેલા નહીં પણ હમેશ રેહનારા લોકોના ફરજંદો સમજવાં. "દેશીઓનો" અર્થ અગત્ય પડયે બદલવાને અથવા ફેરવવાને ગવરનર જનરલ અને કૌન્સિલને સતાછે. પણ હેવો સઘળો ફેરફાર જે તે કરે તે ઉપર સેક્રેટરી આવ સ્ટેટ ઇન કૌન્સિલની મંજુરી જોઈએ અને તે પારલ્યામેંટની સભામા ત્રીસ દાહાડા સુધી પડી રેહ નહી ત્યા સુધી તે પસાર થાય નહી.

## વધારો. C.

ઇસ્ટ ઇંડયા આસોસીએશન, ૨૦, ગ્રેટ જ્યાર્જ સ્ટ્રીટ,
વેસ્ટ મીન્સટર, એસ. ડબ્લ્યુ, માર્ચ ૩, ૧૮૭૦.

સાહેબ,

ઈસ્ટ ઇંડયા આસોસીએશનની મુબાઇની શાખાની એક મોટી સભામા પસાર થયલા નિચલા ઠરાવો નામદાર ડયુક આવ આરગ્રીલની મેહરબાની ભરેલી નજર હજુર રજુ કરવાને મને ઈસ્ટ ઇંડયા આસોસીએશનની કૌન્સિલ તરફથી ફરમાસ થાઇછે.

### ઠરાવો.

. હિંદુસ્તાનની સરકારે હમણાં કાહાડેલી સ્કાલરશીપો બંધ પડવાથી લંડનની

સભાનુ બયાન મુંબઈની શાખાની મેનેજીગ કમીટીએ એ સ્વુ, અને સાથે એ બાબદ ઉપર નીચે જણાવેલા ખુલાસા મોકલ્યા —

૧—કેળવણીને માટે વિલાયત જવા માટે હિંદુસ્તાનના જવાનોને બની આવે એટના માટે સરકારે જે સ્કાલરશીપો આપી હતી તે આ વરસથી બધ થાયછે તેવુ સાભળી મુંબઈની શાખા ઘણીજ દલગીર થાયછે.

૨—૧/૦૦૦૦૦૦૦ છોકરાને માટે આ સ્કાલરશીપો ઘણીજ નજીવીછે તેવો રાઈટ હાનરેબલ સેક્રેટરી આવ સ્ટેટનો વિચારછે તે મુંબઈની શાખાને માનમછે અને પોતાના લાબા અનુભવ અને હિંદુસ્તાનના મામલાના અભ્યાસથી, અને હિંદુસ્તાનના દેશીઓ તરફ તેણે જે ઉદાર મત અને મહેરબાનીથી લાગણી બતાવીછે તેથી, અને પોતાના મોટા અને લાયક નામને શોભા મળે તેવી રીતે તથા પોતાના દેશને અને પોતાના મોટા હોદ્દાને માન મળે તેવી રીતે તે નામદાર આ વાત ફિરીને ધારા બાંધનારાઓની હજુર રજુ કરશે તેવી આશાછે.

૩—આ સ્કાલરશીપો બંધ પડવાના વાજબી કારણોથી બેખબર હોવા છતા મુંબઈની શાખા જણાવવાને પોતાની ફરજ સમજેછે કે આ સ્કાલરશીપો ઘણી થોડી અને નુકત પેદા હોવા છતા બીજી વધારે કાંઈ મજબુત અને પાયદાર યુક્તિ રચનામા આવે ત્યાસુધી ઠીક કામે લાગી કેટલેક દરજ્જે ફાયદો કરતી હતી માટે તે કાહાડી નાખવાની ખરે ખરૂ અગત્ય હોય તેવુ નહતુ

૪—જુદી જુદી હિંદુસ્તાનની સરકારે આ સ્કાલરશીપો બાબે જે ખબરો છપાવી હતી તમાથી લાભ લેવાની મતલબે જે જુવાનોએ પોતાનો અભ્યાસ કરવા માડ્યા હતા તેઓ આ સ્કાલરશીપ એકાએક બધ પડી જવાથી નાઉમેદ થઈ ગયાછે અને હારી બાઈ બેઠાછે.

૫—અસર કરે તેવી અને વાજબી રીતે આ બાબદ રાઈટ હાનરેબલ સેક્રેટરી આવ સ્ટેટના ધ્યાન ઉપર લાવવાને ઈસ્ટ ઇડયા એસોસીએશનને મેહેરબાની કરવી

આ ઠરાવ રજુ કરતા મેં ઘણા માન પુર્વક જણાવવાની રજા લેયછે કે ૧૮૬૭ ના આગસ્ટ માસની ૨૧ મી તારીખે એ સ્કાલરશીપો માટે સુચના કરનાર સ્વર્ગવાસી સર એચ એડવર્ડ જેના સેક્રેટરી આવ સ્ટેટ સર સ્ટાફર્ડ નાર્થકોટ ઉપર એક અરજી કરી હતી તેની મતલબ એ હતી કે આ સ્કાલરશીપો "સીવીલ સરવીસમા દેશીઓને દાખલ થવા માટે પરીક્ષા આપવાની ઉતેજન આપવા માટેજ નહીં પણ બીજા જુદા જુદા ધધાઓ શીખી પોતાને વતન જવા માટે હતી કે જેથી વખતે તેઓનો એક કેળવણી પામેલો અને સ્વતંત્ર વર્ગ થાય જેઓ દેશીઓ ઉપર લાભકારી અસર ધરાવે અને વખતે વખતે રાજકરતાઓ અને દેશીઓ વચ્ચે જોડનારો એક ગાઢ થાય રેહ" એતો દેખી

તુંછે કે તે વેળાના હિંદુસ્તાનના ગવર્નર જનર્લૈની આ સ્કાલરશીપોની મતલબ, ઉપરના જેવીજ વિચારી હતી, કારણકે ૩૬૦ મા વાળા ઠરાવમા લખ્યું હતું કે "પોતાની કેળવણી અને અભ્યાસ સંપુર્ણ કરવા અને કામેલ ધંધાઓ શીખવા તથા સીવીલ સરવીસ અને બીજી નોકરીઓમા પસાર થવા માટે દેશીઓને વેલાત જવાને વધારે છુટથી બની આવે એટલા માટે તેઓને ઉતેજન આપવા માટે આ સ્કાલરશીપોછે." વળી એજ ઠરાવના બીજા ભાગમા જણાવિછે કે "ફક્ત સીવીલ સરવીસની પરીક્ષામા હાજર થવા તથા યુનિવરસીટીની પદવીઓ મેળવવાને સગવડ કરી આપવા માટેજ નહી પણ ધારા, વૈદાક, ઇજનેરી અને બીજા મોતેબર ધંધામા કેળવણી આપવા માટે."

આ ઉપરથી કૌન્સિલ જણાવવાને હિમ્મત કરેછે કે સર એચ. એડવર્ડસે દેખાડેલી અગત્યની મતલબો ધ્યાનમા લેતા આ સ્કાલરશીપો ચાલુ રાખવી જોઇએ.

કૌન્સિલ જોવાને ખુશીછે કે આમની સભામા કરેલાં તમારા ભાષણ પ્રમાણે આ સ્કાલરશીપો બાબેનો સવાલ કાંઇ નક્કી થયો ન હતો. માટે ઉપલા ઠરાવોમાં જે અરજો કરવામા આવીછે તે નામદાર ડયુક બાહાલ રાખશે હેવો ભરૂસોછે.

કૌન્સિલને માનવાને કારણછે કે બીજા બધા ઇલાકાના દેશીઓના મત્ત પણ ઉપર પ્રમાણેજછે અને એટલા માટે આ બાબદ તે નામદારનાજ હાથમા સોંપેછે.

હું છું તમારો નમનતાઇ ભરેલો સેવક,

**દાદાભાઈ નવરોજજી,**

હાનરરી સેક્રેટરી.

માન્નિ૰ ગ્રેટ ડફ્,
અંડરસેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઇન્ડિયા,
હિંદુસ્તાનના અંદર સેક્રેટરી આવ સ્ટેટ.

---

ઇંડયા આફીસ માર્ચ ૧૮, ૧૮૭૦.

સાહેબ,

ગવર્મેંટ આવ ઇંડયા સ્કાલરશીપ બાબેનો તમારો તા૦ ૩ જીનો પત્ર સ્વીકારવાને મહને સેક્રેટરી આવ સ્ટેટ ફાર ઇંડયા અને કૌન્સિલનો હોકમ થયોછે.

તેના ઉત્તરમા તમને જણાવવાને મને ફરમાસછે કે સેક્રેટરી આવ સ્ટેટ કૌન્સિલમા આ બાબદ લંબાણથી તપાશીછે અને ધારેછે કે આ સ્કાલરશીપોની ગોઠવણ આગળ ચાલુ રાખવાની કાંઈ અગત નથી.

તમોને ખબર હશે કે હાલ પારલ્યામેંટની હજુર એક ધારાનો ખરડો મુકવામા આવ્યોછે જેની રૂહે જાહેર નોકરીઓમા મોટી અને અગતની નોકરીઓ હિંદુસ્તાનના દેશીઓને આપવાને સરકારને બની આવશે.

હું છું તમારો આગનાકીત સેવક,

(સહી) હરમેન મેરીવાલ.

## વધારો. D.

નામદાર ડયુક આવ આરગાઈલ કે. ટી.

હિંદુસ્તાન માટે માહારાણીજીના સેક્રેટરી આવ સ્ટેટ ઈતી. ઈતી.

## ઈસ્ટ ઈંડયા આસોસીએશનની અરજી.

તમારા અરજદારો, ઈસ્ટ ઇંડયા આસોસીએશનના અધિકારીઓના ધ્યાન ઉપર લાવવામા આવ્યુ કે કે હિંદુસ્તાનના અપીલ કરનારાઓને ઇનસાફ કરવામા ઘણી ઢીલ થાયછે, અને તેઓ હેવું ધારેછે કે માહારાણીજીના હિંદુસ્તાનના વતનીઓના મોહટા ભાગને આ બાબદ કાંઈ થોડી અગત્યની નથી માટે તે તમો નામદારના ધ્યાન ઉપર લાવવાની હિમ્મત કરેછે.

તમારા અરજદારોને હેવુ લાગેછે કે આ અરજી આ ટાકણે મોકલવાનો વખત ઘણોજ બરાબર છે કારણકે ઇનસાફને લગતો ફેરફાર કરવાને તથા અપીલ કોરટોની ગોઠવણ તપાસવાને એક સુમ ॥ લાર્ડ ચાનસલરે પારલ્યામેંટમા ઉમરાવની સભા હજુર રજુ કરીછે.

વખતે હેવુ ધારવામા આવે કે આ અરજી મોકલતાં તેમા ફર્યાદ કરેલી ઢીલ દેખાડવા માટે સાબીતીઓ અને ગણત્રીઓ મોકલવી હતી.

પણ તમારા અરજદારો જણાવવાને રજા લેયછે કે મુકદમાઓ તૈયાર થતાં મુકતા ધ ગવાડમા અથવા હિંદુસ્તાનમા ગમે એટલીથી ઢીલ થાય તે બાબે વચ્ચાર કરવાને તમારા અરજદારો કાંઈ પોતાની ફરજ સમજતા નથી પણ તેઓ જે ઢીલની ફર્યાદ કરેછે અને જેનો ઉપાય કરવા માગેછે તે ટીપમા મુકદમા નોધાયા પછી અને લાર્ડોની પ્રીવિ કૌન્સિલમા રજુ થયા પછી તે સાભળતા તથા તેનો ચુકાદો કરતા જે ઢીલ થાયછે તે બાબેછે.

તમો નામદારની હજુર જે બાબી રજુ કરવા ધારીછે તે આછે અને તે કાંઈ ઘણી મુદત થાઈ ચાલી આવતી બાબી નથી પણ છેહલા વર્ષમા હિંદુસ્તાનથી જે અપીલો વધતી આવીછે અને હજુ આવતી જાયછે તેથી હમણાજ ઉઘાડી પડીછે

આ બાબદ વધારે સહમજ પડવા માટે નિચે આપેલી બાબદો તમો નામદારની સહમજ માટે મુકવાનું પુરતુ ધારીએ છીએ.

"૧૮૬૯ ના ફેબ્રુએરી અને માર્ચ માસમા હિંદુસ્તાનની અપીલ સાભળવા માટે પ્રીવિ કૌન્સિલની કમીટી વીસ દાહાડા બેઠી હતી.

"ગયા વર્ષના બાકી સુધાં ૬૯ મુકદમા સાભળવા માટે નોંધવામા આવ્યા હતા તેમાથી ૨૦ સાભળવામા આવ્યા અને ૪૯ બાકી રહયા.

"ફેબ્રુએરી અને માર્ચના આ બાકી રેહેલા મુકદમાઓ માહેના ૧૨.

બીજી બેઠકમા જુન અને જુલાઈમા સાભળવામા આવ્યા, અને એ પ્રમાણે ૭ મુકદમાઓ ફેબ્રુઆરીથી તે ડીસેમ્બર સુધી દશ માસ સાભળ્યા વગર પડી રહ્યા

"ચાલતા વર્ષના ફેબ્રુઆરી માસમા કોર્ટ ૨૧ દાહાડા બેઠી

"૨૨ મુકદમાઓ સાભળવા માટે નોધ્યા હતા તેમાથી માત્ર ૧૩ ચુક્યા અને તે માહેના ૧૧ આગળી બેઠકોના બાકી રહેલા હતા."

તમારા અરજદારો ધારેછે કે આ ટુક હેવાલથી તમો નામદારને સહુમ જ પડશે કે ઇગલાડમા અને હિંદુસ્તાનમા પુછપરછ કીધા બાદ પછી ચુકાદા માટે તૈયાર થયેલા મુકદમાઓ માટેની ગોઠવણ કેવી અધુરીછે અને જો હાલનો મામલો અત્યારથીજછે તો ઇસે પછી તો તેમ વધારે થશે જોઈએ કારણ કે સઘળાઓને જણાયુછે કે છેલા ૧૮ માસમા આગળા વર્ષો કરતા કલકતાના ચુકાદાઓ ઉપર વધારે અપીલો આવીછે

તમારા અરજદારોને સારીપઠે માલમછે કે આ બાબત કાઇ પાધરી ત માર હસ્તકમા નથી અથવા હેવી નથી જેમા તમો નામદાર વચ્ચે પડી શકો, પણ તેઓને ભરૂસોછે કે હાલના હીંગામમા જો તમો નામદારનો વિચાર પાર્લામેંટના ઉમરાવોમા રજુ કરવામા આવેતો, સઘળાઓને પસદ પડતો આ સુધારો દાખલ કરવામા મોટી અસર થાય

હિંદુસ્તાનની અપીલો જલદીથી અને બરાબર વખતસર ચુકે હેવુ કરવા માટે અગત્ય માટે એવી જછે કે, જે મુકદમા તૈયાર થાય તેવાજ ચુકી જાય એટલા માટે પુરતા વખત સુધી કોર્ટ ચાલુ બેસે હેવુ કરવુ

તમારા અરજદારો ધારેછે કે આ અગતની અને ફાયદાવાળી મતલબ પાર પાડવા માટે બે અથવા ત્રણ માસ બેઠક થાયતો બસછે

હાલ પ્રીવિકોન્સિલની જેમ ગોઠવણછે તેમતો એકુને ન્યાયધિશોની ગેરહાજરીથી બેઠકો વાર વાર અટકેછે કારણ કે તેઓને પોતાના ધધાની રહે બાહાર જવુ આવવુ પડેછે અને તેથી મુનતવી રખાયછે અને મુકદમા સભળાતા નથી જે જો કોઈ થોડા દાહાડા લાગત બેઠેતો તુરત ચુકી જાય

જોઇતો ફેરફાર કરવાની બારીકબ બેહો ઉપર બોલવાનુ તમારા અરજદારો પોતાનુ કામ વિચારતા નથી પણ પગારદાર જડજોની કોર્ટ સ્થાપવાથી, અને તે માહેનો મોટો ભાગ હિંદુસ્તાનના દેશીઓની રીત, ભાત, ધરમ અને દેશના ધારાથી વાકેફગાર હોવાથી તમારા અરજદારો સતોષ પામશે.

આ વિચારથી તમારા અરજદાર માનપુર્વક આ અરજ રજુ કરેછે અને અત કરણથી આવા રાખેછે કે હિંદુસ્તાનની ઇનસાફની અદાલતો તરફથી અપીલ કરનારાઓને ઇજાનુ મૂળ અને દુખનુ કારણ તે દુર કરવાને તમો નામદારની નજરમા આવે તેવો ટેકો અને મદદ કરવાને તમો નામદાર ત સ્દીશો

"આ બાબદ ઉપર વાદવિવાદ કરવાને છેલા માર્ચ માસની તા૦ ૮ મીએ આસોસીએશનની એક સભા મળી હતી તેનો હેવાલ તમો નામદારની મહેરબાની માટે તમારા ઉપર મોકલીએ છે.

કે લી.
કૌન્સિલના અધ્યક્ષ.

ઇસ્ટ ઇંડીયા આસોસીએશન રૂમસ,
૨૦ ગ્રેટ જોર્જ સ્ટ્રીટ, ૪ થી એપ્રીલ, ૧૮૭૦.

---

## નામદાર ડયુક આવ આરગાઈલના ખાનગી સેક્રેટરી તરફથી ઊતર.

ઇંડીયા આફીસ, ૫ મી એપ્રીલ ૧૮૭૦.

"તા૦ ૨ જીના તમારા પત્રના ઉત્તરમા નામદાર ડયુકે તમોને જણાવવાને મને ફરમાવ્યુછે કે આ દેશમાથી આવતી અરજીઓમા થતી ઢીલ વિષે તેણે હિંદુસ્તાનની સરકાર ઉપર લખ્યુછે માટે હિંદુસ્તાનની સરકાર તરફથી ઉત્તર આવે ત્યાસુધી આ બાબદમા નામદાર ડયુકથી કાંઈ થાઈ શકતું નથી. આ પ્રમાણે હોવાથી નામદાર ડયુક બેહતર ધારેછે કે ઇસ્ટ ઇંડીયા આસોસીએશનના ડેપ્યુટેશને પોતાની મુલાકાત તરત વેળા મુલતવી રાખવી, પણ તે છતાંબી જો તેઓ તેને મળવા માગશે તો તે મોટી ખુશીથી તૈયારછે."

## આ પત્રનો ઊતર.

૭ મી એપ્રીલ ૧૮૭૦.

"નામદાર ડયુક આવ આરગાઈલે મેહરબાનીથી આસોસીએશન તરફનું ડેપ્યુટેશન જોવાની રજા આપી તે માટે ઇસ્ટ ઇંડીયા આસોસીએશનની કૌન્સિલ તરફથી તે નામદારનો ઉપકાર માનવાની મને ફરમાસ થાયછે. અને જણાવ્યું તે ધ્યાનમા લેતાં હાલ નામદાર ડયુકને મેહનત આપવું વાજબી ધારતા નથી; પણ તે નામદારને જણાવવાને તમોને અરજ કરવામા આવેછે કે જ્યારે હિંદુસ્તાનની સરકારનો પ્રતીઉત્તર ફરી વળે ત્યારે આસોસીએશનને જણાવવુ કે તેઓને પોતાના વિચાર જણાવવાને બની આવે.

---

અંક ૩.　　　　　　　　　　　　　　　　　　　　　　કિમ્મત વર્ષ ૧ ના રૂ૩ાા.

પુસતક ૪ થુ.

# ઈસ્ટ ઈંડયા આસોસીએશનનું ચોપાન્યું.

નાં૦ ૧૬ અપાલો સ્ટ્રીટ—કોટ

હીસ હાઈનેસ જુનાઘઢના નવાબ સાહેબના આસરાથી
ઈસ્ટ ઈંડયા આસોસીએશનની મુંબઈની સાખાની
મેનેજીંગ કમીટીની સતા તલે.






## સાંકળી યું.



મુંબઈ,

દફતર આશકારા છાપાખાના મધે
મેહરાભજી ફરદુનજીની કંપનીએ છાપીઉં છે.
કોટ: મેહરાભજી હોરમજજી સ્ટ્રીટ, નાં૦ ૧ તથા ૧૧

સને ૧૮૭૧ ઈસવી

# ઈસ્ટ ઈંડયા આસોસીએશનનું ચોપાન્યું.

મુલતવી રાખેલી સભા—સુક્રવાર એપ્રીલ ૨૯, ૧૮૭૦.

**વિષય—"હિંદુસ્તાનની સડકો ઉપર બીજો એકઅબજ રૂપીઆનો કરવા ધારેલો ખરચ" એ બાબે સર આરથર કાટનના નિબંધ ઉપર તા૦ ૨૫મી માર્ચ ૧૮૭૦ થી મુલતવી રાખેલી તકરાર.**

જાન ચિઠામ એસકવાયર—અધ્યક્ષ.

અધ્યક્ષ—આ દીવાનખાનામા છેલ્લા તમો મલ્યા ત્યાર પછીની આ મુલતવી રાખેલી સભાછે એ તમો સર્વે જાણોછો. હિંદુસ્તાનની હાલની અને ભવિષ્યની સલામતી અને સુખાકારીને માટે આ આસોસીએશનમા ચાલતી હાલની બાબદ ઘણી ઉપયોગીછે એ કેહવાની કાંઈ અગત્ય નથી કારણ કે તમો તે એકમતથી કબુલ કરશોજ.

સર આર્થર કાટન હિંદુસ્તાનમા જેટલા ફરેલાછે અને એ જળ વ્યવહારની બાબદ સંહમજેછે એટલા બીજા થોડાજ હશે અને મારી ખાત્રીછે કે આજ સુધી જોકે સડકો વધારે ઉપયોગમાં આવીછે તોપે સર કાટનની કેટલીક સુચનાઓ પ્રમાણે જો સરકાર વર્તે તો કાંઇ ધારું અણઘટતું કેહવાશે નહી. ત્યાં ખેતીવાડી સારૂ પાણી પોહોચતું કરવાને હઈઆં જે વાદવિવાદ થયો હતો તે ઉપર એક અમેરીકાથી મહને નિબંધ મળયોછે તેમા જણાવેછે કે યુનાઈટેડ સ્ટેટ્સ ખરૂં સુધરશું તે નેહરોને લીધેછે. થોડે તફાવતે લઈ જવું હોયતો ગાડાં કામે લાગે, તેથી વધારે જવું હોયતો સડકો આસે પણ ઘણાજ લાંબા તફાવત માટે જળમાર્ગ શીવાય છુટકજ નથી. હું ધારૂંછું કે સર આર્થર કાટનની દેખાડવાની મતલબખી એજછે અને છેલલી બેઠકમાં તેનાથી બરાબર જવાબ આપવાને બન્યું નથી માટે આજ પેહલાં બોલવાની તેને તક આપવી જોઇએ.

મી૦ રીડલે પોતાથી આવવાને ન બન્યું તે માટે એક પત્રમા પોતાની દલગીરી જણાવી હતી અને જણાવ્યું કે નેહર વાળા અને સડક વાળા બેહુ હિંદુસ્તાનનું હીત ઇચ્છેછે માટે તેનાથી કોઇ તરફ વળણ લેવાને બન્યું નથી.

મી૦ થામસ બરીગસે એક ચીઠી લખી તેમા જણાવ્યુ કે હિંદુસ્તાનની બાબદ ઉપર પુરતી ઓાન થતી નથી. જેમકે ખેતીવાડી સારૂ નેહરોના બાધકામ ઈત્યાદી. તેણે ધાર્યુ કે સર આર્થર કાટનના દાખનાદલીલો જવાબ ન આપી શકાય હેવાછે

સર આર્થર કાટન—ગઈ વખતે માહારી સામે મત આપનારા ગૃહસ્થોના વિચારો મારી પાસે છાપેના આકારમા આજે હોવાથી તેઓની મુખ્ય તકરારનો હુ ઉત્તર આપુછુ મી૦ ડાનવરસે ગઈ વખત જણાવ્યુ હતુ કે એ બાબદમા શરૂઆતમા ઘણી બાજખડ થાઈ હતી. તકરાર થાઈ હતી ખરી પણ તે શા માટે ? નહી કે સડકો બાધવી કે નેહરો બાધવી પણ પેહલા હેવુ કરુસ રાખ્યુ કે સડકો બાધવી, પછી તે કેમ બાધવી અને કાહા બાધવી, તે ઉપર તકરાર ચાલી હતી હુ પોતે સડકો વધારવાને આતુર હતો અને તેથી હિંદુસ્તાનનુ ભનુ કરવાને બીજાના જેટલીજ મને પણ કાળજી હતી અને સડકો ચાર કરવાને મે સરકારને ભનામણ કરી તેમા હુ ફતેહ પામ્યો હતો પણ તેનુ પરીણામ શુ નિપજ્યુ. મે ૧૦૯ મૈલ ઉપર ૨ ક્રોડ રૂપીઆ ખરચ્યા અને તે ઉપર હાન એક ટકો ઉપજવા લાગ્યો અને દેશને તે માટેના કર સારૂ વર્ષ દાહાડે ૬ લાખ રૂપીઆ કાઢવા પડયા, અને આ સડકો ઉપર લાગેના ખરચનુ વ્યાજ ભરવા માટે ત્રણ ક્રોડ આદમીની વસ્તીના નિમક ઉપર જગાત પડી પણ હવે મને માલમ પડયુ કે જો એજ સધક ઉપર મે નેહરો કાઢી હતેતો દર મૈલે ૧૮૦૦૦૦ રૂપીઆ લાગવાને ઠેકાણે દર મૈલે ૩૦ થી ૪૦ હજાર રૂપીઆનો ખરચ બેશતે અને દર વર્ષ દેશના ઉપર ૬ લાખનો ભારી બોજો પડવાને બદલે સેકડે ૧૦ ટકા કે તેથી વધારેનુ વ્યાજ આાવી શકતે. મદ્રાસની એ તીવાડી માટે નેહરોનો ૧૮૬૮—૧૮૬૯ નો રીપોર્ટ મને મળ્યોછે તેમા જણાવે છે કે તેઓ ઉપર એકંદર ખર્ચ એક ક્રોડ રૂપીઆનો લાગ્યોછે, બધાયા પછી તે ઉપર એકંદર ઉપજ સઘળો ખરચ બાદ કરતે ૪ ક્રોડ ૭૦ લાખ રૂપીઆની થાયછે. એટલે કે ખરચ બાદ કરતાથી તેઓની ઉપર લાગેલી થાપણનુ પાચ ઘણુ ઉપજ્યુ છે. ગોદાવરી નદી ઉપરના બાધકામ વિષે એજ હેવાલમા કેહેછે કે તેઓ ઉપર ૪૮૦૦૦૦૦ રૂપીઆ ખરચ લાગો હતો અને છેલ્લાં વર્ષમા તેની કુલ ઉપજ ૩૧૬૨૦૦૦ ની થાયછે યાને એક વર્ષમા ૩૩ ટકા વ્યાજ મલ્યુછે.

મી૦ જ્યાર્જ કેંપબેલ—સડકો બાધી તે ખોટ્ટી કે સાચી તે ઉપર વાદવિવાદ કર્યા એ હવે સમય ગુમાવવા જેવુ છે કારણ તે બધાઈ ચુકીછે અને ચાલુખી થાયછે હુ ધારૂછુ કે સર કાટનની હાલની સડકોને ઉખડી દેવા તો કેહતા નહી, માટે હવે સવાલ તો એછે કે થયુ તે થયુ પણ હવે પછીનુ કેમ ? હવે વધારે નાણા ખરચવુ કે નહી ? હુ ધારૂછુ કે સડકો જોઇએ કે નેહરો એ પ્રમાણે પ્રશ્ન કીધાથી કાંઈ વળવાનુ નથી કારણ કે દેશના કોઇ ભાગમાં સડક સેહલાઈથી બ-

બાધ અને કોઈ ઠેકાણે ઘણી અડચણ પડે તેમજ નેહરોથી કોઈ ઠેકાણે બંધાય અને કોઈ ઠેકાણે ન બંધાય. નેહરોને માટે મૂળ અગત્યની વસ્તુ પાણીછે. ટેકડી વાળી જગ્યાઓ ઉપર લોઢું લઈ જવાઇ શકાશે પણ પાણી લઇ જઈ શકાવાનું નથી. દેશના કાંઈ સગળાજ ભાગમા પાણી મળતું નથી, માટે વિચાર કરવાનો એજછે કે હિંદુસ્તાનના કયા ભાગમા નેહરો જોઇએ અને કયા ભાગમાં સડકો જોઇએ. પણ વળી એથી ધ્યાનમા રાખવું કે પેહલી સડક બાંધતાં જેટલો ખરચ થયો તેટલો જો બીજી બાંધતાં થાયતો પરવડે નહી. કામ વધારે સોંઘું થવું જોઇએ અને તેમ જો ન બની શકેતો પછી બની શકે હેવા ઠેકાણાઓ ઉપર મ્રમતાં નેહરોના બાંધકામ થવાં જોઇએ.

મી૦ સાનડર્સ—સડકો બાંધવા માટે હિંદુસ્તાનની સરકાર ઉપર કાંઈબી ટીકા સર કાટને કર્યો હોયતો તે આપણી અને અમેરીકાની સરકાર ઉપર કર્યા બરાબરછે. આપણે પી૦ ઓ૦ ની મેલની આગબોટોને પોર્ટસમાઉથથી પાધરી નેહરની મારફતે લંડન લાવતા કા નથી? સર કાટનના કેહવા પ્રમાણેતો આપણે તેમજ કરવું જોઇએ. વળી અમેરીકા જે સગળામા આગલ પડેછે તે પોતાની આઇરીની નેહર મોટી શા માટે કરતી નથી? તેઓને આગગાડીઓની અગત્ય માલમ પડીછે અને મનેતો હેવું લાગેછે કે જો નવેસરથી હિંદુસ્તાનમા કાંઈબી કરવું હોયતો પેહલાંતો આગગાડીઓથી કરી મોટાં શેહરોને જોડી નાખવાં જોઇએ. કલકતા અને મુંબઈ સડકોથી જોડાઈ જવાથી ઘણોજ ફાયદો થયોછે અને તે સગળાઓને મનપસંદ થયુંછે. સર આર્થર કાટનના કેહવા પ્રમાણે સુએઝની નેહર મોટી ફતેહમંદીથી પાર ઉતરીછે પણ એમ હાલ સમજવું મોટી ભૂળછે. હજુતો જોવાનું બાકીછે કે તે ફતેહથી ચાલેછે કે નહી. સર કાટન કેહવા માંગેછે કે સુએઝની નેહર પાર પડી માટે તેની નેહરોબી પાર પડવાની. પણ હુંતો એમ કહુંછું કે સુએઝની નેહર એ ફતેહ નથી. જો આગગાડીઓ નાણું પગાર ન કરેતો આ નેહર પણ કરી શકનાર નથી અને જે સુએઝની નેહરનો હાલ થશે તેવોજ હિંદુસ્તાનની નેહરોનો પણ થશે હેમાં કશો શક નથી.

મી૦ મેકલીન—સર આર્થર કાટને સગળાઓને હિમ્મતથી પોતાની સામે બોલાવ્યાછે કે તેના આંકડાનું ખોટાઈ બતાવી આપે માટે સડકો બાબેના તેના આંકડા મેં તપાશી જોયા. તે વારેઘડીએ કેહેછે કે સડકો ઉપર હિંદુસ્તાનની મેહસુલને દર વર્ષે ૩ ક્રોડ રૂપીઆ લાગેછે. ખરેખરો ખરચ આપણને દેઢોઢ ક્રોડ આપવો પડેછે અને બાકીના ૧॥ ક્રોડ સર આર્થર એમ ગણેછે કે જમીનને માટે સરકારને ૫) ક્રોડ આપવા પડયા હતા તેનું સારું વ્યાજ અગાઉ મળીને ૧૩ ક્રોડ થયું હતું. પણ જમીનના ખરચ બાબે, સર કાટનનો હિસાબ તદન ભુલ ભરેલોછે. સરકારે અવારનવાર જમીન માટે રકમો આપીછે

ખરી પણ ઘણુ કરી સગળી જમીન જે સડકો માટે આપવામા આવીછે તે તદન કીમત વગરની અને નિરૂપયોગી હતી અને તે ઉપર તેઓને એક દમ ડીનો ખર્ચ બેઠો ન હતો, આમ કરવામા તો તેઓએ ડાહાપણ ખરચ્યુ છે. વગર કિમ્મતની જગા આપ્યાથી તેની પડોશની પડત પડેલી જગ્યાની કિમત વધીછે અને જયા જયાં સડક પસાર થાયછે ત્યાની જમીનનુ મુલ વધ્યુછે. વળી સર કાટન બોલેછે કે હિંદુસ્તાન ઉપર બીજો એક અબજ રૂપીઆનો નવો ખરચ લાગુ પડશે પણ એ બાબે લાર્ડ લારન્સે પોતાની મીનીટમા સાફ જણાવ્યુંછે કે આ એક અબજ રૂપીઆ હેવી રીતે ખરચવામા આવનારછે કે તેથી મેહસુલ ઉપર કાંઈ જાહાજો ફેરફાર થનાર નથી આ રકમ ૨૦ થી ૩૦ વર્ષમા ખરચવામા આવશે અને જેમ જેમ આ સડકો નાખ્યુ વાળતી જશે તેમ તેમ હિંદુસ્તાનની મેહસુલ ઉપર ૨ ક્રોડથી વધારે ખરચ લાગનાર ન થી. પણ તેટલા વખતમા ૫૦૦૦ મૈલને બદલે ત્યા ૧૦૦૦૦ મૈલ સડક થશે

મી૦ ડબલ્યુ. પી. એનડરૂ—સડકો બાધવી કે નેહરો બાધવી તે બાબે મને સરકારે કોઈવારબી પ્રશ્ન કરયો ન હતો પણ જો કર્યો હોતતો હુ હિમ્મતથી સડકને માટે બનામણ કરત. ભાષણ કર્તાએ બબે વખત જણાવ્યુ કે પેહલા સડકો બાબે તકરાર પુરતી થાય નહી પણ હુ જણાવવાની રજા લ ઉંછુ કે તે વેળાએ ઈસ્ટ ઈંડયા કુ પનીના ડાઍરેકટરો ૨૬ યા ૨૭ વર્ષ અ ગાઉ ઘણાજ બીહીકણ હતા અને ખરેખર સડકોની બાબદમા ઘણી આના કાની કરતા હતા એકદમ ઠરાવ કરવાને બદલે તેઓએ એક નામાકીત ઈજને રને હિંદુસ્તાન બીજા બે લશકરી ઈજનેરો સાથે મોકલ્યો અને હિંદુસ્તાનની ગર્જેને માટે સડકોની અગત્યછે કે નહી અને ત્યાના મોહોના પવનમા તેઓ ચાલી શકશે કે નહી અથવા પાટાની નીચે નાખેના લાકડાઓને ત્યાના મંકોડા ખાઈ જશે કે નહી વગરે બાબદો ઉપર તપાસ કરવાને તેઓનુ કમીશન ઠરાવ્યુ હતુ. ટુકમા સતાવાળાઓએ તે વેળાએ એટલુ હ્રદયપણુ મન દેખાડયુ કે હિંદુસ્તાનમા પાટાઓ નખાય શકાય કે નહી અથવા પાણી ઉકળી શકે કે નહી તે માટેબી તેઓ ચીંતા બતાવવા લાગયા. સર આર્થર કાટનને આકડાઓનો ઘણો શોખછે માટે હું દેખાડવા માગુછુ કે આ સડકોથી રાજ્યને નહી તોબે વ્યપારને કેટલો ફાયદો થયોછે અને જે અગત્ય કરી આપણને જોઇએછે. ૧૮૩૪—૩૫ મા હિંદુસ્તાનનો દરીઆવરથી વ્યપાર કુળ ૧૪ ક્રોડ રૂપીઆનો હતો પણ ૨૦ વર્ષ પછી એ વ્યપાર વધીને ૩૪ ક્રોડ રૂપીઆ ઉપર આવ્યો માને દર વર્ષ એક ક્રોડ રૂપીઆની વધતી જતી આવકનુ પ્રમાણ આવ્યુ. ૧૮૬૪—૬૫ મા જ્યારે સડકોએ કામ ચલાવવા માડયુ ત્યારે વ્યપાર ક્યા સુધી આવ્યો હતો તે જુઓ. ૧ અબજ ૨૪ ક્રોડ રૂપીઆ, પણ માહારે ક બુલ કરવુ જોઇએ કે હિંદુસ્તાનની આબાદીનુ તે વર્ષ એનાહેકુ હતુ, કારણ

કે તે દેશમાથી આપણા દેશમા પુષ્કલ રૂ આવતો હતો. પણ ત્યાર પછીથી હિંદુસ્તાનનો વ્યપાર એક અબજ રૂપીઆ સુધી ચાલ્યા કરેછે. આ મોટો વધારો કાંઈજ નહી પણ આગગાડીઓથી થયોછે. જુવો હિંદુસ્તાન કેટલું મોહોટુંછે અને ત્યાંની વસ્તી તરફ ધ્યાન પુગાડો. એ દેશ દોહોડ ક્રોડ ચોરસ મૈલના વિસ્તારનુંછે અને તેમાં ૨૦ ક્રોડ માણસની વસ્તીછે તે છતાં તેમા ૫૦૦૦ મૈલનો સડક ઉંધાડો નહી મલે. યુનાઇટેડ સ્ટેટસમાં દર વર્ષ જેટલા ઉંઘડેછે તેટલોબી નહી. હું કહુછું કે એકબારગી સડકો પાછું નાણું ન ઉપજાવે તોપે તે બાંધવી જોઇએ. ત્યનિ ૧૦૦૦ મૈલ રેલવે તે હઇઆંના ૧૦૦ મૈલ જેટલોજ સમજવો જોઇએછે.

સર બાર્ટલ ફ્રિયર—તમો સગળાઓને માલમ હશે કે ગતી ઉપજાવવાને કાંઈ ચોક્કશ રીતિ નથી. જ્યારે કોઈ ઇજિનેર રસ્તો બાંધવા, નેહર કરવા કે સડક બાંધવા માંડે ત્યારે તેનું પેહલું કામ અડચણો કાહાડી નાખી ઘસાડો ઓછો કરવાનુછે. હવે સર કાટનનો સવાલ એછે કે વધારે ઘસાડો ઓછો કેમ થાય. લોઢાંના પાટા નાખ્યાથી કે નેહરો ખોદયાથી, અને એ વિચારથી જો જોશુંતો સર આર્થર બરાબરછે. પાણી ઉપર વજણ મેલ્યાથી જેટલો ઘસાડો ઓછો થાયછે તેટલો બીજા કશાથી થતો નથી તે સગળા ઇજિનેરોને માલમછે પણ વળી તેમાબી કેટલીક અડચણોછે. જ્યાંસુધી આપણે સમુદ્રમા હોઇએ ત્યાંસુધી તો પાણી પુષ્કળ મળી આવશે પણ નેહરોમા પેહલાં મછવાઓ મુકયા અગાઉ બીજું ઘણું વિચારવું પડવાનું. જોરથી આવતો દરેક પ્રવાહ અટકાવવો, બાડાઓ કરવા વગરે અડચણોથી નેહરોબી બીજા વ્યવહાર માર્ગના જેટલીજ અઘડી થાઇ પડે. ત્યારે હવે આર્થર કાટનનો પ્રશ્ન એછે કે લાંબા તફાવતો સારૂં આ અડચણો ખસેડી શકાય કે નહી, અને ખોલ્લા સમુદ્રની માફક માંહેનું હંકાડવાનું કામ ઘસાડા અને અડચણ વગરનું થાઇ શકે કે નહી. હું કબુલ કરૂંછું કે પેહલાતો તે લગાર અઘડું લાગશે પણ જેમ જેમ એ બાબદ ઉપર મેં વિચાર કર્યોછે તેમ તેમ મારીતો ખાત્રી થતી જાયછે કે સર આર્થર કાટનની ગણત્રી ખરીછે. હિંદુસ્તાન તરફ જોતાં દરીઆમાં જેમ નૌકાનું કામ સેહલછે, એટલુંજ નેહરમા કરવાને કાંઇ જાહાજું અઘડું નથી. બેહુ બાજુએ ગણત્રીઓમા છુટ મુકતાં હું સહમજુછું કે ચોકસ ક્રોડ રૂપીઆની રકમે બીજી કોઈબી રીત કરતાં નેહરોથી વધારે અને વધારે સોંઘો માલ લઈ જવાઇ શકાય. હું કાંઇ એમ કેહવા માંગતો નથી કે સડકો બંધ કરવી. ઉલટું હુંતો એમ કહુંછું કે એ બાબદમા સરકારે ઘણુંજ થોડું કર્યુંછે. જો તમારા ખીસાંમા નાણું હોયતો તમો સડકોના કામ ચાલુ રાખો અને તે ઉપર તમને ૪ થી ૫ ટકા વ્યાજ મળશે પણ તે ઉપરાંત બીજા ફાયદા થશે. જેમકે કેળવણી, વર્ગોની નાતજાતમા સુધારો, આબા

દેશમા વ્યવહારનો પ્રસાર વગેરે ફેલાઇ શકશે પણ જો ઉપલુજ નાણુ જળ ,માર્ગો માટે વાપરશો તો સર આર્થર કાટનના કેહવા પ્રમાણે તમોને ૧૦, ૨૦ અને વખતે ૫૦ ટકા વ્યાજ મળી શકશે અને તેથી તમારી માનમતા આગગાડીઓ ઉપર તથા બજારમા આવી શકશે, એટલા માટે હુ અત કરણથી ઇચ્છુછુ કે સર આર્થર કાટનની સુચનાને પ્રજા આશ્રય આપે

મી૦ ફારડીંગ—માહારા વિચાર પ્રમાણે સર કાટને દેખાડી આપ્યુંછે કે ખેતીવાડીને પાણી પોહોચાડવુ કરવાના બાંધકામ સાથે જો નેહરો બાબી તે ઉપર જો એક અબજ રૂપીઆ ખરચ્યા હોયતો તે વગર હિંદુસ્તાનમા જે દુકાળ અને રોગોએ દેખાવ દીધોછે તે દુર થાય અને સડકો ઉપર તેજ રકમ ખરચવા કરતા વધારે ફાયદો કરે મારી ઇચ્છા તો એમ કે આગગાડીઓ માટે બીજા એક અબજ રૂપીઆ હોતતો સારૂ. હુ ધારૂછુ કે જો હિંદુસ્તાનની સરકારને બે માહિથી પસંદ કરવુ પડેતો તેઓએ નેહરો ઉપર રૂપીઆ ખરચવા વાજબીછે

મી૦ દાદાભાઈ નવરોજજી—અગત્યતા ભરો પ્રશ્ન તો એછે કે બેહુ નેહરો તથા સડકોને માટે સરકાર નાણુ પુરૂ પાડી શકશે કે નહી અને હિંદુસ્તાનની સરકાર શુ મરેખર કેટનાકોના જણાવવા પ્રમાણે નાદારીની હાલતમા આવી પડીછે કે તેઓ સડકોને ઠેકાણે હવે નહરો માગેછે જો હેવુ બતાવવામા આવે કે આ બેહુ ગર્જેને માટે હિંદુસ્તાનની મેહસુલ પુરતીછે તો બેહુ બાજુની ઘણીક તકરાર વ્યર્થ થાઈ પડે હુ એગના માટે આશા રાખુછુ કે આ આસોસીએશન હવે પછી આ વાતને વળી પાછી ઉચકી પુરતી તપાસ કરશે, અને ત્યારે સર આર્થર કાટનના નિબંધ ઉપર તથા તેની તકરારો ઉપર ધ્યાન આપવાને બની આવશે કારણ કે હમણાતો આપણે એમજ ઘડીભર સમજીએ છૈએ કે બેમાથી એક સડકો કે નેહરો ઉપર ખરચવાને સરકાર પાસ એક અબજ રૂપીઆજ ફાજનછે, પણ કદાપિ હેવુ નિકળી આવે કે સરકાર બન્ને કારણ માટે નાણુ ફાજલ પાડી શકે ત્યારે બેહુ બાજુની આ માથાકુટની કાંઇ અગત્ય ન રેહ માટે તે ઉપર પેહલાથી વિચાર કરવો જોઇએ

કર્નલ રૈથબોન—હુ પોતે મીધમા હતો અને નેહરો તથા પાણીના બાંધકામો વિષ થાડુ ઘણુ જાણુછુ, અને સર કાટને ખેતીવાડી બાબે જે કાંઇ કહ્યુ તેને તદન અનૂમતતો છુ પણ હુ કહી શકતો નથી કે નૌકાને માટે બાંધેલી નેહરો પાણી પોહોચાડવાના કામમાથી ઉપયોગી થાઈ શકે કારણ કે વાહાણો માટેની નેહરોમા પાણી પુષ્કળ જોઇએ અને સુકા દાહાડાઓમા વાહાણો ચાલી શકે એટલુ તેમા પાણી જોઇએ અને તે છતા જો તેમાથી ખેતીવાડી સારૂ પાણી નિકળી જાયતો પછી નેહર બાંધી થાઈ જાય નેહર તથા સડક બાબે બોલતા જે નેહર કરી શકે તે સગર આગગાડીઓ કરી શકે પણ જેટલુ આ

ગગાડીઓ કરી શકે તે નેહરોથી થનાર નથી. દાખલા તરીકે, લંડનમા આગ ગાડીઓને બદલે નેહરો હોતતો કાલે ત્યાં ભુખમરો આવત. કારણ કે રોજ રાતના ૧ વાગતે ૫૦ ગાડીની એક ટરેન ગોસ્ત લઇને એબરદીનથી આવી પુગશે અને સહવારના બીજી ૫૦ આવશે. સર આર્થર ખરચ ગણવામાભી ચુકયાછે. તે કેહેછે કે રેલવે બાંધવાનું જે દામ પડે તે કરતાં નેહરને માટે પાંચ ઘણું ઓછું આપવું પડે અને આગગાડીના દર કરતાં નેહરનો દર ૨૦ હીસ્સા ઓછોછે. હવે આનેજ મેં કોલસાના, સ્લેટના તથા બીજા વ્યપારીઓથી ખબર કાહાડી કે નેહરોને મારગે કેટલું દામ પડેછે અને તેઓના કેહવા પ્રમાણે સડકો કરતાં નેહરોનું નુર કાંઇ ઘણું ઓછું નથી અને ચોકસ માલ શીવાય સગળા માલ માટે આગગાડીઓ પસંદ કરવામાં આવેછે.

અધ્યક્ષ—સર આર્થર કાટને આ છીકર ઉઠાવીછે તે માટે હું ધારછું કે આપણે સગળાઓએ સંતોષ પામવો જોઇએ. છેલી બેઠક પુરી થવા પછી આમની સભાના કેટલાક વગવાળા અધીકારીઓનું એક ડેપ્યુટેશન ઇંડયા આફીસમા ગયું હતું અને બીજાં દસ વર્ષ સુધી હિંદુસ્તાનમાં સડકો બાંધવા માટે એક અબજ રૂપીઆ કાહવાને હિંદુસ્તાનની સરકારને ભલામણ કરી હતી. આ દરખાસ્ત જયારે કરવામાં આવી ત્યારે સર કાટને પોતાના પેહેલા અનુભવ પ્રમાણે આ નાણું ખરચવાની બીજી રીતિ બતાવી તે વાજબી કર્યુંછે. જોકે તે હિંદુસ્તાનમા સડકો જોઇએજ નહી હેવું કેહેછે તેને હું એક મલતો થતો નથી તોયે જે સડકો આપણે નાખીછે તે પુરતીછે અને હવે જળ માર્ગનો વિચાર કરવાનો સમય આવ્યોછે. હાલ ઇંગલાંડ અને હિંદુસ્તાન વચે દર વર્ષે ૨૦ ક્રોડ રૂપીઆનો રૂનો વ્યવહાર ચાલેછે અને આપણે જો તે માટે પુરતા ઉપાયો લઇશું તો વ્યપાર વધશે અને અમેરીકાની બરાબર આવશે, માટે જો હિંદુસ્તાનની અંદરજ ખુદ વ્યવહારના સાધન તપાસીશું નહીતો અમેરીકા વધારે આગલ વધેલું હોવાથી આપણી હરીફાઇ વ્યર્થ જશે. આ નિબંધ ઘણો રસીલો હોવાથી મને ઘણો આનંદ ઉપજયોછે અને હું આશા રાખુછું જે હિંદુસ્તાનની સડકો પાછળ કાંઇ વધારે નાણું કાહાડયા અગાઉ અથવા ઉપાય કર્યા અગાઉ હિંદુસ્તાનની સરકાર એ બાબદ ઉપર વાજબી અને ધોરેથી વિચાર કરશે.

મેજર ઇવાન્સ બેલે સુચના કરી અને તેને સર આર્થર કાટને પુષ્ટી આપી કે સભાપતીનો તેની મેહનતને માટે ઉપકાર માનવો, જે દરખાસ્ત બાહાલ રહી.

આ પછી મી૦ દાદાભાઈ નવરોજજીની સુચનાથી સર આર્થર કાટનનો તેના નિબંધ માટે ઉપકાર માની સભા વીસર્જન થાઈ.

## સુક્રવાર તા૦ ૬ ઠી મેએ, ૧૮૭૦ ને દીને મળેલી સભા

## વિષય—"બ્રિટીષ સરકાર અને દેશી રાજ્યો વચ્ચે સંબંધ" વિષે મી૦ ઈલત્યુડસ પ્રિચાર્ડે તા૦ ૨૮ મી જાન્યુઆરી ૧૮૭૦ ને દીને વાંચેલા નિબંધ ઉપર તકરાર.

---

ઉવિલ્યમ ટેલર એસકવાયર—અધ્યક્ષ.

---

પોતાના નિબંધનો સાર સમજાવતા મી૦ પ્રિચાર્ડ બોલ્યા કે બ્રિટીષ હિંદુસ્તાનમા દેશી રાજ્યોનો ઘણો મોટો ભાગછે, અને આડસરો ગણતા તે કદમા ૧/૩ અને વસ્તીમા ૧/૩ હશે. જે હાલતમા એ દેશી રાજ્યો બ્રિટીષ રાજ સાથે સંબંધ રાખેછે, તે ભાષણ કર્તાના વિચાર પ્રમાણે ઘણીજ નાપસંદ કરવા જોગછે અને તેથી વારેઘડીએ ઉપલા સરદારો પોતે ઘણા બેદીલ થાયછે અને દેશી સરદારોમા પોતા વચ્ચે અને કોઇ વેળા બ્રિટીષ રાજ સાથ તેઓને ગેરસમજુતી થાયછે હાલા સમયમા વાધાનો ઇનસાફની રાહે નિકાલ કરવાને કાંઈ બંદોબસ્ત નથી અને કાઇબી વાધો ઉઠેછે ત્યારે પેહલા દેશી રાજના પોલીટીકલ એજંટ ઉપર સોંફવામા આવેછે જેના તરફથી તે "ફારેન આફીસ" મા જાયછે સગળો વાદવિવાદ કાગળ પત્રોથી છુપી રીતે થાયછે. તે લોકોના જાણવામા આવતો નથી અને તેનો ચુકાદો 'ફારેન આફીસ' માથી હિંદુસ્તાનમા અપાઇ જાયછે અને વધારે કાંઈ માલમ પડતું નથી. જેઓને હિંદુસ્તાનનો અનુભવ હશે અને જેઓ અમલાથી સગળા ખાતાઓમા થતી ખરાબીથી વાકેફ હશે તેઓને દેખીતુ હશે કે વારેઘડીએ કેટલી ગેરઇનસાફી થાયછે, અને મી૦ પ્રિચાર્ડ જણાવેછે કે જો આ સગળા કારભારને સુરત્યાઇ અને ખરાબીનો માળો કેહવામા આવેતો કાંઈ ખોટુ નથી. હાલો મામલો હોવાથી જેઓને હિંદુસ્તાનનુ હીત હૈડે હોય તેઓને તે સુચના કરેછે કે આવી ધાન્ધેતના કાઇ ઉપાય બતાવવા. કારણ હિંદુસ્તાનમા ઇંગ્રેજોએ ૧૦૦ વર્ષ રાજ્ય ચલાવ્યા પછી આ તેમને શોભા આપનારૂ નથી, અને તે માટે હેવો ઉપાય કરવા ધારેછે કે હિંદુસ્તાનમા વા અત્રે એક ન્યાયખાતુ સ્થાપવુ, જેમા બેહુ બાજુને સરખી રીતે પોતાનો દાવો રજુ કરવાને બની આવે અને પુરતો ઇનસાફ થાય. આવા એક ખાતાની વધારે અગત્ય એમછે કે કેટલાક વાંધાઓમા સરકાર પોતે એક તરફથી હોયછે અને ત્યારે સરકારનો મુકદમો સરકારનેજ ચુકવવો પડેછે અને તેથી અનબતા નબળા પાસામા બેદીલી ઉત્તપન થાય હેમા નવાઇ નથી.

આ પછી મી૦ પ્રિચાર્ડનો નિબંધ વાચીને, જનરલ સર લી. ગ્રાંડ જેકબનો લખેલો એક પત્ર મી૦ દાદાભાઇ નવરોઝજીએ વાચ્યો.

૧૨ કિવન્સબરો ટેરેસ ડબલ્યુ,
મે ૫ મી, ૧૮૭૦

મીહારા પ્રીય મી૦ દાદાભાઇ,

મી૦ પ્રિચાર્ડના નિમ વ ઉપર તકરાર કરવાને મળેલી સભામા આવવાને અને તેમા માહારા વિચાર છુટથી જણાવવાને માહને બ નુ નથી માટે ખરે ખર દલગીરછુ દેશી સરજયોનો ચાહા મેળવવાની તેની સારી નીતિને હુ સ્વીકારૂછુ તથા તેઓને આપણા તરફથી જેવો ઇનસાફ મલ્યોછે તે માટે દિલ ગીર છુ, પણ તેઓ તથા આપણી સરકાર વચ્ચે અથવા તેઓ પોતા વચ્ચે ના વાધા પતાવવાને એક ખાસ ન્યાયખાતુ સ્થાપવાની તેની સુચનાને હુ એક મળતો થતો નથી દેશી રાજ્યો વિષે અને તે માહના બ્રિટીષ આડતીઆ ઓ વિષે તેણે જે વિચારો આપ્યાછે તે ઘણા આધારણ અને અમલડછે તે સ ગળા રાજ્યોને અને સઘળા કારભારીઓને એ સરખા લેખેછે અને તે બેહુને શક્તિવાળા અને નુકસાનકારક સમજેછે અને માહારાણીએ ૧૮૫૮ મા હિંદુ સ્તાનની રાજ લગામ પોતાના હાથમા લીધા પછી જે સરતા જાહેર રીતે બાહેર પાડવામા આવી હતી તે માટે મી૦ પ્રિચાર્ડ આપણી તરફના બેદરકા રપણા અને પ્રમાણીકપણા વિષે બોલેછે તે માટે હુ વાંધો લઉછુ જયારે આ સરતો હિંદુસ્તાનના ભલાને માટે લાયક માનમા ન પડતો તેમા ફેરફાર કરવા માટે સુચના થવી જોઇએ આપણી સત્તાથી અને હિંદુસ્તાનના દરેક મુલક સાથ આપણા વગથી જોઇતા ફેરફાર આપણે કરી શકશુ અને તેટલા સુધી આપણે જરૂરી પકડવી જોઇએ કારણ કે વખત ઓનાથી ઉપજતા પરિ ણામ કરતા વિશ્વાસ ભંગ થવાના પરિણામ ઘણા માઠાછે નાહાના રાજ યોને બીજા મોગ અગત્યના રાજાઓ જેવાજ ગણવા એ એક ભુલછે, અને તેઓ બન્નેને આપણે એકસરખી રીતેજ ચલાવ્યે કેએ એમ સમજવુ ની ભુલ ભરેલુછે તે માહેની મોટી સંખ્યા પાધરી બ્રિટીષ અમલદારોના તાબામાછે અને કેટલીકતો સરતોની કલમોની રૂહે વધતી ઓછી તાબામાછે આ છે લના રાજોમા જો મી૦ પ્રિચાર્ડના કેહવા પ્રમાણે બ્રિટીષ અમલદારોને કારો બાર ચલાવવાનુ તત્વ આપવામા આવેલો સ ર ઠગાઇ અને બેદીલીનો લા હીનો ઝરો ચાલુ થાય દરેક નાનીબાબ થયલો ફરીઆદી પછી તે ખોટી હોય કે ખરાબી હોય તોયે તે રાત દાહાડો અમલદારને કટલો આપે અને પછી દરબારનો કાગ અને વાજબી બોબો તુટી જાય સુબાઇ ઇલાકાની ઉત્તરથી તે દક્ષીણ સુધી માહારો જેટલો અનુભવછે તે ઉપરથી હુ ધારછુ કે દેશી ના હાના નોકરી વાળાઓ વિષેની ફરીઆદ ઘણી વધારે નીછે પોલીટીકલ અમલ દારોના હાથ તળેના રાજયોમા ન્યાયની અદાલત ખોલી બેઠેછે ત્યા સગ ળાઓને આવવાની છુટછે તથા અરજીને માટે એક પેટી ખુલ્લી રાખવામા

આવેછે અને તે અરજીઓ ચોકસ નેમેના દાહાડાઓ ઉપર સગળાની હજુ
રમા ઉઘાડીને વાચવામા આવેછે અને તેનો ચુકાદો થાયછે, તે ઉપરાત વળી
સરકાર ઉપર પાધરી અરજીઓ જાયછે અને કોઈવાર સરકાર તેનો ખુલાસો
માગેછે. મોટી એજનસીઓ જ્યા થોડો અમલદારનો અને થોડો ખુદ ગ
જનો કાબુ ચાલેછે, જેમકે સદૂરાથન જે સાધારણ કાઠીઆવાડને નામે
ઓળખાયછે ત્યા પણ અરજીઓ માટે પેટીઓ ખુલ્લી રેહેછે અને એજંટો
તથા તેમના હાથ નિચેના અમલદારો ફર્યાદો સાભળેછે તેઓ હમેશ ફરતા
રેહેછે અને લોકો સાથે સબધ રાખેછે આવી વખતે દેશી નોકરોનુ કાઈજ
ચાલતુ નથી, પણ જ્યા અણઘડપણાથી અને મુર્ખાઈથી તેઓ બીજાઓને હાથે
ઠગાય તેમા આપણાથી કસુ થાઇ શકતુ નથી મેં એક વેળા એક શખ્સને પ
કડયો તે માહારે નામે ગામમા કર ઉઘરાવતો ફરતો હતો. તેમા તેનો મોટો
દસતાવેજ એક ખાલી ગુમસ્તેની બાગની હતી અને તેની ટીકીટ ઉપર પાહા
દશાહી નીશાનો પાડેલી હતી અને હુકમનામા દાખલ એક મેલુ જેવુ કાગળ
હતુ તે ઉપર માહારા છાપને ઠેકાણે રાઠની બાટલીના બુચનો છાપ મારેલો
હતો ! હવે આનો બચાવ કેળવણીથી અને સારા નોકરોથીજ થાઈ શકે જેઓ
રફતે રફતે વધતા જાયછે મી૦ પ્રિચાર્ડ કેહેછે તેવી ન્યાયની અદાલત આ
ગળી સરતોને ફેરવ્યા વગર કેમ થાઈ શકે તે હુ સમજી શકતો નથી. તે ગો
ઠવણને પેહલા વર્ગના રાજયો કબુલ રાખે નહી અને વળી વાઇસ્રાયના હાથ
માથી એ સત્તા છીણવી લેવાની કાઈ અગત્યબી નથી, કારણ કે જે મુકદમા
મધે ન્યાય શાસ્ત્રનો કાઈ મોટો ચુકાદો અથવા બારીકી હોયતો તે લાયક ન્યા
યધીશો ઉપર મોકળી શકેછે અને તેના ચુકાદાઓ ઉપરથીબી અપીલ અને
આવેલી આપણે જાણીયે છીએ થોડુક ઉપર આવેના માઇસોરના મુકદમા
મધે હિંદુસ્તાનની સરકારનો ચુકાદો રદ કરવામા આવ્યો હતો. તેથી વધારે
બાકી દેશી રાજયોને બીજુ શુ જોઇએ ? ઇંડયા કાઉનસીલની પોલીટીકલ
કમીટી એજ મી૦ પ્રિચાર્ડ માગેછે તેવી કોર્ટછે ત્યારે હિંદુસ્તાનમા બીજી
સ્થાપી વાઈસ્રાયનો દરજનો હલકો પાડી કજીઆઓનો રેળા વધારવાની હુ
કાઈ ખાસ અગત્ય જોતો નથી હાલના આપણા ચીફ સાયના વાધાને આ
પણા બાહેરના મુલક વાળા ન્યાયધીશોને સોફવાની કોઈ સુચના કરેતો આ
પણને કેવુ લાગે ? અને ત્યા પછી ચુકાદો કરવા માટે ચીફ પોતે શુ પોતાના
ન્યાયધીશો ન મોકલે અને તે નાહાના મસ્તીખોર રાજ કરતા તો હિંદુસ્તાનના
કેટલાક મોટા રાજાઓને વધારે માન આપવુ ઘટેછે.

તાજો પ્રસંગ—હમેશ દેશી રાજયના [illegible] પછી તે આપણી સરકાર અ[illegible]
મ કે પોતપોતામા હોય તોપે તેને [illegible] બરાબર ચુકવવા માટે અગાઉથી
ઠવણોને ડુ પસદ કરયુ કજી [illegible] નાખવાને ઉત્તેજન આ

'યા શીવાય અને ત્યાંના ખુદ રાજ્યને હલકું પાડવા શીવાય આ કેમ બને એ હાલ હિંદુસ્તાનના કારોબારમાં કરવા ધારેલા સુધારાનો એક સવાલછે અને હાકની માહારી નબળી હાલતમાં માહરેથી એ સવાલ ઉપર વિચાર થાઈ શકતો નથી. પણ આ બાબદ રાજદ્વારી ખાતાંમાથી નિકળી જાય હેવા કોઇબી ફેરફારની હું સામે છું. પણ જો કોઈ રાજ પોતાની રાજીખુશીથી આપણા બ્રિટીષ રાજના ધારા કાયદા પસંદ કરી તે પ્રમાણે ચાલવા ચાહેતો અને આપણો કારોબાર પસંદ કરેતો આપણે તે કબુલ રાખવું જોઇયે અને ત્યારે હાલની આપણી અપીલની રીતિ સુધારવાથી બસ થશે. જે બાબદને આપણી આસોસીએશને ઉંચકી લીધીછે, પણ ઉપર પ્રમાણે બનવું મુશકેલછે. હાલના કરતાં મહને વધારે સારાં પરિણામ સુઝ પડેછે પણ તે સગળાં હાલ લખી શકતો નથી.

બ્રિટીષ સરકાર અને દેશી રાજો વચ્ચે ઉઠતા સગળી જાતના વાંધાઓનું વર્ણન કરીને મી૦ દાદાભાઈ બોલ્યા કે—"ફકત એકજ અદાલતથી મુકદમાની સગળી ગરજ સરી શકે? જે મુકદમા મધે સરકારનો લાભ હોય તેમા સરકારે ચુકાદો કરવો નહી પણ વળી તેવા મુકદમાઓ એક આપખત્યાર કોર્ટને સોંપવાથી ઇંગ્રેજી રાજના બોબાને હલકું લાગે હેવું અને કેહવામા આવ્યુંછે પણ તેમ થાય હેવું હું માનતો નથી. દાખલા તરીકે જ્યારે માઈસોરના મુકદમા મધે વડી સરકારનો ચુકાદો ફેરવી નાખવામા આવ્યો ત્યારે કાંઈ હિંદુસ્તાનની સરકારની સત્તાને કોઇબી રીતે હલકું લાગ્યું નહી. ઉલટું દેશી સરદારોને અને પ્રજાને હેવું લાગ્યું કે બ્રિટીષ રાજ કર્તાઓ પાસેથી ઠીક ઇનસાફ મળી શકેછે. જ્યારે આવી રીતે રાજ ચલાવવામા આવે ત્યારે વડાં રાજે વચ્ચે પડી સુલેહ જાળવવી અથવા ત્યાંના લોકોનિજ પોતાપર પડતા જુલમનો ઉપાય કરવા દેવો. હાલની રીત પ્રમાણે તો પોલીટીકલ એજંટ સરકારને રિપોર્ટ કરેછે કે ફલાણા રાજમા આ રીતનું અંધેર ચાલ્યું ઇત્યાદી, તે વાંચી તે ઉપર સરકાર અમલ કરેછે અને સરદારને હલકો પાડેછે અથવા ઉઠાડી મુકેછે. જો વડાં રાજે વચ્ચે પડવુંજ હોતતો જેવો ઇનસાફ ઉપલા સરદારે પોતાની પ્રજાને આપ્યો તેવીજ રીતે જાહેર રીતે ખોલી દરબારમા તેને ઘટતો ઇનસાફ આપવો જોઇએ. પણ જે ભાંજઘડીમા સરકાર પોતે સામેલ હોય તેનો ચુકાદો કરવાને કોઇ ત્રીજી મંડળી જોઇયે એતો દેખીતુંછે. હું ધારું છું કે જો નવી અદાલત સ્થાપવાનું બ્રિટીષ સરકાર મન ઉપર લેયતો કાંઈ જાહાજી અડચણ પડે નહી અને દેશીઓ હેવી કોર્ટ સ્થાપેલી જોઇ ખુશી થશે કારણ કે તેઓનો તેમા લાભછે. પણ જે મુકદમા મધે બ્રિટીશો સામેલ ન હોય, બે દેશી સરદારો વચ્ચે વાંધો હોય અથવા સરદાર અને પ્રજા વચ્ચે મુકદમો હોય. ધારાના વાકેફગાર પુરૂષોની એક સ્થાપેલી અદાલતમા તેનો ફે-

એવા થવા જોઇએ તેમા તે દેશની રીતભાત જાણનાર હુશીયાર દેશીઓનો બી હાથ જોઇએ. આ કેલી જાતના વાંધાઓમાજ ઘણુંકરી વધારે બાજખડ થાયછે એવી ફરીયાદો થાયછે કે બરાબર તપાસ વગર ઘાગના બીનમાહીતગાર પુરૂષોએ છુપી રીતે કેસના કર્યા ઇત્યાદી. આ જાતના મુકદમાઓનુ છાડણુ કરવાનુ જો સરકાર માથે લેતો સેહલાઇથી કરી શકે

મેજર ઇવાન્સ મેં જણાવ્યું કે મી૦ પ્રિચાર્ડે પોતાના નિબંધમા એમારો કર્યોછે કે આ જાતની એક કોર્ટ સ્થાપવા માટે કર્નલ સાઇક્સે ઘણીવાર સુચના કરી હતી અને વળી સર બારટલ ફ્રિયર જયારે ૧૮૬૦ મા ગવર્નર જનરલની કૌન્સિલનો અધિકારી હતો ત્યારે તેણે એક મીનિટ લખી હતી અને તેમા આવી અદાલત સ્થાપવાની સુચના વગાર લંબાણથી કરી હતી. તે મીનિટમા હતુ કે —

"સરકારી કોઇબી હોદેદાર પછી તે ગમે તેવો મોટો હોય તેના કામની સામે અપીલ કરવાને કોઇબી દેશીને હકછે તેની સામે બોલવાની મારી મતલબછે તેવુ કોઇએ સમજવુ નહી આ અપીલનો હક કાયમ રહયાથી હિંદુસ્તાનની સરકારની સત્તાને કોઇ દાહાડે બી ધોકો પોહોચનાર નથી અને હવે જલદીથીજ એવુ થશે કે માહારાણીની પ્રિવી કૌન્સિલમાથી એક અદાલત તૈયાર રેહશે જે અગત્ય પડયે રાજકારભારની ચોકસ બાબદો ઉપર ચુકાદા કરશે, પછી તે હિંદુસ્તાનની સરકારે સોપ્યા હોય કે તેઓના ચુકાદાની સામે અપીલ હોય અને તે અ નતે કરેના ચુકાદા પારલ્યામેંટમા તથા પ્રજામા સર્વેથી છેલ્લા ગણાશે

"હુ ધારૂછુ કે આવી અદાલત કે જેથી હિંદુસ્તાનના મામલા ઉપર રાજકર્તાનો કાબુ આવશે અને આડુ અવળુ વચે પડવુ નિકળી જશે અને તેથી હિંદુસ્તાનની સરકારનો કાબુ ઘણે દરજજે વધશે. પણ માહારી ખાત્રીછે કે હિંદુસ્તાનના દાવાઓ અને ફર્યાદોના ચુકાદા કરવાને ઇંગલાંડમા કાંઇ રીતિ ન હોવાથી આપણી સરકારની સત્તાને મોટો જોખમ અને ધાસ્તી છે."

આ પછી મી૦ ઇવાન્સ એણે પોતે સે વર્ષ ઉપર પ્રગટ કરેના પુસ્તકમાથી ફકરો ટાંકી બતાવી બોલ્યો કે —

"લાયક અદાલતને અપીલ થાઇ શકશે એવી ખબરથીજ આપણા ગવર્નરો અને કૌન્સિલરોની સહી લાગ ગવદામા તીક્ષણ થશે અને અપીલને માટે ઝાહાજી તક મળશે નહી અથવા કોઇ અપીલ જશેતો તેમાથી ઘણી થોડીના ચુકાદા ફેરવાઇ જશે વળી તેથી ઉલટુ એક સરદાર આપણી પાદશાહી અદાલત ઉપર પાધરી અપીલ મોકલે તે આપણો ઉમ્દા રાણી આપણી પાહાદશાહત કબુલ કરવા બરાબર ઓછુંછે. આવી અદાલત સ્થાપવામા સત્તામા કોઇબી રીતે ઘટાડો થનાર નથી પણ ઉલટો આપણી સત્તામા વધારો થશે."

માહારો હેવો વિચારછે કે હાવી એક અદાલતની જરૂરછે અને હિંદુસ્તાનની શાહાનશાહતને પાછી તેજ અને નવીસરી કરવાની જે અગત્યછે તે પણ દરજ્જે આ અદાલતથી પુરી પડશે. કારણ કે શાહાનશાહતની સંભાળ તળે શું ફાયદા થાયછે તે માટે હું કોઈ બ્રિટીષ પરગણું જોનાર નથી પણ એક સુધરેલું દેશી રાજ જોઈશ.

મી૦ રૂસતમજી વીકાજીએ ત્યારપછી નિચે જણાવેલી તકરાર વાંચી હતી. આ બાબદમા હિંદુસ્તાનના સેંકડો રાજયો અને મુલકોનો તથા બ્રિટીશ સલતનતનો આધારછે અને હું ધારૂછુ કે હાલ મુચના થાઇ તેવી અદાલત સ્થાપ્યાથી પુરતો સંતોષ મળનાર નથી અને હિંદુસ્તાન ઉપર અંગ્રેજોનો કાબુ વધારે મજબુત કરનાર નથી. કોઈ વખત રાજ કરતાઓથીબી કાંઈ વાંક થાઈ જાય અથવા કાંઈ ભુલ થાય અને ઉપલી અદાલતની હજુર તેઓનેબી પ્રતીવાદી તરીકે ઉભા રેહવુ પડતો પછી બ્રિટીષ રાજ તરફ દેશીઓ જે માન ધરાવેછે તે ઉતરી જાય. વળી જયારે હેવી અદાલતમા અંગ્રેજી ન્યાયધિશો બેશે અને તેમા દેશી સરદારો બ્રિટીષ સરકારની સામે ફરીઆદ કરવા જાય તો આ સીફત વિષે દેશીઓ શું વિચારે ? તેઓ એમ ન સમજે કે તેઓને રાજાઓ ઉપરથી પ્રજા બનાવી મેલ્યાછે ? પોતાની સામાવાળાની માહેનોજ ન્યાયધિશ બેઠો હોય તેની હજુર રાજા ફરીઆદ કરવા ઉભો રેહ તે તેની પદવીને હલકું નહી લગાડે ? આ અદાલતના ચુકાદાથી વેલાતની પ્રિવી કૌન્સિલમા અપીલ કરવાનું નિબંધમા જણાવ્યુછે પણ તેમ થવાથી હિંદુસ્તાનના જુદાં જુદાં નાહાના સેંકડો રાજો આસ્તે આસ્તે ગુમ થાઈ જાય. સાતપણે વિચાર કરતાં આપણે કબુલ કરયે છેએ અને ખુશી થેએ છેએ કે દીલહીની પાદશાહતના પડી ભાગવા પછી હિંદુસ્તાનની લગામ બ્રિટીષના હાથમા ગઇછે અને ફરંગી અથવા ફ્રેંચના હાથમા ગઇ નથી, અને હાલના રાજય અધિકારીઓ વિષે આપણને ભરૂસોછે કે તેઓ પોતાના હાથમા પડેલા આ રાજયને વિચારથી અને નરમાસથી ચલાવી ત્યાં લોકોને સુખ, સુલેહ અને આબાદાની દેખાડશે જે આબાદી સાથે હગલાંડની આબાદાનીબી જોડાયલીછે. બ્રિટીષ સરકારે કેટલાક દેશી રાજયો સાથે કરેલા કોલકરાર પ્રમાણે દીલહીના શાહાનશાહાના હાથમા જેમ તેઓ તાબેદાર હતા તેમ હાલ નથી. જેમ શાહાનશાહા તેઓને પરગણાઓ ઉપર હાકેમ અને સરસુબાઓ બનાવતો હતો તેમ હવે બ્રિટીષ સરકાર કરતી નથી. નીઝામ સાહેબ અને બંગાલ તથા આઉદના મરહુમ નવાબ સાહેબે તથા બીજા કેટલાક રાજાઓ દીલહીના શાહાનશાહાના તાબેદાર હતા, અને તેજ પ્રમાણે સીંધીઆ, હોલકર, ગાયકવાડ તથા બીજા કેટલાકો સતારાના તથા પેશવાના તાબેદાર હતા. કોઇ એમ તકરાર લાવશે કે પેશવાનું રાજતો અંગ્રેજોએ જીતી લીધુંછે માટે સીંધીઆ, હોલકર, ગા-

વકવાડ વગરેના રાજો બ્રિટીષોને તાબેદાર હોવાં જોઇએ. પણ પેશવાનો મુલક લીધા અગાઉ અને પછી જે કોલકરારો કરવામા આવ્યાછે તેથી આ મની ઉંચી વગેછે. કેટલાંક કારણો માટે આ રાજાને બ્રિટીષ સરકારે જુદાં રાજો લેખે ગણયાં અને તેઓને હકદાર વારેસ કરી આપ્યા એમા કાંઇ શક નથી. પણ વળી આમબી કાંઈ સંદેહ નથી કે હાલ બ્રિટીષોની સત્તા એટલી વધીછે કે દીલહીના શાહાનશાહો અને પેશવા પોતે ઉભા કરેલા મુલકો ઉપર કાબુ રાખતા હતા, તે શીવાય બાકીનો સગળો કાબુ તેઓના હાથમા આવ્યોછે. પણ ઉપલી સતાબી તેઓના હાથમા આવી નથી તેનું કારણ એજ કે એકે સગળો કાબુ પાધરો લીધોછે અને બીજાએ આડી અવળી રીતે લીધોછે માટે હવેતો દેશી રાજયોને જાળવી રાખવાં જોઇએ; તે નહી કે ઉપલાં રાજોને બચાવવાજ, પણ બ્રિટીષ રાજને વધારે મકમ કરવા; જેણે આ એકવેળા સુધરેલા દેશમા પક્કો પાયો નાખ્યોછે અને જે આખી પ્રજાના ભલાંને મટેજછે. હવે બ્રિટીષોએ હેરી રાજનીતિ પકડવી જોઇએ કે હિંદુસ્તાનની ૨૦ કોડની વસ્તીમા એક મુઠીભર ઇંગ્રેજો પોતાની આસેપાસેનાઓનો સાહા અને મદદ મેળવી આખો કાબુ ચલાવી શકે. હિંદુસ્તાનથી દરેક આવતો મેન કેહેછે કે કેટલાક વરસો અગાઉ દેશી રાજયો જેવા ઝુકતા હતા તેવાં હાલ નથી, અને કોણ વધારે સારૂ રાજ ચલાવે તે બાબે તેઓમા હરીફાઈ ચાલેછે. આ શુભ કામમા બ્રિટીષોએ તેઓને પાછલ નાખવા ન જોઇએ. સુધરવાનો વખત આવતો જાયછે અને તેને વધારવા માટે કેળવાયલો અને ધીરો હાથ જોઇએ અને વડા રાજ તરફથી નાહાના રાજયોમા જેઓને એલચી અથવા કારભારી દાખલ મોકલવામા આવે તેઓને ચુટી કાહાડવામા ખુબ ચોકશાઇ રાખવી જોઇએ. તેઓ પૈઢ મનના અને દયાળના જોઇએ, પણ હાલ કેટલાક રાજો માહેના કારભારીઓ પોતાના હસ્તકના રાજ વચે અને ઇંગ્રેજી રાજ વચ્ચે પડેના વાધાને સમાધાન ઉતારવાને શકિતવાન નથી અને તેથીજ વડાં રાજને માન તથા ટેકો મળવાને બદલે વેરીની ઉત્પન્ન થાયછે. માટે તે સગળાને અટકાવવા મી૦ બ્રિચાર્ડને મળતી પણ જુદી ઢબની હું સુચના કરૂંછું, અને તે એકે આપખત્યાર રાજાઓની એક પાદશાહી દરબાર બનાવવી, તે વડી સરકારના મથકમા મલે અને તેમા સભાપતી તરીકે નામદાર વાઇસરાય બેસે. વડી સરકાર અથવા કોઇબી રાજવાળો ચાહે ત્યારે આ સભા બોલાવવા માટે અરજ કરી શકે દેશી સરદાર પોતે તેની તકરારમા ભાગ લે અથવા પોતાને એલચી વા આદમીઓ મોકલે. ચુકાદો કરવા માટે ઓછામા ઓછી કેટલી સંખ્યા જોઇએ તે નકી કરવું. આ ચુકાદો છેવટનો હોવો જોઇએ અને તેપર અપીલ થાય નહી પણ વખતે કાંઈ કામ પડી આવે એટલા માટે જેમ પારલામેંટના અથવા સેક્રેટરી આવ સ્ટેટના કામકાજોમાં માહારાણીજીની

મંજુરી મળવી જોઇએ તેમ આ મુકાદમો માટે પણ ગણવું. હું ધારૂંછું કે આ રીતના ઉપાયથી ઘણાકોના મનમા ચીંતા અને આતુરતા હશે તે દુર થશે.

મી૦ માનડર્સ—હિંદુસ્તાનના સરદારોને સંખ્યામાં અને સત્તામા યુરોપના બીજા રાજવાળાઓના જેવા લેખી શકાય; ખુદ મુલકના ભાગોમાથી તેઓ બાતલછે. પણ જોકે યુરોપના સરદારોની માફક તેઓ સાધારણ ઇનસાફની કોર્ટોની સત્તામાથી બાતલછે તોપે તેઓની હસ્તીજ માત્ર સત્તા વગરનીછે કારણ કે તેઓનો સઘળો આધાર એક સરકારી અમલદારની મરજી ઉપર રહેછે અને તેને ભિટા અથવા બીજી કોઇબી રીતે પોતાની તરફ કરી લેવાને તેઓને મનાઇછે. જો તેઓના મુલકમા કોઇ ગતી થઇ અને તેની વળી સરદારની રજા વગર તોપે તેઓને જોખમદાર ગણવામા આવેછે અને કોઇ જાહેર રીતે તેને નીચો પાડી શીક્ષા કરવામા આવેછે. તેઓ વચ્ચે જ્યારે કાંઇ વાંધો ઉઠેછે ત્યારે આ સરદારોની સ્થીતિ ઘણી હીન માલમ પડેછે અને જ્યાંસુધી આપણી સરકાર કાંઇ કરે ત્યાંસુધી તેઓથી કાંઇ બોલાઇ શકાતું નથી અને તેથી કોઇવાર લડનારાઓમાના બે માહેથી એકને ઘણુંજ ખરાબ લગાડનારૂ અથવા ચીરડવનારૂ હોયછે. જ્યારે આપણી સરકાર અને આ સરદાર માહેના કોઇ વચ્ચે વાંધો પડેછે ત્યારેતો તેનો બોજો ઘણોજ હલકો પડી જાયછે અને તેજ સરદારને ત્યારે ખ્રિટીશોની કરડી રાજનીતિની ખબર પડેછે. મી૦ પ્રિચાર્ડે જણાવેલી જેવી અદાલત લાંબા દાહાડા પડી રેહવી ન જોઇએ. હિંદુસ્તાનમા વ્યવહારના સાધન હાથ હેલાંવથી પડયાછે, અને દેશી સરદારો પોતપોતામા મળી જવાના ફાયદા હવે એટલા જલદી જોવા લાગ્યાછે કે, ઉપર જણાવેલી જેવી કાંઇ સુચના જલદીથી કરવામા ન આવેતો ૬૦૦ વર્ષ અગાઉ ઇગ્રેજો તરીકેનો આપણો હક જાળવવા માટે જે હુલડું થયું હતું અને આપણા હકનો પાયો "મેગના કારટા" ને લખાવી લીધો હતો તેવો કાંઇ બનાવ વખતે હમણા બની જાયતો તે આશ્ચર્ય પમાડનાર નથી. તે દસ્તાવેજમા જાન રાજા પાસે આપણે લખાવી લીધું હતું કે "હમે ઇનસાફ આપવા કોઇને ના પાડશું નહી અથવા ઢીલ નાખશું નહી અને ઇનસાફ અથવા હક કોઇને પૈસા માટે આપશું નહી." પણ જાન રાજાના વખતમા જે કારભાર ચાલતો હતો તે કરતા વધારે આપખુદ અને જુલમી કાયદો હિંદુસ્તાનના દેશી સરદારો ઉપર ત્યાંનો ગવર્નર જનરલ ચલાવેછે.

આ મડી ભાગેના સરદારોના ઇતીહાસ જેઓને માલમછે તેઓ એમ કહી શકશે કે ઇનસાફ તેઓને આપવામા ન પાડવામા અથવા ઢીલ નાખવામા નથી આવી? અથવા ઇનસાફ વેચવામા નથી આવ્યો? એકબીજા માટે તેઓની અમલથી અદેખાઇ, ભપકા અને દમામનો તેઓને શોખ અને વડ્ડ અર્જ કોણને ચઢતું ગણેછે તે માટે ખાલી તરસાઇ કરવા માટેના ફાંફા તે

સાથે વગર કેળવણી અને પોતાનાજ ઈતીહાસનુ અજ્ઞાનપણુ એ સગળાએ સાથે મળી તેઓને એકેકથી જુદા રાખ્યાછે અને અણધારતા તથા આપખુદ વર્તણુકનો ભોગ થાઈ પડયાછે પણ હવે જનદીથીજ હેવો દાહાડો આવશે કે જ્યારે તેઓ પોતાની નાહાની અદેખાઈઓને બાળી નાખી એકસપ થાઇ મજબુત થશે એના માટે સરકારે અગમચેતી લઇ અગાઉથીજ તેઓને જે જોઈએછે તે આપવુ નહીતો અગાઉ આપણા ઉમરાવોએ જેમ જાસ્તીથી લીધુ તેમ તેઓ લેશે અને કદાપિ તેઓનીજ તકરારબો વાપરે.

નામીચા "મેમના કાર્ટા" ની એક બીજી કલમમા એમછે કે "કોઈ પી આદમીનુ છુટાપણુ લીધામા ન આવશે અને તેનાજ સુનાના ઉમરાવોની ધારા મુજબ તપાસ વગર તેના બદનને અથવા મીનકતને ઈજા દીધામા ન આવશે" કોઇ એમ સમજે કે દેશી રાજ્યકર્તાઓ જેવા બ્રિટીષ સતામા આવ્યા કે તેઓ ઉપર બ્રિટીષ કાયદા લાગુ પડયા. કેટલીક મતનબોને માટે તેઓ ઉપર બ્રિટીષ પ્રજા તરીકેનો બોજો નાખવામા આવ્યોછે, તેઓ રાણી સાહેબ તરફ વફાદાર રેહવાના સપત લેછે, બનવા અથવા સપને માટે તેઓને શીક્ષા થાયછે પણ બ્રિટીષ ગાજની એક પ્રજાને મળે એવા તેઓને ફાયદા મનતો નથી તેઓ ઈનસાફન માટે તથા બરાબર અદાનતને માટે ફર્યાદો કરેછે તેને કોઇ ગણકારવુ નથી, તેઓને ગાદી ઉપરથી ઉઠાડી મુકવામા આવેછે અથવા હનકા પાડેછે અને તેઓની મીનકત લઈ લેવામા આવેછે અને ફકત ફનમના ભેકાથી તેઓને કેદ કરવામા આવેછે જો દાખના જોઇતા હોયતો આઉદના રાજા, કરનાટકના નવાબ અને તાનજોરના કુટુંબના દાખના જોવો તેઓની ફકત અપીન પારલ્યામેંટમા થાય ચંદેછે જ્યા ૯૦૦ ગૃહસ્થો બેશે જેઓ માહેના પચાશેમી હિંદુસ્તાન જોયુ ન હશે અને નવાબ તથા ગાજા વચ્ચેનો અંતર સમજતા ન હશે લાર્ડ સ્ટાનની ઉપર એક અનુભવ વાળા ગૃહસ્થે ૧૮૬૫ મા એક પત્ર લખ્યો હતો તે માહેના એક બે વાકય ઘણા અગત્યના જાણી નિચે આપુછુ.

"અજાયબ જેવુ છે પણ એ સાચી વાતછે કે જે સરદારોએ હિંદુસ્તાનમા બ્રિટીષો સામે બનતવારીથી હથીઆર પકડયા અને સરતો અને બીજી સાચી કબુલાતોથી ઠગાઇ જવાની ના પાડી તેઓ સાથ આપણી સરકાર ઘણી છુટથી વર્તીછે જેમકે માઇસોરના ટીપુ સુનતાનનુ કુટુંબ પંજાબ વાળા ધુનપશીંહ, સીંધીઆ, હોનકર ઇત્યાદી

"પણ વળી જેઓ ઇંગ્રેજોના અપમાનોને તાબે થયા તેઓના તોડેલા વચન બાહાર રાખ્યો તથા પોતાના હક લુટાવા દીધા, તેઓને આસતે આસતે જડમૂળથી ઉખેડી નાખવામા આવીઆછે

"આ સઘળા મામલાનો હવે પછી અટકાવ કરવા માટે કાંઈબી ખાતાની જરૂરછે અને તે વાજબીની રાહે ના પાડવી ન જોઈએ."

મી૦ હોરમસજી પેસતનજીએ ખુલાસો કરયો કે ગઈ બેઠકમાં તેની કેહવાની મતલબ કેટલાક સાહેબો સમજ્યા ન હતા, તે કેહવા હેતુ માગતો હતો કે હાલી એક અદાલત ખરેખર ઉભી કરતા અને ચલાવતા ઘણી અડચણો પડશે. પેહલુંતો અદાલત કેમ કરવી, તેમાં ન્યાયધિશો કેવા નેમવા તથા કયા કાયદાઓથી તે ચલાવવી એ સઘલુ વિચારવાનુ કામછે. મી૦ દાદાભાઈ અને મી૦ પ્રિચાર્ડના કેહવા પ્રમાણે તે સાધારણ અક્કલથી ચાલી શકેજ નહિ તે માટે કાયદાઓ તો જરૂર જોઇએ. મી૦ પ્રિચાર્ડનો અભિપ્રાય હોવોછે કે દેશી રાજ્યો અને બ્રિટીશ રાજકરતા વચ્ચે જે ગેરસમજુતી ચાલેછે તેનું કારણ અમલાના આદમીઓછે. આતો મી૦ હોરમસજીના વિચાર પ્રમાણે બાપનુ પાપ બેટાને નડવા સરખુ થયુ. જો એક ખાતાનો વડો અણસમજુ અને અપ્રમાણીક હોયતો તેના હાથ તળેના માણસો તેવા હોય તેમા નવાઈ શી? જો પોલીટીકલ એજંટ અપક્ષપાત અને પ્રમાણીક તથા પોતાના હોદ્દાને યોગ્ય હોયતો તેના વિચાર પ્રમાણે અમલાની પ્રિચાર્ડના કેહવા પ્રમાણે કાંઈબી ખરાબ અસર થાય નહી.

કાઝી શાહાબુદીન—હુ પોતે એક વેળા અમલાનો આદમી હતો અને માહારા અનુભવ ઉપરથી કહુછુ કે ખાતાઓના વડાઓ ઉપર દાઘ લગાડવાનુ કાંઈબી કારણ નથી. ઘણુંકરી પોલીટીકલ એજંટો ઘણા શક્તીવાળા અને અપક્ષપાત ગૃહસ્થો હોયછે પણ દેશી રાજ્યોમા ઉઠતા વાંધાઓ ચુકવવાની રીતમાં ખામીછે ખરી. એકતો ત્યાંનો એજંટ બ્રિટીશ સરકારનો નોકરછે અને બીજુંતો વાંધાઓ છુપી રીતે પતાવવામા આવેછે સરકાર સાથ સંબંધ ચલાવવાને ફક્ત પોલીટીકલ એજંટનેજ સત્તા હોવાથી તે પોતાના વિચારોપર અમલ કરાવવામા ફાવેછે, પુરા ધારા, કાયદા મળે નહી એ ત્રીજી ખામીછે જે સઘળી મળી ઈનસાફના કામમા હાનીકારક થાયછે કોઈવાર મુકદમો સઘળો કકડે કકડે ચાલેછે જુદે જુદે વખતે અને જુદા જુદા ધણીઓ તે તપાસેછે, ઘણી વેળા જોવામા આવશે કે ૨૦ થી ૩૦ રૂપીઆના મુસારા વાળા મેહતાઓ પોતાના અમલદારોની હાજરી બગર જુબાનીઓ લેછે અને સવાલો પુછેછે, જોકે મુકદમા સાથ તેઓને કાંઈ લાગતુ વળગતુ નથી. બીજી ખામી અમલાનીછે જેઓ લાલચુ અને કાવાદાવા વાળા હોયછે પણ તેનો ઠપકો ખાતાના વડાને ઘટેછે, કારણ કે વિશ્વાશની અને મોટી જગાઓ ઉપર તેઓ ભણેલા અને કેળવાયલા પુરૂષોને નેમતા નથી પણ તેઓને તો ઉલટા ખુલ્લી જ સંભાલથી દુર રાખવામા આવેછે. યુરોપ્યન ન્યાયધિશોની અદાલત વિષે મી૦ પ્રિચાર્ડના મત માટે હુ ધારછુ કે તે ચાલી શકશે નહી. એક અ

ગત્યની વાત ધ્યાનમા રાખવી જોઇએ કે જો પોલીટીકલ એજંટોના હાથમાથી ઇનસાફનુ કામ લઇ લીધુ તો રાજ્યના ભલાને માટે તેનાથી પુરતો કાબુ રાખી શકાશે નહી. જો અદાલત ઠરાવવામા આવેતો તેમા સરકારી તેમજ બેહુ બાજુના આસામીઓ જોઇએ. ગમે તેમ હોય તોયે છેલુ હુ કહુછુ કે કાઇબી કરવા અગાઉ પેહલા દેશી રાજ્યોને પુછવુ, નહીતો ગમે એવી હાલની હાલહવાલ રીતિ છતા જો નવી અદાલત કરવા આવશેતો તોએ કદાપિ પોતાના હકમા પગપેસારો થયો હેવુ સમજી બરબડવા માડશે.

મી૦ મેકસવેલ ટર્નબુલ—માહારા સ્વદેશીઓ માટે મી૦ હોરમસજીએ જે વિચારો આપ્યા તેને હુ એકદમ ના પાડુછુ. હુ કહુછુ કે હિદુસ્તાનના સગળા દેશીઓ બગાડાનો એક જથ્થોછે. મને ઘણાક દેશીઓ સાથ ઓળખાણ હતી પણ તેમાથી મને એકબી પ્રમાણીક મળી આવ્યો નથી પણ ઉલગ ઇંગ્રેજો ઘણુકરી આખી પૃથ્વિમા સર્વેથી મોહગા મનનાછે. સગળા મુકદમાઓ ચુકેછે તે અમલાની મારફતે થાયછે અને આ દેશીઓને પી બગવી પડી ન હોય હેવો એકબી મુકદમો મે જોયો નથી અમલાની અગત્ય શુછે તે હુ જોઇ શકતો નથી. ત્યાનો રસીડંટ પોતે નવાબ પાસ કા ન જાય ? અને પોતાની પાસે ૨૦, ૨૫ દેશીઓને રાખી પૈસાનો બગાડો તથા ઇંગ્રેજોના નામના નાશ કરવાને અટકાવ કા ન કરે ? હુ સુચના કરછુ કે હિદુસ્તાનથી જાણીતા ગૃહસ્થોની એક કમીટી આ સગળી બાબદો ઉપર તપાસ કરવાને બેસાડવી.

માહારે રાસ્તીની રાહે જણાવવુ જોઇએ કે માહારો અનુભવ ફકત બગાલનોજછે અને તેબી વળી ઘણા વર્ષ અગાઉનોછે, ત્યારપછી હુ સાભળીને ખુશી છઉ કે દેશીઓની નીતિ ઘણી સુધરીછે અને ગરીબ લોકોની હાલત પણ સુધરીછે. માહારા અનુભવ ઉપરથી હુ કહી શકુછુ કે જો તેઓ સાથ પાધરી રીતે ચાલ્યે તો તેઓ ખરચા જેવાછે માટે કોઇબી રીતે તેઓને ગેરઇનસાફી આપવાને હુ ઇચ્છતો નથી

કરનલ રેયબોર્ન—આપખત્યાર રાજાઓ વચ્ચે અને આપખત્યાર સરદારો વચ્ચે વાંધો પડે તેમા લવાદીથી કામ ઘણુ જલદી થાય, પણ જયારે ઇંગ્રેજી રાજ વાળાઓ અને દેશી પ્રજા વચ્ચે વાંધો પડેછે તો તેનો ચુકાદો હિદુસ્તાનની અદાલતોમાજ થાયછે અને ત્યાબી રાજી ન થાયતો વિલાયત અપીલ લઇ જવામા આવેછે, પણ જયારે દેશી રાજા વચ્ચે અને ઇંગ્રેજી રાજ્ય વચ્ચે વાંધો પડેછે ત્યારે તેને રાજદ્વારી બાબત ગણવામા આવેછે અને પ્રીવિ કૌન્સિલની ન્યાય કમીટીને તેમા વચ્ચે પડવાનો અખત્યાર નથી, ત્યારે ખરૂ જોતા તો એ જાતના મુકદમાઓની અપીલજ નથી. હુ ધારછુ કે એવા વાંધાઓ સવે સર્વેથી વડા સત્તાવાળાઓને અપીલ થવી જોઇએ.

સભાપતી—આજે આપણી સભા આગળ જે બાબદ આવીછે તે ઘણીજ

અગત્યનીછે, તે સરકાર આગલ ફર્યાદ કરનારાઓને લાભકારીછે, એટલુજ નહી પણ આપણી હિંદુસ્તાનની શાહાનશાહતની હસ્તીનીછે સવાલ માત્ર એછે કે ન્યાયના તત્વોથી અને સાધારણ માનથી ઉલટુ એક બાજુવાળા ધનસાફ કરવા બેશે જેના ચુકાદામા તેઓને પોતાને લાભ હોય અને જેમ હાલ ઇંગ્રેજો કરેછે તેમ કરવાનુ શુ કારણછે યાને પ્રગનાડ તથા આ રાજ્યો વચ્ચે હેવો કયો સંબંધછે કે જેથી આ બેહુની રીતિ ચાલી શકે. કોઇ વખતે એમ કેહેશે કે આ પ્રમાણે કરવાને અગાઉ રાજદુવારી અગત્ય હતી પણ હમણા તે કારણ નિકળી ગયુ છે અને હવે પોતેજ બાંધેના કાયદાઓ ટોડવાને સરકારને કાંઇજ વાજબી કારણ નથી કારણ કે સરકારે પોતેજ કાયદાઓથી હેવુ ગણ્યુ છે કે નાહાનામા નાહાની રકમો માટેથી સાધારણ કોરટોમા તેઓથી એક પક્ષ વાળા તરીકે જઇ શકે સરકારે જ્યારે સ્ત્રીઓને વારેસોનો અથવા પુરષોનો તેઓ સાથ અદાલતમા ઉતરવાનો હક કબુલ રાખેછે અને તેથી વળી ચાર પાચ વિઘા જમીનને માટે ત્યારે ફક્ત રાજદુવારી અગત્ય બતાવી, દેશી ઉમરાવો, સરદારોના હક તથા સત્તા, શકિત તથા ક્રોડો રૂપીઆની પોતા સાથની ભાંજઘડના ચુકાદા પોતેજ ખાનગી રીતે કરવા માટે તેઓ પાસે હેવુ શુ મજબુત કારણછે તે હુ પુછુછુ. હિંદુસ્તાનના લોકોનુ હિત ઇછી તથા ત્યાની સરકારનુ ભલુ ચાહી અને આ એકતરફી ચુકાદાઓથી ત્યાના લોકોની વફાદારી અને ઇમાનદારી ઉપર કેટલી અસર થાયછે તે ઉપર ચિત્ત લગાડી કાઇબી ઉપાય સુઝાડવાની આપણી મંડળીની ફરજછે અને તે ઉપાય એક વેળા લગભગ અમલમા આવતો હતો કારણ કે પ્રીવી કૌન્સિલમા એક વેળા આ હાલત ઘણી અસંતોષકારક ગણવામા આવી હતી. અમલદારની બાબદમા જેટલી હુ તેઓની લુચાઇ વિષે જાણુછુ તેટલુ બીજા થોડાજ જાણતા હશે. પણ તેનો ઠપકો અમલદારને નહી પણ સરકારને ઘટેછે. જેઓ થોડા પગાર ઉપર વગર કેળવાયના શખશોને વગવાળી ચાકરીઓ આપેછે પ્રીવી કૌન્સિલની જુડીશીયલ કમીટી આગળ જે મુકદમાઓ આવેછે ને ધોળે દીવસે જડજો આગળ સુભનાયછે જેમા કાયેલ હિમાયતીઓ તકરાર મચાવેછે અને તેમા છુપુ છાનુ અથવા ઢાંક પીછોડો કોઇના સાંભળવામા આવતો નથી, પણ જ્યારે રાજદુવારી મુકદમો સેક્રેટરી આવ સ્ટેટ પાસે આવ્યો કે સરૂઆતથી તે છેડા સુધી ખાનગી તરકટ, લાજ અને શરમ ભરેલી લુચ્ચાઇ શીવાય બીજુ કાંઇજ સાંભળવામા આવતુ નથી જ્યાબી ખાનગી અદાલત હોય અને તેનુ કામકાજ પ્રજાની સામે ખોલતુ ન હોય ત્યા તરકટને ટેકો મળેછે. બેઉ પક્ષ વાળાને હિણુ લાગેછે, એટલુજ નહી પણ ચુકાદા કરનાર મોટા અમલદારોને બી ખરાબ લાગેછે જો એમ કેહવામા આવે કે જાહેર અદાલત સ્થાપવાથી પ્રીવીકૌન્સીની સત્તા ઓછી થશેતો હુ એટલુજ કહુછુ કે જો આવા કાચા અને

નર્જીવ પાયા ઉપર ન્રિગીવાની સત્તા હોયતો તે સત્તાને તેઓ મુદ્દલ યોગ્ય નથી હિંદુસ્તાનમા આપણા રાજનો મોટો પાયો તો ઉભગનો અને પ્રજા વચ્ચે આપણુ પ્રમાણીકપણા અને અપક્ષપાતપણા ઉપર તેઓનો વિશ્વાસછે.

મી૦ પ્રિચાર્ડ—ઉત્તર આપતા હુ ધારૂછુ કે આ બાબદમા આસોસીએશને કાંઇ ઉપાય લેવા જોઇએ અને મારી સુચના એવીછે કે એક કૌન્સિલ અથવા કમીટીએ અરજી ઘડી કાહાડવી અને તેમા આ ખરાબી દેખાડી તે સેક્રેટરી આવ સ્ટેટની હજુર મુકવી કર્નલ રાયબોર્ને એક ઉપાય સુઝાડયો હતો કે સેક્રેટરી આવ સ્ટેટે સરકારની માફક કરવુ યાને તેના ઉપર જે મુકદમા આવે તે પ્રીવિ કૌન્સિલની કમીટી ઉપર એવા સાંભળવા માટે મોકલાવી દેવા એક બીજો ઉપાય કેટલીક રીતે મને સારો લાગેછે તે એકે જે રાજદ્વારી મુકદમાઓ સરકાર જુડીશીયલ કમીટી ઉપર મોકલે તે ઉપર તેઓએ ચુકાદો કરવો

મી૦ દાદાભાઈ નવરોજજી—ઘણી અગત્યની અડચણ અને ફર્યાદતો એછે કે સરૂઆતમાજ મુકદમાઓ ખાનગી રીતે બાગી ધુગી હાલતમા સાંભળવામા આવેછે અને તેનો જલદીથી ઉપાય થવો જોઇએછે જેમ પેહલા જાહેરમા અત્રે અપીલ સાંભળવાની મોટી અગતછે તેમ્જ પેહલા મુકદમા સાંભળવાની પણછે, કારણ કે તેમ ન હોયતો સરૂઆતમા એકતરફી મુખત્યારીથી અપીલમાબી ખોટુ કામ ચાલે મારી હેવી સુચનાછે કે આ બાબદની અડચણ અને અગત્ય ધ્યાનમા લેતા અને જ્યારે સર લી ગ્રાંડ જેકબ જેવા એ બાબદ ઉપર વધારે ગૌર કરવાની ભલામણ કરેછે ત્યારે તો એ બાબદ વિષે હિંદુસ્તાનમા તેમજ અત્રે કાંઇબી ઉપાય લીધા અગાઉ વધારે જાહેરમા વાદવિવાદ ચાલવો જોઇએછે

આ પછી અધ્યક્ષનો અને નિબંધ કર્તા મી૦ પ્રિચાર્ડનો ઉપકાર માની સભા વિસર્જન થાઈ

---

## સોસાયટી આવ આર્ટસમા મળેલી સભા,
## સુક્રવાર તા૦ ૧૩ મી મે ૧૮૭૦.

સી, રેણ, હોસકીનસ એસકવાયર, એમ. પી.—અધ્યક્ષ.

## મીસ કારપેન્ટરે કરેલું ભાષણ.

## વિષય—સ્ત્રી કેળવણી માટે તેણીએ હિંદુસ્તાનમા કરેલું કામ.

---

સભાસદોને મીસ કારપેન્ટર સાથ ઓળખાણ કરાવી આપતાં સભાપતી બોલ્યા કે મીસ કારપેન્ટરે આપણા હિંદુસ્તાનના સંસ્થાનની ભેટ લીધીછે અને માહારાણીજીના સગળા મુલકો માહેના આ લગાર ધંકાઈ રહેલા મુલકની હાજતોથી પોતે વાકેફગાર થયછે. ધંકાઈ રહેલા એ શબ્દ તે એટલા માટે વાપરેછે કે તેના વિચાર પ્રમાણે ઇંગ્રેજો પોતાનાજ દેશનો લાભ જોઈ તથા તેનુંજ કલ્યાણ કરવા પાછળ લાગી બેશી રેહેછે અને પૃથિવના બીજા ભાગ ઉપરના પોતાના ભાઈબંધો ઉપર લગાર નાખતી કરેછે. ઇંગ્રેજ લોકના આ સાંકડાં મનથી હિંદુસ્તાનને ખમવું પડ્યુ છે અને સભાપતીના મત પ્રમાણે જેઓ પોતાના ઘરનું સૂખ છોડી કેળવણીનો પ્રસાર કરવાને લાખો તકલીફ વેઠે તેઓનો ઉપકાર માનવો જોઈએછે.

મીસ કારપેન્ટર—બાઈઓ અને ગૃહસ્થો, મેં હિંદુસ્તાનની ત્રીજીવારની ભેટ પુરી કરીછે અને તેટલામા શું પરીણામ નિપજ્યાછે તે જાહેર કરવાની તક મને આજે ઇસ્ટ ઇંડયા આસોસીએશને આપીછે માટે તેમનો ઉપકાર માનુંછું. હિંદુસ્તાનના કીનારા ઉપર મેં પેહલો પગ મુક્યો તેની મતલબ આપણા હિંદુ જાતભાઈઓનુ હિત ઇચ્છી તેઓની સ્ત્રી કેળવણી માટેની હાજતો જાણવાની હતી. હું તો હમેશ માનતી આવીછુ અને મારી આ ત્રણ ભેટથી મારી ખાત્રી થાયછે કે તે દેશનુ કલ્યાણ કરવાને બ્રિટીષ સરકાર તત્પરછે. પણ સરકાર ઉપરાંત આપણા વચ્ચે પરસ્પર પ્રિતની અગત્યછે. આપણે આપણા દેશ પાછળ અને તેઓ પોતાના દેશ પાછળ એટલાતો રોકાઈ ગયાછે કે હિંદુસ્તાન વિષે જાણવાનો આપણને ઇંગલાંડમા થોડોજ વખત મળેછે અને આ દેશમા શું ચાલેછે તે ત્યાના લોકો જાણતા નથી. એ ઉપ્રાંત વળી ખુદ હિંદુસ્તાનમા રેહતા ઇંગ્રેજોને ફક્ત કામકાજ શીવાય દેશીઓ સાથે બીજો કશો સંબંધ નથી. તેનું મુખ્ય કારણ આપણી સંસારી રીતભાતમા ફેરફારને લીધેછે, તોપણ માહારા અનુભવ ઉપરથી અને મેં જે જોયુછે તે ઉપરથી હું કહી શકુંછું કે જો આપણે લગાર ટેક છોડી દઈ તેઓ સાથ છુટથી મળી જઈએ અને તેઓ સાથ મિત્રાચારી અને ખાનગી વ્યવહાર

પાડપેતો તેના પરિણામ ઘણાજ મનમાનતા ઉતરે. હું છેલ્લી ત્યાં હતી ત્યારે નાગપોરના કમીશનરે એક મેળાવડો કર્યો હતો તેમા ત્યાના ઉમરાવ, અને ઘરડા રેહવાશીઓ, કલકત્તાના દેશી અભ્યાશીઓ, મુંબઈથી વિદ્વાનો વિગરેને બોલાવ્યા હતા અને તેઓ ઇંગ્રેજી બાનુઓ અને ગૃહસ્થો સાથ મળી જવાથી અને મિત્રાચારી ભરેલી રીતે વાતચીત કરવા માટે ટોળા થાઈ જવાથી જાણે ફકત ઇંગ્રેજોનોજ મેળાવડો હોય હેવું લાગતું હતું. આવું વારેઘડીએ કરવામાં આવેતો પોતપોતા વચ્ચે ઘણો સારો સંબંધ થાય.

સ્ત્રી કેળવણીની બાબદમા સારીપેઠે જણાવવુંછે કે તે વાત ત્યાં ઘણી મુશકેલછે અને થોડુજ ઉપરથી દેશીઓ પોતાની સ્ત્રીઓને કેળવવાને આતુર ન હતા. પણ મને આપણા દેશમા આવેના કેટલાક દેશી ગૃહસ્થોએ સમજાવ્યુ હતુ કે જો કોઈબી ઇંગ્રેજી સ્ત્રી ફકત ભલુ કરવાના હેતુથીજ કાંઈબી બાબધડ સાથે લીધા વના ત્યા જાયતો તે એક આશીરવાદ ગણાય. એટલા ઉપરથી મે ત્યા જવાની મારી ફરજ વિચારી હતી. મારી મતલબ ત્યાં કાંઈ સ્થાપના કરવાની ન હતી પણ ફકત શુ શુ ખામીઓ અને ગરજોછે તે નજરે જોઈ દેશી ગૃહસ્થોને એ કામમા મદદ કરવાની હતી. ત્યાની ભાષા મને ખબર ન હોવાથી ઘણી અડચણ પડશે હેવુ ઘણાકોને લાગતુ હશે પણ તેમ ન હતુ; મને કોઈબી દેશી ભાષા આવડતી ન હતી ખરી—પણ ત્યનો દરેક કેળવાયેલો હિંદુ એવીતો સંપુર્ણ ઇંગ્રેજી જાણતો હતો કે ઇંગ્રેજી એ કાંઈ તેમની ભાષા નથી એતો હુ ભૂલીજ ગઈ.

હિંદુસ્તાનમા મે પેહલી ભેટ અમદાવાદમા લીધી. અમદાવાદની પેહલી નિશાળ તપાસતાજ સ્ત્રી કેળવણીને મોટો આચકો સાથી લાગેછે તેની મને સમજ પડી ગઈ તે સ્ત્રી શીક્ષકોની ખુટ હતી. તેઓની સંસારી બાબદો ધર્મને લગતી હોવાથી હુ વચ્ચે પડી નહી તેમા મુખ્ય કરી બાળ છોકરીઓના લગ્નને તેઓ ઘણા ધિક્કારેછે અને તે રસમ કાહાડી નાખવાને ઘણા આતુરછે.

મે અજાયબી સાથ સ્ત્રી શીક્ષકોની ખુટ જોયા પછી મને દેશી ઈનસ્પેકટરો અને બીજા અચલ અમલદારો તરફથી જણાવવામા આવ્યુ કે અપખતા એ તેઓમા મોટી ખુટછે અને તે કેમ પુરી પાડવી તે તેઓને સુઝતું નથી. અમદાવાદ મધેની નિશાળ ઉઘાડયાને ૨૦ વર્ષ થયાછે અને અજાયબ જેવુ છે કે અમદાવાદ, સુરત અને મુંબઈ એ ત્રણે ઠેકાણે કન્યાશાળાઓ એ કજ વખતે ઉઘડી હતી. આ લાબી મુદતમા તેઓએ જોયું કે નાહાની નાહાની છોડીઓ નિશાળે આવતી તોયે સ્ત્રીઓના વર્ગમા કાંઈ સુધારો થયો નહી તેનુ કારણ દેખીતુ હતુ. તે દેશની રીત પ્રમાણે છોડીઓના છ, સાત, અથવા વારેઘડીએ આઠ, નવ, અથવા દશ અને કદાચજ અગ્યાર વર્ષની ઉમરે વેશવાળ કરવામા આવતા હતા અને પછી તેઓને નિશાલ છોડી દે-

વાની ફરજ પડતી હતી 'કારણ કે તે દેશની રીત પ્રમાણે પરણેલી છોડીઓને મરદ શીક્ષકોના હાથમા રાખવાને ત્યાના લોકોની ઇચ્છા નથી, માટે જેવી ઉપરના બાલકની કેળવણી સરૂ થતી એટલામાં તેને ઉઠાડી લેવામા આવતી. વળી તે સાથે સ્ત્રી કેળવણી કેમ આપવી તેની શીક્ષકોને ખબર ન મળે. નાહાના બાલકોને કેળવણી આપવા માટે તેની સાથે રમત રમવી જોઇએછે અને સાધારણ જ્ઞાન આપવા માટે રમુજી અને બાલકોને રાજી કરે હેવી રીતીઓ વાપરવી જોઇએછે. પણ હિંદુસ્તાનમા તે માહેનુ કાંઈ મળે નહી. જુવાન બાનુઓને જલદીથી કેળવણી વગર ઉઠાડી લીધામા આવેછે, તેઓ જલદી સંસારમા પડેછે અને થોડુ શીખલુ ની ભૂલી જાયછે અને પછી પોતે માતાઓ થાયછે અને પોતાની માતાઓ કરતા સેહજજ વધતુ જાણેછે. આ ઉપર દેશી ગૃહસ્થોને લાગ્યુ કે કાંઈબી સુધારો કરવા અગાઉ કશાની ખુટછે અને તે સ્ત્રી શીક્ષકો તૈયાર કરવા માટે નારમલ સ્કુલનીછે. આ ખુટ માલમ પડી એટલે તે ઉપર વિચાર કરવામા આવ્યો અને ઘણીક અડચણો નડી. સરકારે જ્યારે મરદ શીક્ષકો સ્થાપવા માટે નારમલ સ્કુલો સ્થાપવા માગી ત્યારે વધુ કેળવણી લેવા માટે ઘણાક શીખેના જુવાનો તૈયાર હતા. વળી તેઓથી તો વિનાયત જઇનેબી સુધરેલી રિત પ્રમાણે કેળવવાનુ કામ શીખવાને બની આવે હેવુ હતું. પણ સ્ત્રીઓ માટે નારમલ સ્કુલ ઉઘાડવા સારૂ વિનાયતથી કેળવાયલી સ્ત્રી શીક્ષકો બોલાવવી જોઇએ કારણ હિંદુસ્તાનમા કોઈ યોગ્ય તો મળેજ નહી. પછી નિશાળ્યા ક્યાથી લાવે? દેશની રીતભાતથી તેમાબી અડચણ હતી. જો કોઇબી મળી શકેતો વીધવાઓ હોય કારણ તેઓની માઠી હાલતથી અથવા ખાવા પીવાના વાખા પડવાથી તેઓ આ કામમા આવી શકે અને તેઓનેબી ફાયદો થાય. જેઓ હિંદુસ્તાન વિષે જાણેછે તેઓ ના ધ્યાનમા જલદીથીજ ઉતરશે કે અડચણો અને વાંધાઓ ત્યા હેવા હતા કે પેહલો કોઇબી ઉપાય કરવાને હિમ્મત ચાલતી ન હતી. કેટલીક હિંદુ છોડીઓને પાદરીઓની સ્કુલમા કેળવવામા આવતી હતી. તેઓ આ કામ માટે ચાલી શકતે પણ દેશી વસેલાની સામે ત્યાના દેનીઓનો એટલોતો ધીક્કારછે કે જો આ છોડીઓને રાખવામા આવેતો આ કામ ધુળ મળી જાય હેવી ધાસ્તી હતી. શાહાનશાહતના જુદા જુદા ભાગમા બે ભણેના લોકોથી એ વિષેની તજવીજ કાહાડી હતી અને સરકારની હજુર તે રજુ કરવાની મારી મતલબ હતી.

જુદા જુદા ઈલાકામા સ્ત્રી કેળવણી જુદી જુદી હાલતમા જોવામા આવી અમદાવાદ અને સુરતના પ્રાચીન શેહરોમા જેથી સ્ત્રી કેળવણીનો પાયો ઘણુ થયુ નખાયોછે, ત્યા હિંદુસ્તાનના બીજા ભાગો કરતા સ્ત્રીઓને વધારે છુટાપણુ મળેછે. અમદાવાદમા તેઓ મને દેશી ગૃહસ્થોને ઘરજ નહી પણ રે-સીડંટને ત્યા મળવા આવી હતીઓ અને સુરતમા મને સ્કુલમા મળવા માટે

રસ્તામા ચાલીને આવી હતી. માહારી છેલી મુલાકાત વેલાએ મને આવકાર દેવાને કેટલાક સ્ત્રી પુરૂષ ભેગા મળેલા જોઈ હું આશ્ચર્ય પામી. ખુદ મુંબઈમા ઘણો સુધારો થયોછે અને બંગાલ કરતા ત્યાંની હાલત જુદીજછે, ત્યાં ૨૦ વર્ષ અગાઉ ભણેલા ગૃહસ્થો જેઓએ મુંબઈની કાલેજમા કેળવણી લીધેલી અને પછાડે એક "સ્ટુડંટસ લીટરરી એંડ સાયન્ટિફિક સોસાયટી" કાહાડેલી, વળી જેઓ પોતે કેળવણીના ગુણ સમજતા હતા તેઓ પોતાની સ્ત્રીઓ અને બેટીઓ અજ્ઞાનપણાના અંધારામાથી કાહાડવાને ઘણાજ ખંતી અને આતુર હતા. આ કામ ઘણું હિમ્મતનું હતું કારણકે સંસારની એક ખરાબ રીતને તેઓ જડમૂળથી ઉખેડવા માંગતા હતા. હેતું ધાગ્વામા આવતુ હતું કે જે છોકરી વાચવા શીખશે તેણીને કોઈ પરણનાર નથી અને એ કામ મધે સામેલ થયલા એક દેશી ગૃહસ્થે મને કહ્યું કે તેઓને રસ્તામા મુખ્ય કરી સ્ત્રીઓથી અપમાન થયુ હતું. હવે આ ગૃહસ્થો જેમા આપણી સભાના સેક્રેટરીબી હતા તેઓએ મી૦ દાદાભાઈ નવરોઝજીની માતા તથા બીજી બાઇઓની સાહ્યતાથી કામ ચલાવવા માડયુ પણ તેની સામે લોક ઘણું હોવાથી અને જો સરકારની મદદ લેવામા આવેતો તેઓનો ધરમ બુબાડવા ઓછે અથવા ખરાબ કરવા બેઠાછે ઈત્યાદી વેહમો આપે, એટલા માટે ઘણીજ વાજબી રીતે સરકારની મદદ માગવામા આવી ન હતી અને સઘળું કામ પોતે આરંભ્યુ હતુ. પારસી અને હિંદુઓએ સાથે મળી ઘણી તારીફ લાયક રિતે કોશેસ કરવા માંડી. તમો સર્વે સર જમશેદજી જીજીભાઈનું નામ જાણોછો જેનુ ધન અને સખાવત સગળી પૃથ્વિમા જણાયલાછે, તેણે એક નિશાળ ઉઘાડી અને બીજા પારસીઓએ પણ તેમજ કરયુ આ જોઈ હિંદુઓનેબી ઉનટ છુટી અને તેઓએબી નિશાળો સ્થાપી. હિંદુઓ કાંઈ પારસીના જેવા દ્રવ્યવાન અથવા મજબુત નથી અને તેઓની નિશાળો પેહલાઓના જેવી સારી ચાલી નથી પણ તેઓએ સરકારની મદદ વગર પોતાની કોશેસ જારી રાખેછે.

મધરાજ ઇલાકામા વળી મામલો જુદોજછે. ત્યાં કેટલાક ચંચલ અને ધર્મોતુ પાદ્રીઓએ ઘણીક છોકરીઓની નિશાળો સ્થાપીછે. તેઓને પેહલા ઘણી મેહનત પડી હતી અને કોઈ કોઈ વારતો લાલચ આપવી પડતી હતી પણ હમણાતો છોકરીઓ સામો પગાર આપેછે પણ મુંબઇમા કેળવણી મુફતછે. ત્યા "બોરડીંગ" સ્કુલોબીછે. દીવસની સ્કુલો કરતાં વધારે ફાયદો કરેછે તેમા દેશી શીક્ષકો સાથ ઘરની છોકરીઓ બી શીખવેછે અને સરકાર તરફથી તેઓને મદદ મલેછે.

વળી કલકતામા જોઇએલો કેવળ જુદુંજ નજરે પડેછે. ત્યા દેશહિતકારી મી૦ બીટ્યુને ઉચા કુળના હિંદુઓમા સ્ત્રી કેળવણીનો પ્રસાર કરવાને એક ઘણીજ નાદર ઇમારત ઉઠાવી અને પોતાની જીદગી સુધી તેને જાતે મદદ કરી.

મી૦ ડર્ફ પણ એક મોટી છોડીઓની નિશાળ સ્થાપી અને તેનું નામ કલકતામા ઘણુ પ્રીતથી બોલવામા આવેછે. ઘણાઓએ તેનેથી કેળવણીનો લાભ લીધોછે અને દેશીઓની હાલત સુધારવા માટે સ્ત્રીઓને કેળવણી આપવા બાબે પાદ્રીઓનું ધ્યાન પણ પેહલું તેણે ખેચ્યું હતું. હું કેહવાને દલગીરછું કે દેશીઓમા કેળવણી ફેલાવવાને કલકતામા ઘણી થોડી કોશેસ થાયછે અને ટુંકમા ત્યાંના રેહવાશીઓએ પોતેતો એકભી નિશાળ જાણવા જોગ સ્થાપી નથી, સરકારે તેઓને બનતી મદદ આપીછે. હું ધારછું કે ઘણી મદદથી તે લેનાર આળશુ થાઇ જાયછે અને કલકતામા તેમજ થયુંછે. તોયે એક બાબદમા કલકતા સગળા કરતાં આગલ વધ્યુંછે, ત્યાં રાજા રામમોહનરાય જે વિલાયત આવ્યો હતો તેણે ૪૦ વર્ષ ઉપર ફકત એક ઇશ્વરને પુંજવાથી નિર્મલ નીતિ હિંદુસ્તાનમા પેહલી ચાલુ કરી હતી. તેણે વેહમના કોટ ટોડી પાડયા. તેના બેરીઓ તેની પુઠે લાગ્યા તથા તેને કાહાડી મુકયો પણ તે એક ઇશ્વરની પ્રાર્થના કલકતામા દાખલ કરવામા ફતેહ પામ્યો, ત્યાર પછી તે ઇંગલાંડ આવ્યો અને મરણ પામ્યો. તેણે જે કર્યું તે કાઇ ફોકટ ગયું નહી. તેના મરણ પછી તેની મત્તીને સજીવન કરવામા આવી તે બાબે હું લાંબું કરતી નથી કારણ તેનો પ્રમુખ બાબુ કેશબચંદ્ર સેન અત્રે બેઠેલોછે. મેં મારી મુસાફરીમા ઘણાકોને જોયા કે જેઓ ધર્મના કાનુનમા આગળ વધેલા હતા તથા મુર્તી પુંજવાના વેહમને ટોડી નાખવાને તત્પર હતા તેઓ પોતાની બાયડીને પોતાની બરાબર ગણીને તેઓને જાહેરમા આણવાને તૈયાર હતા.

આ ઠેકાણે લગાર વિસામો લેવાને મીસ કારપેનટરે સભાની પરવાનગી માગી.

મી૦ દાદાભાઈ નવરોજજીએ એટલામાં મુંબઈ ઇલાકામા સ્ત્રી કેળવણી કેવી હાલતમાછે તેનો હેવાલ આપ્યો. તેઓ બોલ્યા કે મીસ કારપેનટરના કેહવા પ્રમાણે ૨૦ વર્ષ અગાઉ થોડાક નિશાળીઆઓએ મળી પોતાનાજ ઘરમાં છોડીઓને કેળવણી આપવા માંડી, તેનું પરીણામ એ નિપજ્યું કે હાલ મુંબઇમાજ ફકત ૧૬૦૦ થી ૧૭૦૦ છોકરીઓને કેળવણી અપાયછે. આ કામનો પ્રારંભ કરવામા હુંભી હતો તેથી કહી શકુછું કે મીસ કારપેનટરે આપેલો હેવાલ સુધ્ધછે. જોકે આ સગળી હીલચાલ દેશીઓએ રાજીખુશીથી કરી હતી અને સરકાર પાસેથી કાંઈભી મદદ ન માંગવાને ખુબ સંભાલ રાખી હતી તોએ તેઓને ઇંગ્રેજ ગૃહસ્થો તરફથી સારી સાહાતા મલી હતી, અને તેમા મુખ્ય કરીં સર અર્સકીન પેરીએ મદદ આપવામાં કાંઇ બાકી રાખ્યું ન હતું. મીસ કારપેનટરે આપેલી મદદ આટલી કિમતી થાઈ પડી તેનું કારણ એકે સ્ત્રી શીક્ષકોની ઘણી ખુટ હતી. છોડીઓની નિશાળોને પુરૂષ શીક્ષકો મળી આવતા હતા અને તેઓ ઉપર પુરૂષોનું ઉપરીપણું હોવાને લીધે જેવી છોડીઓ ૧૧, ૧૨

વર્ષની થતી કે તેણીને ઉઠાડી લેવામા આવતી હતી મીસ કારપેનટરે આ પેલી મદદ ગણતા હાલ તુરત નિપજેના પરીણામ તરફ જોવુ નહી પણ યાદ રાખવુ કે બી વાવ્યા પછી તેના ઝાડવા ઉગવાને અને ફળ આવવાને વિલબ લાગેછે આજની સભાનો હેવાલ હિંદુસ્તાનના દેશીઓ ખુશીથી વાચશે, અને જોશે કે તેઓ તરફ ઇંગ્રેજી ગૃહસ્થો અને બાઇઓની સારી સુચનાકે જોકે આજે સભામા ભીડછે તોપે કેટલાક ગૃહસ્થો અગાડથી રોકાઇ જવાના સબબથી આવી શક્યા નથી નહીતો વધારે ભીડ થતે

મીસ કારપેનટરે વળી પાછુ બોલવાનુ સરૂ કરયુ—આ કામ પાર પાડતા દેશીઓ કે ઇંગ્રેજો તરફની મદદ કેવી અગત્યની હતી તે કેહવાની જરૂર નથી બ્રિટીષ સરકારે સ્ત્રી સીક્ષકો તૈયાર કરવા માટેની નિશાળોને નાણાની મદદ આપવાની આનાકાની કરી તે કાઇ સુધારો અટકાવવા માટે નહી પણ દેશીઓની સ સારી બાબદમા વચ્ચે પડવા જેવુ તેઓને આ બાબદમા લાગ્યુ હતુ દેશીઓમા સ્ત્રીઓને માટે કાઇબી કરવુ તે ખુબ બારીક કામ હતુ તોપ આ રીતે સરકારે સ્ત્રી શીક્ષક તૈયાર કરવા સારૂ એક નિશાળ સ્થાપવાની મદદ આપી મારો વિચાર હતો હતો કે એક હોશીયાર અને ખાત્રી વાળી સ્ત્રી શીક્ષક અહીથી ત્યા જાય અને તે દેશી તેમજ ઇંગ્રેજી નિશાળીઆઓને શીક્ષકનુ કામ શીખવે તથા તે નિશાળીઆઓ પછવાડેથી પોતે ઉપરીપણુ ચલાવે હિંદુસ્તાનની રેહનાર ઇંગ્રેજી સ્ત્રી મળી આવવાની ઓછી આશા રાખની હતી કારણ કે તેઓ વધારે સારી રીતે શીકવી શકતે સારી સાથ જેઓએ કામ કરવા માંડયુ તેઓને ફકત ઇંગ્રેજીજ આવડતુ હતુ ત્યારે અડચણ એ હતી કે જ્ઞાન આપવુ શી રીતે? હમોએ આ પ્રમાણે કરયુ, એક પારસી છોકરીઓની નિશાળમા ઇંગ્રેજ શીક્ષકે એક પાઠ શીખાડયો ત્યા ઇંગ્રેજી સમજનારો એક માસ્ટર હાજર હતો તેણે આ પાઠને ગુજરાતીમા કરી સમજાવ્યો આ પ્રમાણે બે માસ સુધી ચાલ્યુ અને હુ જયારે છેલ્લી મુબઇમા ગઇ ત્યારે તેના પરિણામ સારા નિવડતા જોઇ હુ ખુશી થાઇ માંદા બાપગે હુ આ જારી પડવાથી માગથી વધારે કામ થાઇ શક્યુ નહી તોપણ એક શીક્ષક મીસ શેમબરલેનને અમદાવાદ મોકલવામા આવી અને ત્યાની નિશાળના અધીકારીઓની ઇચ્છાથી તેણીને લેડી ઉપરી દાખલ ઠેરવવામા આવી છેલ્લી સારી બેટ વેળાએ હુ અહીંયાથી અમદાવાદ ગઇ અને જોયુ તો નિશાળ ઘણી મનમાનતી ચાલતી હતી મીસ શેમબરલેન પોતાના કામમા ઉલટ વેતી અને ગુજરાતી ભાષા શીખતી હતી તેનુ પરિણામ એ નિપજયુ કે પેહલા સખ્યા ૮૦ થી વધીને ૧૩૦ની થાઇ અને એ ઉપરથી માલમ પડયુ કે સ્ત્રી

કેટલાંક વર્ષ થયાં ધાકા અને નાગપોરમા સ્ત્રી શીક્ષકો તૈયાર કરવા માટે નિશાળોછે અને સ્ત્રીઓને ત્યાં શીખ્વવવામાં આવેછે, પણ કોઇનાથી ધ્યાનમા આવશે કે ફકત વધે પુગેલી સ્ત્રીઓને એક બે વરસ કાચી કેળવણી આપ્યાથી તેઓ શીક્ષકને લાયક થાય નહી..

જોકે મેં જે રીત પકડીછે તે સાચી લાગેછે તોએ તે જહાજી ફેલાવો પામતી નથી. એકવારગી આપણી પાસે સ્ત્રી શીક્ષકો ઘણી તૈયાર થયલી હોય અથવા પુષ્કલ નાણુંબી હોય તોયે એક મહા અડચણ નડેછે. તે લેડી સુપરીંટેંડંટને રેહવાના ઘરનીછે, કોઈબી લાયક મકાન મલી આવતું નથી. તેણીને આબરૂ ભરેલી રીતે કોઈ સાથ રાખ્વવાનું બને હેવું નથી. મુંબઇમા પણ એજ અડચણછે, આવા મોટા શેહરમા કોઈ જાણશે કે ઇગ્રેજ સ્ત્રીને રેહવાનું સેહજ મળી શકે પણ તેમ નથી. મને પોતાને હાટલમા રેહવું પડયું હતું, માટે એ કામતો સરકારથીજ થાય. નાણાની તંગીની હું ધાસ્તી રાખતી નથી, હાલતો જે ઇંગ્રેજ બાનુઓ વિલાયતથી હિંદુસ્તાન જાયછે તેઓ પાદ્રીઓ સાથ અથવા બીજા ગૃહસ્થોના આસરામા જાયછે કારણ કે ત્યાં એખલી સ્ત્રી હોય એ પસંદ કરવા જોગ નથી. હું જ્યારે બીજી વેલા ગઇ ત્યારે મારી સાથે નિશાળનો ઘણો કિમતી સામાણ હતો. સ્થાવર જંગમવિદ્યાનનો શોખ ઉભો કરવાની મતલબથી હું નાહાનું જેવું માહારું સંગ્રહસ્થાન લઇ ગઇ હતી. દેશીઓનું મન ઘણું તિક્ષણછે અને મારી ખાત્રીછે કે બરાબર રીતે તેને કેળવણી મળેતો તે ઘણું ખીલે. આ સગળો સામાણ રાખ્વવો ક્યાં તેની મને મોટી પંચાત પડી હતી. હું તે લઈ ગઈ તે એક નિશાળ હું સ્થાપનાર હતી તે માટે હતી પણ માહારી તબિયત સારી ન રેહવાથી તે બની શક્યું નહી. માહારો વિચાર કાંઈ પાછું લઇ જવાનો ન હતો પણ જ્યાં ઉપેગી થાઈ પડે ત્યાં આપવાનો હતો. મેં માહારા દેશી મીત્રોને ભલામણ કરી કે તેઓએ છોડીઓની એક નાહાની નિશાલ સ્થાપવી જ્યાં આ સગળું મુકવામા આવે. એ માટે મોટા ચોક વાળા એક બંગલાની જરૂર હતી જ્યાં બાલકો રમી શકે અને કોઇ ત્યાં રેહનાર હોય નહી. આવું મકાન મળવું મુશ્કેલ પડતે. પણ મી૰ મોરારજી ગોકલદાસ નામના એક દ્રવ્યવાન વ્યપારીએ પોતાના મકાનની આગલ એક સુંદર બંગલો બાંધ્યો હતો તેની આસપાસ ખુશનુમા વાડી હતી, તેણે મુફત એક વર્ષ આ બંગલો આપવા જણાવ્યું, તેને આ વાત પસંદ પડી હતી અને પોતાની બે નાહાની છોકરીઓનેબી આ નિશાળે મુકી હતી. આ ઉપરથી તે ઘરને સંભાલથી અને સ્વચ્છ રીતે મેં ઉભું કર્યું. એક ગૃહસ્થ મી૰ કશનારાવ પાંડુરંગ સેક્રેટરી અને ખજાનચી હતા તેના સ્વાધીનમા હું નિશાળ સોંપી આવીછું. આ સ્કુલ જોવાને જે કોઈ આવતું તેઓ સંતોષ પામતા હતા. માહારી ઘણી ઇચ્છાછે કે સરકાર આ સ્ત્રી નિશાળોને

મરદોની નિશાળોના જેટલીજ મદદ આપે અને માહારી ખાત્રીછે કે ઇંગ્રેજ ગૃહસ્થો અને બાઇઓએ એ કામમા મદદ આપશે.

સભાપતી બોલ્યા કે, મીસ કારપેન્ટરે જે માન આપણને આજે આપ્યુંછે તે માટે તેઓનો ઉપકાર માનુછુ, ત્યારે મને ખબરછે કે તેમા સઘળા ગૃહસ્થો સામેલ થશે. બાબુ કેશબચંદર સેનની આ સભામા ઓળખ કરાવતાં મને બહુ ખુશી ઉપજેછે. એ ગૃહસ્થે નાત જાતની ઘણી મજબુત દોરી તોડીછે અને તે આ દેશમા ફક્ત મીત્રાચારીને અર્થે આવ્યોછે અને મનુષ્ય જાતને બાંધનારા નહી પણ તોડનારા નાત જાતના ભેદને કેમ દુર કરવો તે જાતે શીખવા માટે તજવીજ કરેછે.

બાબુ કેશબચંદર સેન બોલ્યા કે જેમ મેં હિંદુસ્તાનમા ઘણીકવાર કીધુંછે તેમ સ્ત્રી કેળવણી માટે મીસ કારપેન્ટરની હીતસોઇની સાક્ષી હું અત્રે આપવા હાજર હોવાથી ખુશીછુ. જે ઉદારતા અને બહુ કરવાની નેમથી તેણીએ પોતાનુ કામ બજાવ્યુંછે અને જે મોટા દીલથી તેણીએ પોતાની જીંદગી અને આરોગ્યતાને ભયમા નાખ્યાછે તથા ઘણાક દુખો અને અડચણો ખમીછે તે માટે હિંદુસ્તાનની આખી વસ્તી તેણીની હમેશની આભારીછે એટલુંજ નહી પણ ઇંગલાંડમા જેઓ ઉપયોગી કામો કરેછે તેઓના આભાર અને માનને યોગ્ય થઇછે. પેહલ વેહલી જે જાહેર છોડીઓની નિશાળ લાર્ડ ડલહાઉસીના વખતમા કલકત્તા મધે મી૦ બીટ્યુને સ્થાપી ત્યારે આખા દેશમા અસંતોષી પેદા થઇ હતી અને ઘણાકો સામા થયા હતા. પણ ઘણાક પ્રાચીન વિચારવાળા લોકોના સામા થવા છતા સુધારાના મોજાઓ આગળ ધસવા લાગ્યાછે, તે મોટા ધડાકાના શેહેરોમાજ નહી પણ નાહાના શેહેરો અને ગામડાઓમા એક પછી એક નિશાળ ઉભી થવા લાગી અને થોડા વર્ષમા તો કુડીબંધ નહી પણ સેંકડો છોડીઓ દેશી ભાષાનુ જ્ઞાન લેવાને નિશાળોમા આવવા લાગી. સ્ત્રી કેળવણીનુ શુભ કામ હાથ પાડતા ઘણીક અડચણો ખમવી પડી હતી અને ઘણીક ખામીઓ સુધારવી પડી હતી. એક દેશમા કે જ્યા છોડીઓ એટલી ઉમરે મા થાયછે કે યુરોપના દેશમા તે ઉમરે પરણવાનોજ સમય ગણાતો નથી અને જ્યારે તેઓ સમાઈ અપાય થાયછે ત્યારે તો તેઓનો પરણવાનો ખરેખરો સમય ગણાવો જોઇએ, ત્યારે તેવા દેશમા કોઇબી છોડી બે ત્રણ વર્ષથી વધારે કોઇબી જાહેર નિશાળમા આવી શકતી નથી અને ખરૂં જોતા તો તે ઉમરે તેણીની કેળવણી શરૂ થવી જોઇએ. આ નાહાનપણથી લગ્નની ચાલ ઘણી દુખદાયકછે. તે શરીર સંબંધીજ નહી પણ મન સંબંધી, કારણ કે જ્યારે છોડીઓ રમવા સરખી રીતે પોતાના બચ્ચાઓને ઉધારવાની વાત મહા ગંભીર દેખાવે કરેછે ત્યારે તેઓની કેળવણી અટકેલી હોયછે. બીજી મોટી ખુટ સ્ત્રી શીક્ષકોની હતી, તે જેવી સા

ગવા માંડી કે તેટલાં મીસ કારપેનટર હિંદુસ્તાનમા આવી. જેઓ હિંદુસ્તાનમા સ્ત્રી કેળવણીને માટે કોશેસ કરતા હતા તેઓને તેણીના આવ્યાથી મોટો હરખ ઉપજ્યો. તેણીએ આ સઘળી ત્રુટ પોતાની નજરે જોઇ અને જોઇ લીધું કે અનુભવ વાળી સ્ત્રી શીક્ષકો વગર સ્ત્રી કેળવણીનું કામ આગલ વધનાર નથી. એટલા માટે તેણીએ એ બાબદ કલકતા, મુંબઇ અને મધરાજના જાણીતા દેશી ગૃહસ્થોની હજુર ધરી. અલબતાં ઘણાકો તેની ખરી ખુબી સમજ્યા નહી, પણ કેટલાકોએ હિમ્મતથી બાહાર પડી પોતાથી બનતી મદદ આપવાને હામ બીડી. ત્યારપછી આ બાબદ સરકારની હજુર રજુ કરવાને તેણીને ફરજ પડી. મારાં બાયગે સરકારનેબી એ સુબ કામ પાર પડવાની આશા ન હતી. એમ નહી કે દેશી સ્ત્રીઓને કેળવવાને તેઓ નાખુશી હતા પણ તેઓના મતની વચે પડવાની તથા લોકોના દીલ દુખવવાની તેઓ બાહીક રાખતા હતા. પણ જ્યારે સેક્રેટરી આવ સ્ટેટે એ બાબે હોકમ મોકલ્યો ત્યારે તેઓએ ઉલટથી કામ કરવા માંડિયું. ત્યારેજ દરેક જલ્લાકામાં નારમલ સ્કુલો સ્થાપવાને સરકારે સારી રકમો આપી. બંગાલમા હાવી નારમલ સ્કુલો સ્થાપવાને કાંઇબી કરવામા આવ્યું ન હતું. મીસ કારપેનટરના કેહવા પ્રમાણે સ્ત્રી કેળવણીમાં બંગાલ કરતાં મુંબઇએ ઘણા પગલાં ભર્યાં હતાં, અને માહારા અનુભવ પ્રમાણે મુંબઇમા વધારે છોડીઓ કેળવણી લેતી હતી. જોકે મુંબઇ જેટલું બંગાલ આગલ વધેલું ન હતું તોએ કેળવણીના ઉંડાણમો તો તેટલુંજ ઉતરેલું હતું. ઘણીક બંગાલી સ્ત્રીઓએ કેટલાંક કિમતી પુસ્તકો છાહાડવાં હતાં, તેમા કેટલાક નાટકો, વારતાઓ અને કુદરતના કામો ઉપર કવેતો લખ્યાં હતાં. એક ચોકસ મુદતે પત્ર નીકલતું હતું તેમાંબી બંગાલી સ્ત્રીઓ ઘણા સારાં લખાણો ઘણાખરાં કવેતોમાં મોકલતી હતી. સરકારે નાણાની મદદ આપવા કહી એટલે એ વાત ઉચકી લઇ સરનજામ પોહોચાડવાનું કામ દેશી ગૃહસ્થોનું હતું. હવે હું આશા રાખુછું કે અત્રે હાજર થયલી ઇંગ્રેજી બાનુઓ મીસ કારપેનટરના શબ્દોનું તોલ કરી પોતે તેણીનો દાખલો પકડશે. હું મી૦ દાદાભાઇ નવરોજજીને તદન એકમતતો થાઉંછું કે હાલ તરત કોઈ જાણવા જોગ પરિણામની આશા રાખવી નહી પણ સપાટીની નિચે થતા ફેરફારો જોવા.

આ પછી મી૦ રીટઝ ઉવિલ્સને ખુરસી લીધી. મી૦ ટેલર બોલ્યા કે— હાલ વિલાયતમા સ્ત્રીઓના હક બાબે ઘણું બોલાયછે પણ જ્યારે આપણે હિંદુસ્તાન તરફ નજર ફેરવ્યે છિએ ત્યારે આપણને લાગેછે કે ત્યાં સ્ત્રીઓના હક જેવું કાંઈ છેજ નહી. કારણ કે જો સ્ત્રીઓનો કાંઇ હક હોયતો તે પેહલો કેળવણીનોછે. પુરૂષ વધારે ઉંચી બનાવતછે (જોકે એમ કેહવું લગાર સ્ત્રીઓ તરફ માનપુર્વક નથી) પણ જેમ તે ઉંચોછે તેમ તેના ઉપર જોખમબી વધારેછે.

જો એ ધર્મ તે ભુલી જાયતો તે પોતાની ઉંચાઇ ઉપરથી નિચો પડી સ્ત્રીઓ કરતાંભી હલકો થાયછે, અને જો પુરૂષને મનશક્તીની, બદનની, અથવા બીજી ચહડતી આપી હોયતો તે સ્ત્રીઓને હલકી ગણવા નહી પણ તેઓને સુધારવા અને બચાવ કરવા માટેછે. આ વાતો ધ્યાનમાં લઇને પણ ધર્મ સંબંધી મીસ કારપેનટરના કેટલાક વિચારોથી જુદો પડીને હું મીસ કારપેનટરનો તેણીના હેવાલ માટે ઉપકાર માનુછું. સ્ત્રી કેળવણીને હિંદુસ્તાનમા જે અડચણો નડેછે તે દેશીઓએ પોતેજ ઉભી કરીછે. દાખલા તરીકે બાબુ કેશબચંદરના કેહવા પ્રમાણે બાલ લગણ એ એક અડચણછે. જયારે દેશી પુરૂષોની કેળવણીની બાબદ હિંદુસ્તાનમા જોશથી ચરચાવામા આવિછે ત્યારે સ્ત્રી કેળવણી પોતાની બાળ્યાવસ્થામાછે અને મને આશાછે કે મીસ કારપેનટરનો દાખલો પકડી ઘણીક બાઇઓ પોતાનો ઇંગલાંડનો એશ આરામ છોડી પોતાની હિંદુસ્તાન માહેની બેહનપણીઓના સુધારા કાજે સઘળી અડચણ ખમી તે દેશ જશે. સેવટે હું સુચના કરૂછું કે મીસ કારપેનટરે આ સુભ બાબદમા જે ઉલટ તથા પરોપકાર દેખાડયોછે તે માટે ઇસ્ટ ઇંડયા આસોસીએશને તેણીનો ઉપકાર માનવો અને પોતાથી બને એટલી તેણીને તેણીએ ઉઠાવેલા માહાભારત કામમાં મદદ કરવી.

મી૦ ડેવીસ, મી૦ સાનડરસ અને બીજા ગૃહસ્થોએ પોતાના વિચારો જણાવ્યા બાદ સભાપતીનો ઉપકાર માની સભા વિસર્જન થાઈ.

---

## સોસાયટી આવ આર્ટસમા મળેલી સભા,
## બરેસપતવાર તા૦ ૩૦ મી જુન ૧૮૭૦.

સર બાર્ટલ ફ્રીયર, જી. સી. એસ. આઈ. કે. સી. બી.—અધ્યક્ષ.

### નિચે લખેલો નિબંધ મી૦ ડબલ્યુ. એસ. ફીટઝવિલ્યમ એઓએ વાંચ્યો હતો.

### વિષય—અમેરીકા અને બીજાં રૂની ઉત્પતી કરનારા દેશો સાથ સરખાવતાં હિંદુસ્તાનની હાલની અને હવે પછીની રૂની ઉત્પતી.

---

સર બાર્ટલ ફ્રીયર અને ગૃહસ્થો—આજે જે બાબદ વિષે હું બોલવા માગુછું તેમા મારી બે મતલબછે. એકતો માહારા હિંદુસ્તાનના ભાઈબંધોના લાભ વધારવાની અને બીજું માહારા સ્વદેશીઓ જેઓ આ મહા ઉપયોગી વસ્તુ જે રૂછે તેના વેપારમા પડયાછે તેઓના લાભ વધારવાનીછે. જો મારા અનુભવ ઉપરથી હું વધારે છુટથી બોલું અને વધારે કઠણ વિચારો આપું તો તેની મને માફી આપવી. કારણ કે રૂની બાબદમા મારો અનુભવ ૪૦ વર્ષનોછે અને ઘણાક વર્ષો સુધી યુનાઇટેડ સ્ટેટસ અને યુરોપ સાથ રૂના વેપારમા હું સામિલ હતો. એટલી મુદતમા મેં બ્રાઝીલના ઘણાક રૂના ખેતરો દરકી, મીસર તથા અમેરીકાના યુનાઇટેડ સ્ટેટશના અને છેલાં પુર્વમા ચીન તથા હિંદુસ્તાનના રૂના ખેતરો નજરે જોયાછે.

આટલું જણાવ્યા પછી હવે હિંદુસ્તાનમા રૂની ઉત્પતી વિષે હું થોડાક આંકડાઓ અને વિગતો રૂનો વેપાર દેખાડવાને અને બીજાં દેશો સાથ સરખાવતાં, હવે પછી તે કેમ ચાલશે તે દેખાડવાને આપીશ અને માહારી ખાત્રીછે કે સઘળાઓ મને અનુમળતા થશે કે રાજદુવારી રીતે જોઈએ કે સંસારી રીતે જોઈએ તોપે જેઓ આ બે દેશના લાભ તરફ જોયછે તેઓએ એ બાબદ ઘણી અગત્યનીછે એમ એકદમ કબુલ કરવું જોઈએ.

પેહલાં આપણા દેશની શી હાલતછે તે ઉપર નજર ફેરવ્યે. રૂની બાબદે આસતે આસતે ત્યાંની લોક સભામા પગપેસારો કર્યોછે અને એ વાત છેક આપણી રાજકરતી સભામાં પણ આવીછે. રાજદુવારી રીતે જોવા કરતાં વ્યપારની અને સંસારી રીતે લેતાં આ પેદાએશની અગત્ય વધારેછે. રૂની આએઆત થવાથી અને તેનો માલ બનીને નિકાસ થવાથી આ દેશની દોલતમા ક્રોડો રૂપીઆનો વધારો થયોછે, દેશની આબાદી વધીછે અને મજુર અને હલકા લોકોને સારે પગારે કામ કરવાનું મલ્યુછે. આ ઉપજાનો

દુખદાયક પુરાવો,જેવો હોયતો થોડાંક વર્ષ અગાઉ લાનકાશાયરના કારખાનાઓ રૂના મોટા ભાવને લીધે બંધ પડવાથી ત્યાં ચાલેલા ભુખમરાથી મુળી આવશે. ટુકમાં હેવું સાબીત થયુંછે કે લખ્ખો પ્રમાણીક અને ગરીબ લોકો માટે આ વસ્તુની અગત્યછે અને તે ન હોયતોં ભુખમરો અથવા દુકાળ સમજવો.

હિંદુસ્તાનથી માલ આવેછે તેની બાબદમા તો એટલુંજ કેહવાનુંછે કે ત્યાં પેદાએશ વધારવા માટે ત્યાં ખેતીવાડીના સાધનો વધારવાં જોઇએ અને હાલના જમાનાના સુધરેલાં ખેતીવાડીના ઓજારો દાખલ કરાવી કામ ચલાવવું જોઇએ. વધારે નેહરો, રસતાઓ અને સડકો બંધાવી જોઇએ કે જેથી પાણી પોહોચતું થાઈ શકે અને વેગળે પડેલાં દેશો એકએક સાથ ઝડપથી વ્યવહાર ચલાવી શકે જેથી તેઓની રાજદ્વારી અને વ્યપારી હાલતમાં સુધારો થાય. આ વિષે હજુ વધારે બોલાઈ શકાય પણ આટલાં ટુકે બોલવાથી જણાઈ આવશે કે હિંદુસ્તાનને વધારવા માટે ત્યાંની રૂની ઉત્પતીને વધારવી જોઇએ. વળી એ પણ દેખીતુંછે કે હિંદુસ્તાનના રૂના ખેતી કરનારાઓને આપણે જેટલું ઉતેજન આપીશું તેટલું આપણી ઇચ્છા પ્રમાણે હિંદુસ્તાન તથા આપણા વચ્ચે સંબંધ વધતો જશે. કારણ કે આપણાથી જેટલો નફો તેઓ પામશે તે પ્રમાણે આખી પૃથ્વિના લોકની માફક આપણી મીત્રાચારીનું તેઓ તોલ કરશે. માટે તે દેશનો અખુટ ખજાનો સુધારવાને આપણે મદદ કરવે કે જેથી જાહેરનામાઓ અને કરારો અથવા બીજા રાજદ્વારી ઉપાયો કરતાં તેઓ આપણા ઉપર વધારે વફાદાર રેહશે.' હિંદુસ્તાનના ભવિષ્યના રૂના વ્યપારની શું હાલતછે તે ચોકસ દેખાડવાને હાલના રૂ પેદા કરનારાં બીજાં દેશો તરફ ધ્યાન પુગાડયે અને જોઇએ કે તેઓની હાલત શુંછે અને મુખ્ય કરી અમેરીકાની હાલત કેવીછે ? આ દેશોની હવે પછી કેવી સ્થીતીછે અને શા આધાર ઉપર આપણે આપણી ગણત્રી કરવી જોઇએ ! છેલ્લું હિંદુસ્તાનની ખરેખરી સક્તી અને ફાયદો કેટલોછે અને શું તેથી હિંદુસ્તાન આગલ વધી આખી પૃથ્વિનો રૂનો વ્યપાર મોટે દરજ્જે કબજ કરી શકશે ? વળી સુએઝની નેહર ઉઘડવાથી હિંદુસ્તાનના વેપારમા થતા ફેરફાર વિષે મારે બોલવુંછે. યાને રૂ વેચાતો લેવા માટે આખું યુરોપ હિંદુસ્તાનનું ઘરાક થાય હેવું લાગેછે. અમેરીકાની લડાઇ પછી અને અગાઉ ત્યાંના રૂના વ્યપારનો હું ટુક હેવાલ આપુછું અને આંકડાઓ વગરેથી દેખાડુછું કે તે દેશમાથી જેટલો માલ આવેછે તેથી વધારે આવવાની કાંઈ વકી નથી.

લડાઈની અગાઉ પૃથ્વિમા ખપતા રૂનો $\frac{4}{5}$ ભાગ અમેરીકાથી આવતો હતો. જે રીતે તે આવતો હતો તે રીતે કોઈનુંબી ધ્યાન તે વિષે પુછપરછ કરવા ઉપર લાગુ ન હતું અને બીજે ઠેકાણે મેલવવા માટે કોઈએ મેહનત કરી ન હતી. હિંદુસ્તાનમા, મીસરમા, ટરકી, વેસ્ટ ઇંડીઝ અને દક્ષીણ અમેરીકામાં

રૂની ઉપજ વધારવાને કાંઈક મેહનત લીધામા આવી હતી. પણ કાંઈ જાહાજો વધારો થયો નહી. મીસર અને બ્રાઝીલથી રૂ વધતો આવવા લાગયો પણ હિંદુસ્તાન, સીરીઆ, ટરકી અને બીજાં પુર્વના દેશો તરફથી રૂની આવક એકદમ બંધ થાઈ ગઈ. ટુંકમા જેંવારે યુનાઈટેડ સ્ટેટ્સમા "સીસેશન"ની લડાઈ સરૂ થાઈ ત્યારે રૂ માટે આખું યુરોપ તે દેશ ઉપર આધાર રાખતું હતું. ગુલામો પાસે મજુરી કરાવ્યાથી અને આટલાનટીક મહાસાગરમાંથી જે આતી સોધિ નોકો રૂ આવતો હતો તેથી તે એટલાતો સસતો પડતો હતો કે બીજા કોઈથી ટકાઈ શકાતું ન હતું અને આખાં યુરોપમાં અમેરીકન રૂતો "સરદાર" થાઈ બેઠો હતો. પણ એ વ્યપારમા લડાઈથી જે ફેરફાર થયો તે અમેરીકાથી આવતા અને હિંદુસ્તાનથી આવતા માલના આંકડાઓ ઉપ- રથી સુમજ પડશે. આ આએઆત ૧૮૬૦ થી ૧૮૬૫ સુધીની સમજવી અને દર ગાંસડીએ ૪૦૦ રતલ જાણવા.

| | અમેરીકા. | હિંદુસ્તાન. |
|---|---|---|
| ૧૮૬૦ .. .. .. | ૨૮૩૮૦૦૦ | ૪૨૨૦૦૦ |
| ૧૮૬૧ . .. .. | ૨૦૨૬૦૦૦ | ૭૪૦૦૦૦ |
| ૧૮૬૨ .. .. .. | ૮૦૦૦૦ | ૮૦૫૭૦૦ |
| ૧૮૬૩ . .. .. | ૧૪૫૦૦૦ | ૧૦૪૩૦૦૦ |
| ૧૮૬૪ .. .. .. | ૨૧૭૦૦૦ | ૧૩૪૯૦૦૦ |
| ૧૮૬૫ .. .. .. | ૪૮૮૦૦૦ | ૧૦૫૬૦૦૦ |

આ ઉપરથી માલમ પડશે કે ૧૮૬૦ મા અમેરીકા જે સેહેંકડે ૮૨.૪૨ ટકા રૂ પુરો પાડતો હતો તે ૧૮૬૨ મા ઘટીને ૭.૦૩ ટકા થાઈ ગયો અને હિંદુસ્તાન ૧૨.૨૫ ટકા પરથી ૭૧ ટકા ઉપર આવ્યું. યાને, હિંદુસ્તાનનો રૂ 'સરદાર' થાઈ બેઠો. ૧૮૬૫ મા હવે પછી અમેરીકાથી રૂ શી રીતે આવશે તે બાબે તકરાર કરતાં કલકતાના એક પત્રમાં મેં જણાવ્યું હતું કે અમેરીકા હવે કેટલાંક કારણોને લીધે પોતાની આગલી હાલત ઉપર આવનાર નથી, તેમાનું એક કારણ એકે અમેરીકાની સરકારે ગુલામગીરી કાહાડી નાખવાથી હવે તે- ઓની મેહનતથી સસ્તો પાક નીવડએ શક ભરેલું હતું. જેઓબી સીદીની જાતને ઓળખેછે, તેઓને માલમ હશે કે એ લોક પછી આફ્રીકન હોય કે ગમે તે હોએ તેઓ પોતાની ગરજ ઉપ્રાંત પૈસાને માટે કામ કરનાર નથી, અને જેટલું તેઓ જબરીથી કરતાં હોય તે કરતાં તો ઘણું ઓછું કરવાના. એ બાબદની આપણને આપણી પશ્ચીમના સંસ્થાનોની માહીતીછે અને અમે- રીકન હબશી બ્રિટીષ રાજ તળે ઉછરેલા હબશી કરતાં કોઈબી રીતે ચહડતો નથી. ઉલટું અમેરીકાથી ઘોડાક જમૈકા અને ત્રીનીદાદ ગયાછે તેઓએ જુદું પુરવાર કરયુ છે. વળી ગોરાં આદમીઓ રૂના કામ ઉપર લાગુ પાડી

શકાતા નથી રૂ પેદા કરનારા અમેરીકાના સસ્થાનોની આબોહવાથી યુરોપનોથી અને ઉતર અમેરીકનોથી તો ત્યા જવાઈ શકાતુજ નથી, માટે કોઈબી રીતે લડાઈની અગાઉ જેટલો રૂ અમેરીકાથી આવતો હતો તેટલો હવે આવનાર નથી, અને હવે જેટલાબી રૂની નીકાસ થશે તે ઉગાડવા માટે કાળાને કે ગોરાને મોટુ દામ આપવુ પડવાનુ અને તેથી તે યુરોપના બજારમા પોસાવાનો નથી

હુ ધારૂછુ કે હવે પછી અમેરીકાના રૂના સબધમા ત્યાની મજુરી એક મોટો સવાલ થાઈ પડશે એટલા માટે ૧૮૬૫ મા મે એક બીજી નોધ કરી હતી તે ટાકી લઉછુ અને તે માહારા હાલના વીચારને મનતી આવેછે તેમા લખેછે કે —

"કોઈ સાથે કબુલાત કીધીતો તે કેટલી પવીત્રછે તેનો એકુ સીવીને ખ્યાલ નથી અને પોતાથી બનશેતો પોતાનો કૉલ તોડવાનો તેની પાસે જબરીથી તેનો બોલ પલાવવાને પાક કરનાર શખ્સ પાસે થોડાજ ઉપાયછે આલસાઈને માટે અથવા બેદરકારીને માટે તેને કાહાડીતો મુકાય નહી કારણ કે બજારમા બીજા મજુરો મળે નહી અથવા મળેતો સીદીના જેટલા સમતા પડે નહી વળી સીદી મજુરોનો ઓછામા ઓછે પા ભાગ દક્ષીણમા રો કાઈ ગયોછે કાળી વસ્તીમા મરણ ઘણા થાયછે અને ઘણાક ચાનાકોને લશ કરમા નાખ્યાછે અથવા સામેન થયાછે અને તેમાથી જેઓ બચ્યાછે તેઓ મોટા શેહરોમા નીકળી ગયાછે જ્યા બેતરમા કામ કરવા કરતા વધારે સાર મનપસદ તેઓને કામ મલ્યુછે વળી થોડા ઘણા ઉત્તરમા ગયાછે અને આસતે આસતે ઘણી કમતી થવાની અથવા આખી જાત નાબુદ થવાની ધાસતી રાખવામા આવેછે." વળી ગોરા લોકો પાસે રૂનો પાક કરાવવા માટે તે ધારેછે કે દક્ષીણ સીવાય બીજે ઠેકાણે તે થાઈ શકે અને વખતે નહેી પણ કરે પણ તે આસતે આસતે અને ઘણા સુબ વખતમા થવુ જોઈયે, અને જોકે પોતાના રાજમાથી હાકી કાહાડવાને સરકાર પાસે ઉપાયછે, પોતાના દેશમા લાવવાના ઉપાય નથી આ સગળાના ટેકામા રાયો જેનરો આતેના બ્રિટીષ કાનસલ મી૦ ૬૨ કેહેછે કે ૧૮૫૧ મા જ્યારથી ગુલામી ધધો બધ કરવામા આવ્યો ત્યારથી તે આજસુવી બ્રાઝીલમા મજુરો દર વરસ ૭૦૦૦ ઘટતા ચાલ્યાછે ખાડનો પાક કમતી થાઈ ગયો તે ઉપરથી પણ એમજ માનમ પડેછે ૧૮૬૨—૬૩ મા સગળી પેદાએશ ૧૪૫૦૦૦ ટનની હતી ૧૮૬૮—૬૯ મા તે ઘટીને ૧૨૪૦૦૦ ટનની થાઈ ગઈ

૧૮૬૫ થી બ્રીટનમા આવતા અમેરીકન માલને તથા હિંદુસ્તાનથી આવતા માલને સરખાવી જોઈયે અગાઉની માફક ૪૦૦ રતલની ગાસડી સમજ્વી

| | અમેરીકા. | હિંદુસ્થાન. |
|---|---|---|
| ૧૮૬૬ .. .. .. | ૧૨૮૨૦૦૦ | ૧૧૧૬૦૦૦ |
| ૧૮૬૭ .. .. .. | ૧૩૬૧૦૦૦ | ૧૩૫૦૦૦૦ |
| ૧૮૬૮ .. .. .. | ૧૩૫૦૦૦૦ | ૧૩૭૦૦૦૦ |

અમેરીકામા ઉપજ ગુલામોની મજુરી ઉપર કેટલો આધાર રાખેછે તે નીચેના આંકડાઓ ઉપરથી માલમ પડશે. યુનાઇટેડ સ્ટેટમા નીચે પ્રમાણે પાક થયો હતો.

| | ગાંસડી. |
|---|---|
| ૧૮૫૯ થી ૧૮૬૦ સુધી .. .. | ૪૬૬૯૭૭૦ |
| ૧૮૬૦ થી ૧૮૬૧ સુધી .. .. | ૩૬૫૬૦૮૬ |
| ૧૮૬૧ થી ૧૮૬૨ સુધી .. .. | ૪૮૦૦૦૦૦ |
| ૧૮૬૨ થી ૧૮૬૩ સુધી .. .. | ૧૫૦૦૦૦૦ |
| ૧૮૬૩ થી ૧૮૬૪ સુધી .. .. | ૫૦૦૦૦૦ |
| ૧૮૬૪ થી ૧૮૬૫ સુધી .. .. | ૩૦૦૦૦૦ |
| ૧૮૬૫ થી ૧૮૬૬ સુધી .. .. | ૨૧૫૪૪૭૬ |
| ૧૮૬૬ થી ૧૮૬૭ સુધી .. .. | ૧૯૫૧૯૯૮ |

| | |
|---|---|
| ૧૮૬૭ થી ૧૮૬૮<br>૧૮૬૮ થી ૧૮૬૯<br>૧૮૬૯ થી ૧૮૭૦ | પાક વધીને ૨૧૦૦૦૦૦ ગાંસડીઓ ઉપરથી ૨૩૦૦૦૦૦ અથવા ૨૪૦૦૦૦૦ ગાંસડીઓ ઉપર આવ્યોછે પણ અમેરીકન વેપારીઓની ગણત્રી પ્રમાણે ૨૫૦૦૦૦૦ ગાંસડી સુધી આવ્યો નથી. |

અમેરીકાની લડાઈ પછી ત્યાં બનેલા ફેરફારો અને રાજદ્વારી હાલત ધ્યાનમા લેતાં હવે પછીના તેના રૂના પાકનો હીસાબ આધારણ ગણત્રી ઉપર રહેલોછે. એ બાબદ ઉપર કેસેલાએ ઘણા વાજબી વીચાર આપ્યાછે તે વાંચવાની દરેક વેપારીને ભલામણ કરશું. તેણે કરેલી ગણત્રીઓ પછવાડેથી લગભગ ખરી પડીછે. જ્યાંસુધી આપણે ફેરવાયલી હાલતોને ધ્યાનમા આણશું નહી અને તે ફેરફારથી ભવીષ્ય ઉપર થતી અસરને ગણત્રીમાં લઈશું નહી યાને જ્યાંસુધી આપણી નજર આગલ બનેલી તવારીખને સ્વીકારશું નહી ત્યાં સુધી આપણા હીસાબોમા ભુલ પડવાની. પેહલ વેહલાં તો આ સાચી વાતોનેજ આપણા ટેકા તરીકે લઈએ. પેહલું ગુલામગીરીની મજુરી હવે મલનાર નથી. ગોરા મજુરોની અછતછે અને તેઓ થોડા મળેછે. કારણ કે પશ્ચીમ તરફની આબોહવા યુરોપ્યનોને વધારે માફક આવવાથી તેઓ તે તરફ ઘસડાઈ જાયછે. ખરી વાતછે કે ખેતીવાડીની સુધરેલી રીતિઓ, ખાતરનો વધારે ઉપયોગ અને હાથના બળને બદલે સાંચાકામ ઘણેક ઠેકાણે લગાડવામા આ-

વ્યુંછે, અને તેથી કરી દર એકરે પાકના પ્રમાણમા લગાર વધારો થયોછે અને પુર્વ તરફથી ચીનાઓ અને બીજા મજુરોને લાવવાની મેહનત થાયછે તે જોકે ફતેહમંદ થાઈ નથી તોપે આજસુધી વપરાતી આવેની મજુરી કરતા તે મજુરીબી સોંઘી પડેછે. આ સગળી બાબદોનેબી પડતી નાખ્યે અને અમેરીકામા પાક વધવાની વાતનેબી કબુલ રાખ્યે તોપે આપણે ભુલી જવું ન જોઇએ કે ત્યાંના સગળા કારખાનાઓ ત્યાંની ઉત્પતીનો ત્રીજો ભાગ ઉપયોગમા આણેછે. મુખ્ય કરી આ વાત ન્યુ ઇંગલાંડના સંસ્થાનની ફાક્ટરીઓને લાગુ પડેછે જે આ સદીથી ચાલુ થાયછે; પણ હમણા આપણને ખબર મળીછે કે ત્યાના ઉત્તર તરફના વ્યપારીઓ રૂ પેદા કરનારા ત્યાંના પ્રાંતોમા કારખાનાઓ લાગુ કરવાની તજવીજમાછે. કેટલાક કારખાનાઓ વરજીનીઆ અને કેરોલાઇનાસમા ફતેહમંદીથી ચાલુ થયાછે. વળી બીજુ એકે થોડુક ઉપર બાહાર જતા રૂ ઉપર જગાત નાખવાની તજવીજ થાઇ હતી અને તે પાર પડે હેવી હતી. તેની મતલબ એજ કે દેશમા ઉગેલો રૂ બાહાર જવા કરતા ત્યાજ કામમા આવે. આ સગળી બીનાઓ હુ જાહેર કરૂછુ તેની મતલબ એજ કે એકબારગી વધતો પાકબી કબુલ કરયે, તોપે આપણને માનવાને કારણછે કે એટલા વધારાથી અમેરીકાની પોતાની ગરજ પુરી પડનાર નથી અને થોડો ઘણો બાહાર મોકલવા માટે ફાજલ પડશે તે ઘણો સુજવી રેહશે. હુ ધારૂછુ કે આ સગળુ દેખાડી આપશે કે પૃથ્વિમા રૂ પુરો પાડવા માટે અમેરીકા જે એક વેળા મુખ્ય દેશ ગણાતુ હતુ તે હાલતપર તે કદી પાછુ આવનાર નથી.

## હિંદુસ્તાન.

અમેરીકાની લડાઇથી હિદુસ્તાનના રૂના વ્યપારુ ઉપર શુ અસર થાઈ તે આપણે તપાશ્યે. પેહલુ તો જમીનના વિસ્તારની બાબદમા અને બીજુતો પાકની બાબદમા. એ બાબે મી૦ રીવેટ કારનાકે આપેલો લાંબો અને સંપુર્ણ હેવાલ ઘણી સારી સમજણ આપેછે. તે ઉપરથી આપણને માલમ પડેછે કે ૧૮૬૧—૬૨ મા નાગપોર, જબનપોર, નરબદા અને મધ્ય પ્રાંતોના ચાર ઉત્તરના ભાગોમા સરાસરી જમીન ૩૭૫૬૨૩ એડાતી હતી પણ ૧૮૬૮—૬૯ મા તે વધીને ૭૫૦૮૭૫ એકર થાઈ અને એ તથા બીરારમા એડાતી જગા મળીને ૨૦ લાખ એકર જમીન એડવામા આવેછે. હવે સવાલ એ ઉઠેછે કે એમા વધારો થવાની કાંઈ પણ આશાછે? મી૦ કારનાકના વિચાર પ્રમાણે હવે બીરારસમા જાહાજુ વધે હેવું નથી. જોકે જમીનના વિસ્તારમા વધે નહી તોપે સારા બી વાપરીઆથી અને સુધરેલા ઓજારો કામમા આણ્યાથી ઘણો ફેર પડી શકે.

મધ્ય પ્રાંતોમા બંડણી રાજયો સાથે ગણતા સગળી મળી સરાસરી એડણી

૧૯૫૩૬૯૧૬ એકરની થાયછે અને નહી ખેડાતી પણ કામમા આવી શકે હેવી ૧૯૯૭૫૪૫૨ એકરછે તથા જંગલ અને બાતન જગા ૧૮૯૩૮૮૬૬ એકરછે.

ત્યારે હિંદુસ્તાનમા રૂનો પાક વધારવાનુ માહાભારત મથક હઈઆછે. હિંદુસ્તાનનો છુપો ખજાનો જે કેહવાયછે તે પડી રહેલી ખેડવા લાયક ૭ ક્રોડ એકર જમીનમાછે. જે મધ્ય પ્રાંત માહેની જગા કોઈ દાહાડેખી રૂના પાક સારૂ કામમા આવવાની.

મધ્ય પ્રાંતોમાથી ૧૮૬૧ મા ૩૬૨૫૦ ગાસડીઓ નીકળી હતી તે ૧૮૬૮—૬૯ મા વધી વધીને ૫૪૦૦૦ થાઈ. ૧૮૬૦ મા હિંદુસ્તાનથી સઘળો મળી ફક્ત ઇંગલાંડ ખાતે ૪૨૨૦૦૦ ગાસડી મોકલવામા આવ્યો હતો ત્યાર પછી ૧૮૬૮ મા ૧૩૭૦૦૦૦ ગાસડી થાઈ હતી અમેરીકા જે એક વેળા સઘળો રૂનો ૮૨॥ ટકા ભાગ પુરો પાડતુ હતુ તે ઘટીને મેહેકડે ૭ ટકા પુરૂ પાડવા લાગ્યુ અને હિંદુસ્તાન જે ૧૨॥ ટકા ભરતુ હતુ તે હાલ ખાસ્સા ૭૧ ટકા માલ ભરેછે. તે ઉપ્રાંત યુરોપના કારખાનાઓમા ખપતા રૂનો ૩૬ ટકા ભાગ હિંદુસ્તાન પુરો પાડેછે.

ત્રણેક ઇલાકાઓ મધ્યે મદ્રાસ માટે હેવુ માલમ પડેછે કે બનારી, મઇસોર, સાલેમ વગેરેમાથી દર વરસે ૨ થી ૬ડી લાખ સુધી ગાસડીઓ તઈઆર થાયછે. નીત્રામના સુનકમાથી વપ દાહાડે આસરે ૬૦૦૦૦ ગાસડી થાયછે અને ટીનેવલીની પડોસમા આસરે ૮૦૦૦૦ થતી હશે. આ ઉપરથી માલમ પડેછે કે આખા મદ્રાસ ઇલાકામા સાહાડા ત્રણ લાખ ગાસડીઓની પેદાશ થશે. એ ઉપરાત એ ઇલાકામા ઘણી જગા પડતછે જેને જો મોટા શેહેરો સાથ સંબંધમા લાવી ખેડવામા આવે અને નેહેરો વગેરેના બાધકામ થાયતો રૂનો પાક કરવાને શકિતવાન થાય

હવે બંગાલ તરફ જોતા આપણી ખાત્રી થાયછે કે હિંદુસ્તાનના અથવા પૃથ્વિના કોઈપણી દેશમા રૂ થાયછે તે જાતનો અને તેવીજ કીસમનો રૂ પેદા કરવાને બંગાલ ઇલાકાની જમીન લાયકછે. પણ સતાવાળાઓએ અથવા જે ઓને જમીનને ફળવંત કરવામા લાભછે તેઓએ આ ઉપર બાહાજુ ધ્યાન આપેલુ લાગતુ નથી ઘણુકરી માહારી મતલબ હલાણુ બંગાલ વિષે બોલવા નીછે માહારા એક શાહાસીક મીત્ર મી૦ સ્કિનરે સુંદરબંદમા રૂ ઉગાડવાને ૧૮૬૨ મા તજવીજ કરી હતી અને તે માટે વેષ્ટ ઇંડીસમાથી એક અનુભવ વાળા પાક કરનારને બોલાવ્યો હતો અને તે ૬૦ એકરે પુરતો રૂ ઉગાડવામા ફતેહ પામ્યો હતો પણ તે મરણ પામવાથી અને બીજા કારણોથી આ મેંડણી ચાલુ રહી ન હતી, અને તે પછીથી દેનીઓ શીવાય બીજુ કોઈ રૂ ઉગાડતુ નથી.

, મુંબઈની આસેપાસેના દેશોમા ૧૧ લાખ ગાસડી વર્ષ દાહાડે થાયછે.

વાય્વપ્રુણાના પ્રાંતોમાથી બગાલની મારફતે ૪ લાખ ગાસડી જાયછે અને સગળા રૂમાથી ⅘ ભાગ ગ્રેટ બ્રિટન ખાતે, બાકીનો ચીન, ફ્રાસ અને યુરોપના બીજા દેશો ખાતે જાયછે રૂના પાક ઉપર ધ્યાન આપવાને સરકારે એક મુકરર અમલદાર નેમ્યોછે એ હિંદુસ્તાનના લાભમા પસંદ કરવા જોગછે.

## ભવિષ્યની વકી.

હિંદુસ્તાનના પરગણાઓમા હાલી રૂ પેદા કરનારી શકતીનુ આપણને જ્ઞાન મલ્યાથી હવે એ વ્યપાર વિષે આપણે ઘણી ઓતેબર વકી રાખી શકયે છેએ મધ્ય હિંદુસ્તાનનો સડકનો નકસો જોતા તુરત માનમ પડશે કે જે પ્રાંતો જેમ સડકના વ્યવહારથી નજદીક જોડાયનાછે તેમ ત્યાંનો વ્યપાર વધારે ખીલ્યોછે. ખામગામ, આકોટ, ઉમરાવતી, દીગ્રોની, હીગનઘાટ વગરે છે. આઈ પી સડકની ઘણી નજદીક આવેનાછે. એજ બાબ્દ વિષે મી० શીવર કારનાક કેહેછે કે "જયા જયા રૂની કાળી જમીન અને સડકછે ત્યા મોટા ભાવ રેહેછે અને ખેડણી કરવામા આવેછે ટુકમા સડક ન દાખલ થવાથી રૂ ઉગાડવાની બુજ એહુતો સહમજવા લાગ્યાછે વળી સારી સવાથી આપણા જાણવામા આવ્યુંછે કે કેટલાંક હજુ બીજા પરગણાઓછે જેમા કપાસ વાવવામા આવેછે એટલુજ નહી, પણ સેહેકડો ગાઉ જમીન વગર ખેડવે પડીછે જે કામમા આવી શકે પણ ત્યા વસ્તી જાહાજી નથી વ્યપાર નથ્નોછે અને જે થોડી ઘણી ખેતી થાયછે તે અનાજનીછે રૂની પેદાએશ વધારવામા હાલ મોટી અડચણ લોકોની તાણ અને પૈસાની તાણછે મોટી જમીનના ભાગ કરી તે ઉપર કામ ચનાવવાને વધારે માણસો જોઇએ, અને તેમાથી પુરતો પાક ઉપજાવવાને વધારે નાણુ જોઇએ

આ ટીકા ઓછા વધતા હિંદુસ્તાનના સગળા રૂના પાક વાળા પરગણાઓ ઉપર લાગુ પડેછે, અને રૂ ઉત્પન્ન કરનારા દેશોમા તેને ચંગુ કરવાને બીજા દેશોને જે ઉપાયો અને સગવડ મલીછે તેવી હિંદુસ્તાનનેબી પણ કરી આપવી જોઇએ ખરેખર, લાવવા લઇ જવાની ત્યાની અડચણ ખેતીની રીત કપાસની જાત, વગરે જોતા હિંદુસ્તાન જે રૂ પેદા કરવામા ફતેહ પામ્યુ છે તે જાણવા જોગછે ઉપનાજ રીપોર્ટમા મધ્ય હિંદુસ્તાનમા વપરાતા ખેતીના ઓજારો વિષે કેહેછે કે "માહારી ખાત્રીછે કે જે કોઇ આ બાબદ તપાસશે તેઓને માલમ પડશે કે ત્યા કેવુ હલકી કીમતનુ પણ કામ ના ઓજારો કામમા આવેછે ખેતીને માટે ઢોરો ઘણા થોડા મલી આવેછે ઘણાક પરગણાઓમા એક બળદની જોડી અને એક હોન ઉપર ૨૪ એકર જમીનનુ કામ લીધામા આવેછે જયા આ પ્રમાણે ખામી હોય ત્યારે ઉંડી ખેડવાની અને બાજે સુધારો કરવાની વાત બની શકતી નથી કારણ કે એક બળદની જોડી વાળા ખેડુતને ૨૪ એકર જમીન ઉપર કામ લેવુછે માટે રૂની કાળી જમીન ઉપર ઉંડુ

ઓદવાની તજવીજ કરવા કરતા ઉપર ઉપરથી હળનુ હોન ફેરવી જાય તેમા નવાઈ નથી. એજ કારણને લીધે જમીનમા ખાતર બરાબર પુરાઈ શકાતુ નથી, કારણ કે સારા ખેતીવાળા પરગણાઓમા જ્યા ખાતર મળતુ નથી અને બાળવાના ઇંધણને માટે જ ગમી જાહાડો વગરે મળી આવતા નથી ત્યારે તેઓ છાણા વાપરેછે માટે અત્રે જણાવવુ જોઇએ કે હિંદુસ્તાનની એક બીજી અડચણ યુરોપના બજાર સાથ વ્યવહાર રાખવાની તેઓને મુશ્કેલીછે. એ આ દેશના તેમા મુખ્ય કરી મેન્ચેસ્ટરના સાહાસીક વેપારીઓએ જાણવુ જોઇએ હવે પછીથી હિંદુસ્તાનના રૂનો ખપ મેન્ચેસ્ટર યા બીજા ગ્રેટ બ્રિટનના કારખાના વાળા શેહેરમા થવાનો સુએઝની નેહરથી આ વ્યપારને જે ટેકો મળનારછે તે અત્યારથીજ જણાઈ ચુકોછે, અને હવે થોડીજ મુદતમા આખા યુરોપ સાથ હિંદુસ્તાન સનગ વ્યપાર ચલાવશે.

કેટલાક ફ્રેંચ અને જરમન કારખાનાઓમા કેટલાક વર્ષ થયા હિંદુસ્તાનના ટુંકા તાણા વાળા રૂનુ કામ ચલાવવાને યોગ્ય યંત્રકામ દાખલ કરવામા આવ્યુછે તે રૂ હાવરનાડની મારફતે મુખ્ય કરી ત્યા જાયછે, અને જ્યારે અમેરીકાથી રૂ આવતો બંધ પડયો ત્યારે ઉપના દેશોએ પોતાના સાચા બદલી નાખ્યાછે. એ પ્રમાણે જોતા હિંદુસ્તાનની પેદાએશ સસ્તીછે અને બાહેર ફેલાયો પામતી જાયછે પણ બીજા હાથ ઉપર રૂશીઆમા જે યંત્રકામ વપરાયછે તેમા ઉંચી કીસમનો રૂ જોઇએછે માટે જ્યારે ફ્રેંચ કારખાના વાળાઓ પોતાના ખરને માટે ઉમરાઓતી અને બીજો રૂ જડપમા લઈ લેયછે તેમ રૂશીઆને માટે ખરીદી કરનારાઓ હીંગનઘાટ અને ધારવાડનો લાંબા તાણા વાળો રૂ પસંદ કરેછે જે એ હાલ અમેરીકન કપાસમાથી ઉગાડેલોછે રશીઆ ટકરલાડના પુષ્કળ કારખાનાઓમા અને ઉત્તર જરમનીમા તથા વિએનાની આસપાસ જે હાલ મોટા કારખાનાઓ ઉભા થયાછે ત્યા અને ઇટાલી તથા સ્પેનમા વગૈરેહિંદુસ્તાનનો રૂ સારીપઠે જણાયવોછે અને તે કાંઈ હલકો ગણાતો નથી હિંદુસ્તાનથી યુરોપ ખાતે ઓવરલાડ યાને મીસરની મારફતે જે માલ જાયછે તેમા ૧૮૬૫ થી ૧૮૬૯ ની અધવચ સુધી ફક્ત ૧ વર સીવાય બાકી ઘણો વધારો થતો આવ્યોછે કારણ કે ૧૮૬૫ મા એ મારગે ૨૧૬૮ ગાસડીઓ ગઈ હતી. પણ ૧૮૬૯ ના ૭ માસમા ૩૫૨૯૧ થાઈ. તેમજ ઇંગલાડ ખાતે ૧૮૬૫ મા ૪૩૫૩૬ ગાસડી અને ૧૮૬૯ ના પેહલા ૭ માસમા ૧૦૨૩૨૫ ગાસડી ગઈ હતી યાને ગયે હેવા ભાગ અને આગાવ કરનાર ૧૨ હતા સઘળી મળી ૪૬૩૯૦૦ ગાસડીઓ એ મારગે ગઈ હતી

અમેરીકાની લડાઈથી હવે હિંદુસ્તાન સીવાય બીજા રૂ પેદા કરનારા દેશોમા શુ થયુ તે જોઇએ ૧૮૬૦ ના વર્ષમા બ્રાઝીલ ખાતેથી ૯ કનાડ મૂ.૪૧૦૦૦ ગાસડી મીસરથી, ૧૨૯૦૦૦ ગાસડી ટરકી, વેસ્ટ ઇંડીઝ અને

બીજા ઠેકાણાઓથી ૭૦૦૦ ગાસડી અને હિંદુસ્તાન ખાતેથી ૪૨૨૦૦૦ તથા અમેરીકાથી ૨૮૩૮૦૦૦ ગાસડી તેજ વર્ષમા આવી હતી. ૧૮૬૧ મા ટરકી સીવાય પેહલા આપેના દેશોની આવક બેશી ગઈ. ૧૮૬૨ મા બ્રાઝીલ'ય ગાર આગળ પડી અને ૬૦૦૦૦ ગાસડી ઉભી કીધી અને ૧૮૬૮ મા વધી ૨૫૦૦૦૦ ગાસડીપર આવ્યુ. મીસરની પેદાએશ ઘણી જાણવા જોગ વધી ન હતી. ફક્ત ૬ અથવા ૭ વરસમા બમણી થાઇ ગઈ. ટરકી અને વેસ્ટ ઇંડીઝની આવકનો ધડો ન હતો. ૧૮૬૫ મા ૩૦૦૦ થી વધીને ૧૫૧૦૦૦ થઈ ગયા અને વળી ૧૮૬૬ મા ૮૦૦૦૦ નો આંકડો આવ્યો. એ મુલ કાનો હસાબ સેહેકડે ટકા ઉપર આપ્યાથી વધારે સેહેલુ પડશે. ૧૮૬૮ મા બ્રિટન ખાતે આવેલી સઘળી ગાસડીઓમા (૩૨૮૬૦૦૦) અમેરીકાએ ૪૧ ટકા, હિંદુસ્તાને ૪૧ ટકા, બરાઝીલે ૭॥ ટકા, મીસરે ૭ ટકા, ટરકી વેસ્ટ ઇંડીઝ અને બીજાઓએ ૨॥ ટકા બપ પુરો પાડયો હતો અને ટરકી, મીસર, વેસ્ટ ઇંડીઝ વગરે મુલકાઓએ સાથે મળીને હિંદુસ્તાન એબનાના કરતા હડધો માલબી મોકલ્યો ન હતો.

રૂ ઉગાડવાની અને બાહાર મોકલવાની હાલની હિંદુસ્તાનની શકતી કેવીછે અને કેવી હાલતમાથી આ હાલતમા આવ્યોછે તે બાબે વિચાર કરયા પછી હવે તેમા સુધારો કેમ થાય તેની થોડીક સુચના કરવાની રજા લઉછુ અને અગાઉથીજ જણાઉછુ કે ઘણાક વર્ષો અગાઉ અમેરીકાની લડાઇ ઉઠી તે વેળાએ જે વિચારો મે આપ્યા હતા તેજ વિચારો હુ ફરીથી કહી સંભળાવીશ તે વેળાએ રૂની તપાસ રાખવા માટે સરકારી કમીશનર મી૦ સાનડરસ હતો પણ પછવાડેથી સરકારે મી૦ રીવેટ કારનાકને મધ્ય પ્રાંતો અને બીરારસનો કમીશનર ઠરાવ્યો અને હુ રજા માગી જણાઉછુ કે આપણા લાયકી વાળા અધ્યક્ષે પણ મુબઇ ઇલાકામા રૂની પેદાએશ અને વ્યપાર વધારવાને કાઇ બાકી રાખ્યુ ન હતુ. આ બાબદમા ઘણી મેહનત થાઇછે પણ હજુ વધારે થાઇ શકતે અને આ પણી મતલબ વધારવાને હજુ ઘણુ કરવાનુ બાકીછે, કારણ કે મધ્ય પ્રાંતો, બીરારસ અને મુબઇ સીવાય સરકારે બીજા કશા ઉપર ધ્યાન આપ્યુ નથી. સાભળવા પ્રમાણે ખેતીવાડી અને વ્યપારને માટે સરકારે એક ખાતુ જુદુ કાહાડયુ છે, આ વાત જો ખરી હોયતો બેશક ફાયદો થાય. એ ખાતાના અમલદારોને અથવા ઉપરીઓને એકક બબે વર્ષ અમેરીકા મોકલ્યા હોયતો બહુ સારૂ, કેમકે ત્યા જઈ ત્યાની રૂ ઉગાડવાની યુકિત વગરે જોઇ આવવાને બને. લંબાણ કરવાને બદલે ટુકમા કહુછુ અને મે સત્તાવાળાઓને પણ અગાઉ એમજ કહ્યુ હતુ કે જો હિંદુસ્તાનમા પેદાએશ અને ઉત્પતી વધાર વીજ હોયતો અગત્યનુંછે કે ત્યા ખેતીવાડી સુધારવાને તથા તે ઉપર દેખરેખ રાખવાને એક ખાતુ કાહાડવુ. મધ્ય પ્રાંતો અને બીરારસમા રૂનુ ખાતુંછે

વામા આવેછે કે જો આપણે રૂનો પાક વળી અતીઘણો અનાવ્યે તો બીજા પાક અને મુખ્ય કરી ખોરાકી ઓછી થાઈ જાય. મીસરમા એ પ્રમાણે બન્યુ છે પણ તેનો ઉપાય એજ કે નવી જગાઓને ખેતીમા લેવી. કેટલીક જગ્યા એવીછે કે જે રૂ સીવાય બીજુ કાઈ ઉગાડી શકેજ નહી. વળી રૂની ખેતીવાડીથી ખેતીનુ કામ ઘણુ સુધરેછે અને તેથી સઘળી જાતની ખેતીવાડીમા સુધારો થાયછે. પણ આ સઘળામાથી સાર એ નિકળેછે કે સરકારે પોતે યોગ્ય મદદ આપવી. ખેતીવાડીના સાધનો સુમારવાનુ કામ સરકારનાજ હાથમાછે કોઈબી ખેડુત સડકો અથવા રસ્તા પોતાની પડોશમા શી રીતે બાંધી શકે, દુરનુ કોઈબી બારૂ શી રીતે ઉઘાડી શકે અથવા દુરની નદીનુ પાણી પોતાના ખેતરમા શી રીતે લાવી શકે? એ કામો ફકત સરકારથીજ થાઈ શકે અને હેવા કામો માટે જો સરકારની સાહાતા ન મળેતો થાપણુ વાળો વેપારી અથવા રૂ ઉગાડનાર ખેડુત પોતાનુ કામ પુરતી રીતે કરી શકે નહી. પણ નિબંધ વાચનાર ગૃહસ્થ પ્રશ્ન કરેછે કે નાણું કયાથી લાવવુ. નાણાનો મોટો ભાગતો વ્યપારી પાશેથી મળે અને બીજો મોટો ભાગ માતબર પ્રજા પાશેથી મળી આવે, માટે મારા ભાગ્યની વાતતો એજછે કે હેવા હેવા સવાલોને હિંદુસ્તાન અને બીજા દેશોમા મેહસુલ ખાતા સાથ ભેળી નાખવામા આવેછે દેશ સુધારા કરતા મેહસુલને વધારે અગત્યની ગણી આગળ પાડવામા આવેછે. એ બાબદ ગાડાની આગળ ઘોડો જોડવા જેવીછે પણ કમનસીબે આપણા પાશે ઘોડોજ નથી ખરચ કેમ કરવો અને પૈસા કેમ વેરવા તે બાબે તીજોરી ખાતાનો પ્રધાનછે પણ હિંદુસ્તાનની ઉત્પતી વધારવા માટે કોઈ પ્રધાન અથવા ખાતુ નથી એવીને માથે કોઇ ખાતુ ન મળે. આપણી પેદાશ સુધારવા માટે કોઈ મોમીઓ નથી અને ફકત કર ઉઘડાવનારાઓ વચે આવી આપણા વધારાનો અટકાવ કરેછે.

**મી૦ ડબલ્યુ ટેલર**—મી૦ ફિટઝવિલ્યમે પોતાના કિમતી અને અગત્યના નિબંધમા જે આકડાઓ અને ગણત્રીઓ આપીછે તેઓ ઉપર ટીકા કરવાને માહારામા કાઇ શકતી નથી. તેમજ અમેરીકા અને મીસર, હિંદુસ્તાન સાથ સરસાઈમા આવી શકે કે નહી તે હુ કહી શકતો નથી પણ આ નિબંધ માહેની એક ચોકશ બાબદ ઉપર હુ વધારે ભરૂસાથી બોલી શકુછુ હુ જે બાબદ કેહવા માગુછુ તે એકે હિંદુસ્તાનના દરેક ભાગ ઉપર સરકારનુ ખેતીવાડીને લગતુ ઉપરીપણુ જોઇએ મારી વધારે ભરૂસાથી બોલવાની મતલબ એછે કે ૧૨ વર્ષ અગાઉ હિંદુસ્તાનનો એક ઘણો અગત્યનો અને દ્રવ્યવાન ભાગ માહારા તાબામા હતો ત્યારે એવીજ સુચના મે ઉભી કરી અમલમા આણેલી હતી તે સુચના તે વેળા ભાગી પડી હતી પણ તે બાબે દસ્તાવેજો ઉપર લેખ લખાઈ રહેલાછે અને તે મી૦ ફિટઝવિલ્યમની સુચનાને મળતા

આવેછે. રૂનેતો હું હિંદુસ્તાનની ભવિષ્યની આબાદીની નિશાન ગણુંછું. અને તે નાહાના કપાસીઆં ઉપર ઘણો ભરૂસોછે કારણ કે આખી પૃથ્વિને રૂ જોઈએછે. હું ધારૂછું કે જેમ રૂનો પાક વધશે તેમ તેનો ખપખી વધશે અને બીજાં દેશોએ સરસાઈ કર્યાથી. હિંદુસ્તાનની સરકાર પોતાના દેશમા પાક વધારવાને મેહનત અને મદદ કરશે. ખેતીવાડીનું એક ખાતું જુદું સ્થાપવાની અગત અને વાંધો ફક્ત એકજ બાબદ ઉપર ટકી રહોછે તે એમ કે કેટલાક (જેઓને વાંધાખોર હું કેહતો નથી) અસલી વિચારના પુરૂષોછે તેઓ હેવું માનેછે કે જ્યારે દેશીઓ પોતાની રસાલ જમીન ઉપર પોતાના નાહાના બલદ સાથ ઉપર ઉપરથી ખેડી અને પોતાના હાથમાંથી વેરેલા બીઆં જેમતા તેમ પડવા દઈ ઈશ્વિર કૃપાથી સારો પાક મેલવી શકેછે ત્યારે ઈંગલાંડના સુધરેલાં ઓજારો તેઓને આપવાં એ વ્યર્થછે. હું કહુંછું કે ખેતીવાડીને અટકાવ કરનારૂં અને હિંદુસ્તાનને ધોકો પોહોચાડનારૂં અનુમાન આથી બીજું એકે ન હશે. હિંદુસ્તાનના ઇતીહાસનો જોશ ભર્યો સમય હવે વહી ગયોછે, લડાઇઓ બંધ પડીછે અને રાજદ્વારી ખટપટો તથા બળવાઓ હવે સંભલાતા નથી ત્યારે એ દેશની ઉત્પતી સુધારવાને અને વધારવાને હવે સરકારની ફરજછે એમ કેહવામા કાંઈભી વાંધો નથી. બેશક આ ઉપ્રાત આપણને બીજી ફરજ અદા કરવીછે તે ત્યાંના લોકોને કેળવણી આપવાનીછે. આપણે નાણાવટીની નજરે અને હિંદુસ્તાનના ખજાનચી તરીકે ત્યાંની નાણા સંબંધી હાલત તપાશયે તો આપણી ખાત્રી થશે કે તે દેશની છુપી દોલત અને અખુટ ભંડારને બાહેર આણી સુધારવાથીજ ભવિષ્યમા હિંદુસ્તાનની આબાદી વધશે. કારણ વ્યપારથી વ્યપારીનેજ ફાયદો થતો નથી પણ આખાં દેશની જાહોજલાલી વધેછે. આપણી રાજદ્વારી કોશીશ ગમે હેવીભી નબલી હોય તોય તેનું પરીણામ શું નિપજ્યુંછે. હિંદુસ્તાન અને ઈંગલાંડ વધારે સંબંધમા આવ્યુંછે. આપણી હજુર એક દેશ પડેલુંછે તેમાથી આપણે ઘણું નીચવી લીધું અને જ્યાંસુધી આપણા હુન્નર અને સુધારાથી તેને પાછું ભરશું નહી ત્યાંસુધી વધુ આપણાથી નીચવી શકાવાનું નથી. પણ આપણા તરફની કળાકૌશલ્યા ત્યાં લાગુ કરતાં ઘણી મતફેરની અડચણ પડેછે. હિંદુસતાનના કેટલાક અનુભવ વાળાઓને મોહોડે મેં સાંભલ્યુંછે કે દેશી ખેડુત ઈંગલાંડના સર્વેથી સરસ ખેડુત કરતાં વધારે ખેતીવાડીમા સમજેછે માટે ઈંગલાંડની સુધરેલી રીતિઓ હિંદુસ્તાનમા દાખલ કીધાથી સુધારાને બદલે ઓર બગાડો થશે. આપણે માથે નાણાની તંગી સાલેછે. અફીમની નેહસુલ બરાબર થતી નથી. જાહેર બાંધકામનો બોજો મોટો વધતો જાયછે અને તોયે વધારે સડકો, વધારે નેહરો, વધારે સારા રસ્તાઓ ઉપર આખાં હિંદુસ્તાનના ભલાનો આધારછે. માટે તે નાણું પેદા કરવાને ત્યાંની તસુએ તસુ જમીનને

ઉથલપાથલ કરવી જોઇએ, અને એટલા માટે મી૦ ફિટઝવિલ્યમે જે ચરચા ઉઠાવીછે તેવી બીજી થોડીજ હશે અને એથી વધારે અગત્યની બાબદ સભા વાળાઓ આગળ ધરી તે ઉપર વાદવિવાદ ચલાવી તથા તેના ફાયદા દેખાડી તથા તે વિષે મતો મેળવી પાર પાડવાને આપણી આસોસીએશનની પાસે થોડીજ બાબદ હશે જે પાર પડવાથી ઈશ્વરે આપણા હસ્તકમા આપેલા મુલકનુ ભાગ્ય ઉઘડવા માંડશે.

**મી૦ સ્પેનસર પ્રાઈસ**—જ્યારેથી હિંદુસ્તાનની બાબદની તકરાર થા યછે, જ્યારેથી ત્યાંની ગરજોની વાત નીકલેછે અને જાહેર બાંધકામ અથવા રૂના વ્યપારની બાબદ છેડાયછે ત્યારે એકની એક વાત આવેછે કે સરકારનો વાંકછે અને તેઓ જોઈતી મદદ આપતી નથી. આસરે એક વર્ષ ઉપર આજ બાબદ ઉપર આજ દીવાનખાનામા તકરાર થાઈ હતી જે વેળાએ સર આર્થર કોટન એક કાચના ઢાકણમા પોતે માનચેસ્ટરમા ઉગાડેલો રૂનો નમુનો દેખાડવા આણ્યો હતો આ જોઇ સર્વે અચરત થયા હતા અને તે કેમ ઉગાડયો તે પુછવા માટે તેને કટાસો આપ્યો હતો. તેણે જણાવ્યુ કે રૂના જથ્થા કરતા તેની જાત સુધરે અને તે ઉચી કીમતનો થાયતો વધારે સારૂ અને હિંદુસ્તાનનો રૂ સુધરી શકે હેવુછે તે એટના સુધી કે માનચેસ્ટરને ધીરજ આવે અને જોઇએ તો અમેરીકામા આવતે વર્ષ લડાઈ ચાલે તોબી તેની દરકાર ન રેહ અમેરીકાથી રૂની આવકનો આધાર ત્યાંની મજુરી ઉપરછે અને જો હાલ ત્યાંની આવક વધતી હોયતો સમજવુ કે ત્યાના લોકોએ પોતાની જાતી ઉનટથી અને ધીરજથી ગુલામી ધંધો નીકળી જવાથી થયલી અડચણનો ઉપાય કરવા માંડયોછે ઘણાક માસ અગાઉ કેહવામા આવતુ હતુ કે દક્ષીણ અમેરીકામા રૂ ઉગાડવા માટે એશીઆથી માણસો લઈ જવા પડશે અને સાન ફ્રાનસીસકોને રસ્તે અમેરીકામા ચીનાઓને લઈ જવાને સગળી તઈયારીઓ કરવામા આવી હતી પણ કાંઈ જાહાજ વલ્યુ ન હતુ ચીનાઓ જ્યારે પોતાના કામ ઉપર ધ્યાન આપેછે ત્યારે ઘણુ કરી શકેછે પણ તેઓને કામ કરતા રાખવાની આપદાછે. સર બાર્ટલ ફ્રિયરે જણાવ્યુ કે પંજાબમા એક લાખ ગાસડીની પેદાએશ થાઇ હતી જ્યાં થોડાં વર્ષ અગાઉ એકબી ગાંસડી ન હતી હવે જો આ ગાસડી લડાઈને લીધે ચહડતા ભાવ ખાવા માટેજ ઉગાડી હોયતો સાધારણ વખતમાબી એટલો રૂ ત્યાંથી નીકલી શકે એ પુરવાર થયુ માટે રૂનો પાક વધારવાને માટે સુધરેલી ખેતીવાડીની જરૂરછે અને તે માટે સરકારે જુદુ ખાતુ સ્થાપવુ જોઇએ.

**મી૦ વિલ્યમ મેટલાંડ**—માહારી અગાઉ બોલનારા ગૃહસ્થોના શબ્દો પાછા બોલવા સીવાય માહારા પાસ જાહાજ બોલવાનુ કાંઈ નથી હુ ધારૂછુ કે ખેતીવાડીનુ જુદુ ખાતુ થવાથી દેશનુ કલ્યાણ થશે હિંદુસ્તાનના

ખેડુતોથી અખ્તરા થાઈ ન શકે કારણ કે જોકે હવડાં હવડાં તેઓની હાલત સુધરતી જાયછે તોએ તે અખ્તરાઓનો ખરચ ખમી શકવાની તેઓમા શકતી નથી." પણ હું આ આસોસીએશનને ભલામણ કરછું કે તેઓએ સરકારને ચોપતા ઉપાયો લેવા માટે અરજ કરવી અને તે પણ ઉતાવલેથી કેમકે "જે જલદી આપે તે બમણું આપે." અમેરીકાના પાક વીશે માનચેસ્ટર અને લીવરપુલમા ચાલતા જે વિચારો મી૦ કેસેલ્સે જણાવ્યા તેને હું એકમળતો થાઉં છું કે અમેરીકાની લડાઇને લીધે ત્યાં જે ખરાબી થાઈ હતી તે અજાયબ જેવી જલદીથી આપણા અમેરીકન મીતરાઇઓએ દુર કરીછે અને હજુ દુર કરતા જાયછે અને છેલાં વરસમા વધેલા પાક કરતા આવતે વરસ હજુ વધારે થશે. અમેરીકાના ગમે એટલા મોટા પાક છતાં હિંદુસ્તાનનો રૂ ન ખપશે હેવી મને ધાસતી નથી કારણ ઇંગલંડમાજ નહી પણ આખાં યુરોપમા તેનો ખપ વધ્યોછે અને સુએઝની નેહર ઉઘાડ્યાથી વધારે સબલ થયુછે. મુંબઇથી હાલ ઘણાક બારકસો રૂ ભરી તરીએસટ અને બીજાં બારાંઓમા જાયછે તે આપણને માલમછે. અમેરીકાની લડાઇથી હિંદુસ્તાનને વેપારને માટે ખોલલું મેદાન મલ્યુંછે અને તેમા તેઓએ સારો ભાગ લીધોછે પણ જેટલો જોઇએ તેટલો નહી. હિંદુસ્તાન અને અમેરીકાને આપણે સરખાવી જોઇએ તો શું માલમ પડેછે? અમેરીકનો ઘણા ઉપર વાળા અને ચંચળછે તેઓ પાસે જોઇએ એટલી થાપણછે. નદીઓ, સડકો અને વ્યવહારના ભરપુર સાધનોછે. હિંદુસ્તાન કરતાં વળી તેઓ આપણી વધારે નજદીકછે પણ સુએઝની નેહર ઉઘડીઆથી હિંદુસ્તાન વધારે નજદીક આવ્યુંછે.

મી૦ રોલાંડ હામીલટન—હું ધારછું કે રૂની બાબદમા હિંદુસ્તાનને યુનાઇટેડ સ્ટેટસ સાથ સખ્ત હરીફાઇ કરવી પડશે. આપણા અમેરીકન મીત્રાઇઓની ચાલાકીથી રૂના મોટા પાકની વકીછે અને જોકે ૨૦ વર્ષ અગાઉના ભાવ આપણા જોવામા આવશે તોયે છેલાં પાંચ છ વર્ષના કરતાં આપણે ભાવ વધારે કરી શકશું. પણ જયારે હેવુંજ બનનારછે ત્યારે આપણું ઘર તપાસી સઘળી તઇઆરી કરવાની આપણી ફરજછે. આપણાથી બને તે ઉપાયો લગાડી પેદાએશને સોંઘી કરવાની તજવીજ કરવી જોઇએ. આપણા દેશ કરતાં હિંદુસ્તાન જેવાં દેશમા સરકારની મદદ વધારે જોઇએછે, અને તે નાણું આપવામાંજ નહી પણ કંપની સ્થાપવાનું ઉત્તેજન આપવામાછે. નમુનાની વાડીઓ બાબે ભુલ એ થાયછે કે સરકાર ઉપર ટપ્પેથી જોયછે પણ તેઓ ખરેખર સ્થાનપર લઈ એવી વાડીઓ સ્થાપેતો તે દેશમા ખેતીવાડી ખીલી જવાને કાંઈ વિલંબ ન લાગે. આ નમુનાની વાડીઓમા થતાં પરીણામ સઘળા ખેડુતોને માટે ખોલવાં મુકવાં જોઇએ. કાંઈ ખાનગી ધણી પોતાના અખતરામા ફાવેલો અચબતાં તે પોતાના લાભ તરફ જોઇ તે બી-

જાને દેખાડે નહી, પણ સરકારી વાડી જાહેર ખરચે અને જાહેરના ફાયદાને માટે ચનાવાથી સગળાઓને ફાયદો થાય અને તેઓને ઉપયોગી સમજણ મળે.

**મી૦ દાદાભાઈ નવરોજજી**—આ બાબદ ઉપર વિચાર કરતા આપણે વાજબીની રાહે સર્વેથી અઘડી બાજુ પકડી જોઇએ અને એમ સમજીએ કે અમેરીકા રૂનો ઘણો મોટો પાક બાહેર ગવાના કરી શકે મી૦ ગર્ટ તરફથી મને કેલો હેવાન મલ્યોછે તેમા જણાવેછે કે બીજાં પાચ વર્ષમા અમેરીકનો દર વર્ષે ૫૦ લાખ ગાસડીનો પાક ઉપજાવી શકશે. આ ગણુની ખરી પડે કે નહી પણ આપણેતો તે ખરી પડે એમ માની મી૦ ફ્રિઝવિલ્યમે આપેલી સગળી ઉનટ છતા તઇઆર થાઇ રેહવુ જોઇએ, અને સામા સાથ હરીફાઈ ચનાવવાને શક્તિમાન થવુ જોઈએ. ખેતીવાડીના જુદા ખાતા થવાથી મોટી મતલબતો આ સરશે કે કયા ભાગમા નેહરોના બાધકામો ચનાવવા તેની સમજ પડશે કે જેથી સારો અને સસ્તો રૂ પેદા કરનારી હિંદુસ્તાનની જમીન ઉપયોગમા આવે જો હેવા કામની અગત્ય સરકાર ખરેખર સમજતી હોય અને તેના પરિણામ જાણતા હોયતો તેઓએ ઉપરછપે કામ કરવાને બદલે તેઓએ એકદમ એક ખાતુ સ્થાપવુ, તેનુ કામ એટલુજ કે તે સરકારને જાહેર કરે કે આ ઠેકાણે નેહરોના કામ ચાલી શકશે અને રૂ સારી રીતે ઉગી મોટો પાક થાઈ શકશે માટે જો એ કામ હીમ્મતથી અને ખરી કાળજીથી હાથમા લીધામા આવેતો સુએઝની નેહરની મદદથી હિંદુસ્તાન અમેરીકા સાથે હરીફાઈ કા ન ચનાવે ? ખરી વાતતો એછે કે આપણને પુરતી માહીતી જોઇએછે અને તે મેનવવા માટે આપણને બરાબર સાધનો જોઇએ. એટલુ થવા પછી જોઇએ તો સરકાર અથવા ખાનગી ગૃહસ્થો હિંદુસ્તાનમા મોટી થાપણ લાવે અને દેશની ઉત્પતી વધારવા યુરોપના ઓજારો અને કળાઓ દાખલ કરે કારણ આ જમાનાની સગળી યુકતીઓ લાગુ કર્યા વગર આપણી મતલબ પાર પડનાર નથી.

**મી૦ ફ્રિટઝવિલ્યમ**—હુ ઘણોજ ખુશીકુ કે મે જે આશાથી આ નિબધ વાચ્યો તે આશા પુરેપુરી પાર પડીછે, તે એકે રૂ પકવવાની બાબદમા માહારા જેટનાજ અનુભવ વાળા ગૃહસ્થોના વિચાર માહારા જાણવામા આવ્યાછે અને એજ મતોની મદદથી ત્યાના રૂના પાક વધારવાના ઉપાય લેવાને હુ સરકાર સાથ વગ ચનાવવા માગુછુ. હવે પછી અમેરીકાથી આવતા જથા વિષે મે જે આંકડા આપ્યા તે એક ગૃહસ્થ પાસેથી મલ્યાછે અને તે એ બાબે માહીતી આપવાને તદન યોગ્યછે, અને ન્યુયાર્કના દનાલો અથવા લીવરપુલના સોદાના હસાબો કરતા વધારે ભરુસાદારછે. એટના માટે હુ માહારા અકસ્ટાને વળગી રહુછુ અને ધારૂછુ કે અમેરીકામા ધારવા જેટલો મોટો પાક થવાને હજુ વારછે કારણ કે ગુલામોની મજુરી હવે બધ પડીછે

અને તેઓ વધારે નફાના બીજા કામો ઉપર રોકાઈ ગયાછે. હુ ધારછુ કે જો પુશ્તા ચીનાઓ તે દેશમા દાખલ કરવામા આવેતો તેઓ ચાલી શકે. થોડાં વર્ષ અગાઉ મા અને રૂના પાક માટે હિંદુસ્તાનમા ચીનાઓ દાખલ કરવાને મેં સરકારને ભલામણ કરી હતી, પણ કેવા વર્ગને દાખલ કરયે તે ઉપર મોટો આધારછે. તેઓ ખેડુતો હોવા જોઇએ અને જેમ આસટ્રેલ્યામા અને અમેરીકામા બન્યું તેમ માછીમારો અને બીજાઓ હોવા ન જોઇએ. કેટલાક ચીનાઓ મુંબાઈ આવ્યા હતા પણ તેઓ જુદા ધંધાદારી હોવાથી હું ધારછું કે તે મતલબ હાંસલ થાઇ ન હતી. અમેરીકામા જો ધારવા પ્રમાણે પાક વધયે તો ત્યાંનો ખપ્પી વધયે અને તેમબી ન થાય તોએ હિંદુસ્તાનનો યુરોપના બજારમા માલ ખપવાને કાઇ અડચણ નથી, પણ તે સગળાનો આધાર સરકાર ઉપરછે.

અધ્યક્ષની સુચનાથી મી૦ ફ્રિટ્ઝવિલ્યમનો તેના નિબંધ માટે ઉપકાર માનવામા આવ્યો.

મી૦ કામલશ્નની સુચનાથી સર બારટલ ફ્રીયરે તથા મી૦ પ્રીચાર્ડે અધ્યક્ષના હોદ્ધા ચાલાકીથી બજાવ્યા તે માટે તેમનો ઉપકાર માનવામા આવ્યો.

ત્યાર પછી આ આસોસીએશનની સભા ભરવા માટે સોસાઇટી આવ આરટસે પોતાનું મકાન આપ્યુ તે માટે તે મંડલીનો ઉપકાર માની સભા બરખાસ્ત થાઈ.

---

જાને દેખાડે નહી, પણ સરકારી વાડી જાહેર ખરચે અને જાહેરના ફાયદાને માટે ચલાવાથી સઘળાઓને ફાયદો થાય અને તેઓને ઉપયોગી સમજણ મળે

મી૦ દાદાભાઈ નવરોજજી—આ બાબત ઉપર વિચાર કરતા આપણે વાજબી રીતે સૌથી અઘરી બાજુ પકડી જોઇએ અને એમ સમજીએ કે અમેરીકા રૂનો ઘણો મોટો પાક બાહેર રવાના કરી શકે મી૦ ગઈટ તરફથી મને જેસો હેવાલ મલ્યોછે તેમા જણાવેછે કે બીજા પાચ વર્ષમા અમેરીકનો દર વર્ષે ૫૦ લાખ ગાસડીનો પાક ઉપજાવી શકશે આ ગણતી ખરી પડે કે નહી પણ આપણેતો તે ખરી પડે એમ માની મી૦ ફિટ્ઝવિલ્યમે આપેલી સઘળી ઉતર ધ્યાનમાં તઈઆર થઇ રેહેવુ જોઇએ, અને સામા સાથ હરીફાઈ ચલાવવાને શક્તિમાન થવુ જોઇએ ખેતીવાડીના જુદા ખાતા સ્થાપવાથી મોટી મતલબતો આ સરશે કે કયા ભાગમા નેહેરોના બાંધકામો ચલાવવા તેની સમજ પડશે કે જેથી સારો અને સસ્તો રૂ પેદા કરનારી હિંદુસ્તાનની જમીન ઉપયોગમા આવે જો હેવા કામની અગત્ય સરકાર ખરે ખર સમજતી હોય અને તેના પરિણામ જાણતા હોયતો તેઓએ ઉપરટપે કામ કરવાને બદલે તેઓએ એકદમ એક ખાતુ સ્થાપવુ, તેનુ કામ એટલુજ કે તે સરકારને જાહેર કરે કે આ ઠેકાણે નેહેરોના કામ ચાલી શકશે અને રૂ સારી રીતે ઉગી મોટો પાક થાઈ શકશે માટે જો એ કામ હીમ્મતથી અને ખરી કાળજીથી હાથમા લીધામા આવેતો સુએઝની નેહેરની મદદથી હિંદુસ્તાન અમેરીકા સાથે હરીફાઈ કાં ન ચલાવે ? ખરી વાતતો એછે કે આપણને પુરતી માહીતી જોઇએછે અને તે મેળવવા માટે આપણને બરાબર સાધન જોઇએ એટલુ થવા પછી જોઇએ તો સરકાર અથવા ખાનગી ગૃહસ્થો હિંદુસ્તાનમા મોટી થાપણ નાખે અને દેશની ઉત્પતી વધારવા યુરોપીયન ઓજારો અને કળાઓ દાખલ કરે કારણ આ જમાનાની સઘળી યુક્તીઓ લાગુ કર્યા વગર આપણી મતલબ પાર પડનાર નથી

મી૦ ફિટ્ઝવિલ્યમ—હુ ઘણોજ ખુશીછુ કે મે જે આશાથી આ નિબંધ વાંચ્યો તે આશા પુરેપુરી પાર પડીછે, તે એ કે રૂ પકવવાની બાબતમા માહારા જેટલાજ અનુભવ વાળા ગૃહસ્થોના વિચાર માહારા જાણવામા આવ્યાછે અને એજ મત્તોની મદદથી ત્યાના રૂના પાક વધારવાના ઉપાય લેવાને હુ સરકાર સાથ વગ ચલાવવા માગુછુ હવે પછી અમેરીકાથી આવતા જથા વિષે મે જે આંકડા આપ્યા તે એક ગૃહસ્થ પાસેથી મલ્યાછે અને તે એ બાબે માહીતી આપવાને તદન યોગ્યછે, અને ન્યુયાર્કના દલાલો અથવા લીવરપુલમા બોલાતા હસાબો કરતા વધારે ભરૂસાદારછે એટના માટે હુ માહારા આંકડાને વળગી રહુછુ અને ધારૂછુ કે અમેરીકામા ધારવા જેટલો મોટો પાક થવાને હજુ વારછે કારણ કે ગુલામોની મજુરી હવે બંધ પડીછે

અને તેઓ વધારે નફાના બીજા કામો ઉપર રોકાઈ ગયાછે. હું ધારૂછું કે જો પુરતા ચીનાઓ તે દેશમા દાખલ કરવામા આવેતો તેઓ ચાલી શકે. થોડાં વર્ષ અગાઉ આ અને રૂના પાક માટે હિંદુસ્તાનમા ચીનાઓ દાખલ કરવાને મેં સરકારને ભલામણ કરી હતી, પણ કેવા વર્ગને દાખલ કરવો તે ઉપર મોટો આધારછે. તેઓ ખેડુતો હોવા જોઇએ અને જેમ આસટરેલ્યામા અને અમેરીકામા બન્યું તેમ માછીમારો અને બીજાઓ હોવા ન જોઇએ. કેટલાક ચીનાઓ મુંબઈ આવ્યા હતા પણ તેઓ જુદા ધંધાદારી હોવાથી હું ધારૂછું કે તે મતલબ હાંસલ થાઇ ન હતી. અમેરીકામા જો ધારવા પ્રમાણે પાક વધશે તો ત્યાંનો ખપ્પી વધશે અને તેમખી ન થાય તોએ હિંદુસ્તાનનો યુરોપના બઝારમા માલ ખપવાને કાંઇ અડચણ નથી, પણ તે સગળાંનો આધાર સરકાર ઉપરછે.

આધ્યક્ષની સુચનાથી મી૦ ફ્રિટઝવિલ્યમનો તેના નિબંધ માટે ઉપકાર માનવામા આવ્યો.

મી૦ કાસલસની સુચનાથી સર બારટલ ફ્રીયરે તથા મી૦ પ્રીચાર્ડે અધ્યક્ષના હોદ્દા ચાલાકીથી બજવ્યા તે માટે તેમનો ઉપકાર માનવામા આવ્યો.

ત્યાર પછી આ આસોસીએશનની સભા મળવા માટે સોસાઇટી આવ આરટસે પોતાનું મકાન આપ્યું તે માટે તે મંડળીનો ઉપકાર માની સભા બરખાસ્ત થઈ.

---

## તા૦ ૧૩ મી જુલાઇ ૧૮૭૦ અને બુધવારે મળેલી સભા.

સર ચાર્લસ ડાઈક, બારોનેટ, એમ. પી.—અધ્યક્ષ.

મેજર ઈવાન્સ બેલે નીચે આપેલો નિબંધ વાંચ્યો હતો.

### વિષય—શું હિંદુસ્તાન જીહીતી લીધેલું દેશછે? અને તેમ હોયતો પછી શું?

"જીહીત" એ શબ્દનો રાજદ્વારી બાબદોમા અને સાધારણ વિચારમા અર્થ જેટલો શક ભરેલોછે એટલો બીજા થોડાજ શબ્દોનો હશે. આ ભુલથી આપણા લોકોપયોગી પુસ્તકો ભરેલાંછે અને ઈતીહાસને લગતાં તથા ધારા કાયદાને લગતાં સગળા મુખ્ય પુસ્તકોમા એ બાબેની ચુક વારેવાર સુધારેલી જોવામા આવેછે. ૧૬૬૮ મા જે મોહોટી ઉથલ પાથલ થાઈ તેનેબી ઈંગલાંડ ઉપર ડચની જીહીત હેવું નામ થોકી બેસાડવામા આવ્યુંછે, પણ હિંદુસ્તાનના ઈતીહાસ અને રાજનીતિમા જેટલો આ શબ્દનો અર્થ ઉલટાઈ ગયો છે તેટલો બીજે ન હશે.

આપણા હિંદુસ્તાનના રાજકારભારીઓ અને હિંદુસ્તાનની રાજનીતિ ઉપર લખનારાઓ અને બોલનારાઓ જેઓ માહેના ઘણાકોએ આ આસોસીએશનમા ભાગ લીધોછે તેઓને જો પુછશું કે કયા હકથી તેઓ હિંદુસ્તાનનુ રાજ પોતાની સત્તામા રાખેછે અને કયા કાયદાથી એ શાહાનશાહત ચલાવવી જોઈએ તો મને ભય લાગેછે કે મધ્ય જમાનાના લોકોની માફક તેઓ બળનો અથવા જીહીતનો હક હેવું બોલવા પડી જશે.

જાન સ્ટુઅર્ટ મીલ પોતાના સર્વેથી છેલ્લાં પુસ્તકમા લખેછે કે "બળનો કાયદો સત્તા ચલાવવાના સગળા બીજા હકો કરતા હમેશ વધારે કુદરતી માલમ પડયોછે. જીતનારી પ્રજા સહુમજેછે કે હાર પામેલાઓએ તેઓને તાબે થવું યાને નબળાઓ અને રંકાએ લડવૈયા અને શુરાઓને શરણ થવું એ કુદરતનોજ બનાવછે."

માહરે કેહવાની કાંઈ જરૂર નથી કે આ ગર્વ ભરેલા અને ઉપર ટપકેના વિચારોને મી૦ મીલ ટેકો આપતો નથી અથવા સ્વીકારતો નથી, આ વિચારો કાંઈ અમુક દેશ દેશોના પરસ્પર નીતિના કાયદાઓમાથી કદી ઉભા થયા નથી અને આ સદીના એ બાબદ જાણનારા વિદ્વાનો તેઓને એકદમ તુચ્છકારી કાહાડશે. જયારે કેટલાક કુટુંબો સાથે મળી પેહલ વેહલી મનુષ્યની ટોળી યાને મંડળી થાઈ અથવા જ્યારે એક કુટુંબ વધીને પ્રજા થયું ત્યારે જે શખ્સે પોતાના વધતાં બળ અને મહડતા ગુણોથી તેઓના સરદાર અથવા શાહાજાદાનો દરજ પકડયો તેનાથી પેહલા કાયદાઓ સ્થાપા હશે તેમાં કાંઈ શક નથી. એક

જાણીતો કાયદાશાસ્ત્રજ્ઞ મી૦ હેમ. એમ મેન પોતાના "પુરાના કાયદા" (Ancient Law) નામના પુસ્તકના પ્રારંભમા ખોલાસો કરેછે કે મનુષ્ય જાતોની બાલ્યાવસ્થામા કોઈ ધારા ઘડનારા હતા નહી અને હાલ કાયદાનો અર્થ આપણે જેવો ઊઠાડયે છૈએ તેવા કાયદા પણ હતા નહી. રાજા ઇનસાફ કરતો હતો પણ કાયદા ઘડતો ન હતો. રાજાના ચુકાદા 'ફકત હોકમો" કેહેવાય "કાયદા" ન કેહેવાય અને કોઈ ચોકસ રીતિએ કરેના નહી પણ અમુક વખતે, અમુક રીતિએ કરેલા હોયછે.

બળનો કાયદો, અને બળવાળાને હક છે એવો વિચાર, તે સાથે એવો ચોકસ ખ્યાલ કે સાચાના હાથને ઇશ્વર શક્તિ આપેછે એ સઘળા ઇતીહાસમા ઘણાક વરસો સુધી કાયદા તરીકે ચાલતા હતા. લડાઈથી ચુકાદો કરવાની રીતિ એ ઇંગ્લાંડના કાયદાઓ પ્રમાણે કોઈ શખ્સ ઉપર ખુનનો અપરાધ આવ્યો હોય તેનો સેવટનો આસરો હતો જે ૧૮૧૮ મા પારલ્યામેંટના એક ધારાની રૂહે કાહાડી નાખવામા આવ્યો તે વેળાના ગૃહસ્થો હજુ જીવતા હશે કે તે તેઓને યાદ ન હોય. વિચાર અથવા ખાત્રી વગર ફકત નિરંતર શક્તિનુ તત્વ, અને બળથી હક સાબેત થાયછે એવો વિચાર હાલ યુરપના કાયદાઓમાથી એકદમ નાબુદ થયાછે જોકે એકદમ નહી તોએ આસ્તે આસ્તે તે યુરોપયન દેશોની પારકી રાજનીતિ અને સ્વરાજનીતિમાથી નીકળી ગયુ છ અને પ્રોટેસટંટ પંથ વાળાઓનો સુધારો દાખલ થયો ત્યારથી અને પરસ્પરના કાયદા અને નીતિ શાસ્ત્રની જોડ વિદ્યાઓ સુધરતી ગઈ અને ખીલતી ગઈ ત્યારથી એ વિચાર વધારે ઉડી જવા લાગ્યોછે. દાખલા તરીકે આપણે રાજકારભાર અને ધરણી બાબદમા એકસરખી રીતે ચાલવાને સઘળાને ફરજ પાડતા નથી. નબળા અને નાહાના રાજો જેઓ મોટા અને બળવાના સાથે વ્યવહાર ચલાવેછે તેઓનો હક સરખોજ ગણવામા આવેછે અને તેઓનુ આપઅખત્યારપણુ કબુલ કરવામા આવેછે જો કોઈવાર નબળાના હક ઉપર જબરો તરાપ મારેછે યાને જો પ્રજાના સેવટના ચુકાદા તરીકે હજુ લડાઈનો આસરો લેવો પડેછે તો તેનુ કારણ એજકે આપણા કાયદા બાંધનારાઓ અને પારકા રાજના સબંધ ચલાવનારાઓ જોકે ધારાની સરચાઈ કબુલ કરેછે તોએ સેવટની અદાલત તેઓએ કરી નથી યાને તેવી અદાલતના ચુકાદાને જબરીથી અમલમા આણવાને કોઈ અજીત શકતીઓ સાથે મેળવી નથી હિંદુસ્તાનમા, કદી આ સીધાંત પછીમના લોકોને ઘડા તરીકે અમલમા આણી શકાય જ્યા શાહાનશાહતનુ મોટુ જોર એક વડાના હાથમાછે જેને આ મી પ્રજા અને નાહાના રાજો માન આપેછે, ત્યા એક ખાખરી અદાલત અથવા તે માટે ઠેરવેના કાયદા નથી.

પારકા રાજકારોભાર બાબેનુ હિંદુસ્તાનનુ ખાતુ તથા તે તાબાના પોલીટીકલ એજંટો દેશ દેશમા અરસ પરસ વેહવાર સબંધી કાયદા કાનુનોથી ચાલતા

નથી અને તેઓના કામકાજ કોઈ મૂળ તત્વો ઉપર રચેલા નથી. હિંદુસ્તાનની સરકારનો બાદશાહી કારભાર મી૦ મેને પોતાની ઉપલી ચોપડીમાથી ઉપર ટાંકેના ફકરા જેવોછે તેઓના સુગદા ફક્ત હોકમોછે, અને ધારા નથી અથવા ધારા ઉપરથી રચેલા નથી

શક્તિવાળા અને પ્રમાણીક ગૃહસ્થો જેઓ ગવરનરો, કૌન્સિલના અધીકારીઓ અને પારકા રાજ સાથ સંબંધ ચલાવનાર અધીકારીઓ હિંદુસ્તાનના મદદનીશ અને આસરા નીચે આવેના ગણો સાથ ૧૮૫૪ સુધી વહીવટ ચલાવતા હતા તેઓ દરેક કાઈબી બાધા વગર પ્રજાના કાયદાઓમા કેટલ અણુજાણ્યા હતા હેવુ જ્યારે આપણે વિચાર્યે છીએ ત્યારે આ પ્રમાણે થવાનુ કારણ સહમજ પડેછે, નહીતો સમજવુ મુશ્કેલ પડતે. તેઓ સઘળી રીતે નવાસના હતા, કોઈબી જાતના ધારા કાયદાની તેઓએ કેળવણી લીધી ન હતી, અને કાયદાના તત્વથી ચાલવાને તેઓને ફરમાન ન હતુ, એટલા માટે દેશ દેશના કાયદાઓનુ તેઓને કામ પડતુ ત્યારેજ તે ઉપયોગમા આણતા અને હમેશ તેજ પ્રમાણે ચાલવાને પોતે બંધાયનાછે હેવુ સહમજતા ન હતા

૧૮૫૪ મા જ્યારે હિંદુસ્તાનની સરકારનો ૧૮૫૩ નો આક્ટ અમલમા આવ્યો, ત્યાસુધી સુપ્રિમ કૌન્સિલનો ધારાને લગતો અધીકારી ફક્ત કાયદા બાંધવામાજ ભાગ લેતો હતો પણ પારકા રાજસાથ વ્યહવહારમા તેનો કાંઈ હાથ ન હતો, પણ ૧૮૫૩ ના આક્ટ પ્રમાણે સ્થાપેલી સુપ્રિમ કૌન્સિલની હજુર જે પેહલોજ રાજદ્વારી અગત્યનો મુકદમો આઉદને જોડી નાખવાનો આવ્યો ત્યારે ધારાને લગતા અધીકારીને પેહલ વેહલોજ એ બાબદમા હાથ ઘાલવાની રજા મળી હતી જે પેહલાએ તેની મળી તેવા આપખુદ અને મગરૂર બધેલ કરતા જાણવા જોગ રીતે જુદી હતી. તેઓ આઉદના લોકો માટે ઉત્કંઠા બતાવી, અને જંગલી દેશી રાજ્યો કદી ની સુધરે નહી અને નિરૂપાયછે હેવી તકરાર કરી પોતાની બનામણુ તેઓ કરતા હતા જે વિચારો હાલ ખોટા સીધ્ધ થયાછે "નિરૂપાય" અને "કદી ન સુધરે હેવા" શબ્દો તેઓના ઓબરીઆઓમા વારેઘડીએ જોવામા આવેછે અને તે શબ્દો નિઝામના મુલકને લાગુ પાડી ગવરનર જનરલ મત આપેછે કે "ઘણાક વરસો થયા એ મુલક મહારાજાના શત્રુ અને અવેર કારભારમા ચાલેછે અને તે અંધેર કારભાર ફક્ત આઉદના રાજના મુલક કરતાજ ઉતરતોછે" નિરાશાનુ આ જબરૂ મત નોંધાયા પછી નવાબ સલારજંગના સુધરેલા કારભાર તલે હૈદરાબાદમા ઘણો સુધારો થતો ચાલ્યોછે, અને ત્યાં બ્રિટીશ રેસીડંટ ફક્ત મીનાઈના હકમા સલાહ આપવા સીવાય બીજી કોઈ રીતે વચ્ચે પડતો નથી અને પ્રધાનના પોતાના ખુદ કારભાર સીવાય બીજા કોઈથી વચ્ચે પડી શકાતુ નથી પણ આ સઘળા મતો અને વિચારોને ધારાના અધીકારીએ થોડુજ વજણ આપ્યુ, તેના ધારાના કાયદા મગજે આ તણ વચ્ચે

પડવાનો અને માર્ગ ૧૮૦૧ ના કરારમાંથી સોની કાઢાડીઓ અને આગાઉ તકરારમાં છોડી દીધામાં આવેલી એક તકરાર સોની કાઢાડી કે જો આપણી સરકારો આજદિના અને કારભારને કરાર તુટેલો સહમજે તો તે દેશી રાજાને હજમ કરી જવા કરતા સેહલાઈથી તે કરારને જાસ્તીથી અમલમાં લાવી શકાય.

મી૦ (હાલ સર બારનીસ) પીકાકે કહેવુ હતુ કે "આ સવાલ ઉપર વિચાર તા હું ધારૂં છુ કે આજદિના લોકોને માટે સર્વેથી સરસ ચીજ શું છે અથવા બ્રિટીષ સરકારને લાભકારી શું છે તે વિચારવા કરતા ૧૮૦૧ ના કરારો ઘડી કાઢનારાઓની મતલબ ભવિષ્યમાં કેમ પાર પડશે તે ઉપર ધ્યાન આપવું જોઈએ છે."

વળી તે કહે છે કે "૧૮૦૧ ના કરારો ઘડનારાઓની હેરી મતલબ કદી એ તીજ નહી કે આજદિના લોકોએ તે પ્રાંતના રાજકર્તાઓના તાબામાંથી પ્રજા તરીકે નિકળી જઈ બ્રિટીષ સરકારની પ્રજા થઈ રેહવુ, નવાબ વીઝીર અને તેના વારસોને તેઓના બાકી રેહેલા મુલકની અને ત્યા તેની સતાની જામીનગીરી આપવાની તેઓની મતલબ હતી, તથા તે સાથ લોકોની આબાદી વધે અને તેઓના જાન માલની સલામતી રેહે હેવી સરકાર મુકરર કરવા તેઓ ચાહાતા હતા."

મી૦ પીકાકનો વિચાર હેપો હતો કે "જો ત્યાંનો રાજા પોતાની દેવાની અને લશકરી સતા ઈસ્ટ ઈંડીયા કંપનીને સોંપતો હવેપછી તેની ગાદી છોડાવી દેવા વગર અને તેનો સઘળો મુલક બ્રિટીષ સરકાર સાથ જોડી નાખ્યા વગર ભવિષ્યમાં સારા રાજકારભારની પુરતી જામીનગીરી મળે." આજદિને "બ્રિટીષ મુલક ગણવાની" તે ભલામણ કરતો ન હતો અથવા "આજદિના મેહસુલનો કાંઈબી ભાગ" "હિંદુસ્તાનની સરકારના ચાલુ ખરચમાં" વાપરવાને તે ના પાડતો હતો. એક ચોકસ કારણ માટે તે આજદિની સાથ આગળી ચરતા રદબાતલ કરવાની સલાહ આપતો ન હતો અને કેહતો કે "૧૮૦૧ ના કરારથી આપણને જે પ્રતિ મલ્યા છે તે ઉપર આપણો હક આ કરારથી છે માટે તે બાતલ કરવા કરતા પકડી રાખવો હું વધારે દુરસત ધારૂં છું. શરતોના કાયદા અને બળથી મળતા હક બાબેનો વિચાર બેધડક આપણી સરકાર ૧૮૫૪ ના વરસની આગાઉ દેશી રાજ્યો વિષે રાખતી હતી, તે કૌન્સિલના ધારાને લગતા હિમાયતીના વગથી હાલ નરમ પડવા લાગ્યો છે. છેલ્લા ૧૬ વરસના કલકતાની સરકારના કામકાજ અને ઓચરીઆઓ ઉપરથી સાફ જણાય છે કે ધારાના હિમાયતીનો વગ કૌન્સિલમા કવચિતજ હતો અને પારકા રાજની ચાલુ અથવા સાધારણ બાબદમાં તે ઘણુંકરી ભાગ લેતો ન હતો. આજદિના મુકદમામાં સર બારનીસ પીકાકની કિમતી સુચનાની ઉપરાંત ખરા હક અને સરતો મુજબનો વાજબી રસ્તો કર્યો છે તે તપાસવાને બદલે સઘળાઓને, તેમાં આપણને બી, લાભકારી શું થઈ પડશે તે વિચારવાને આપણી વાઈસરાયની સરકાર

બેઠી હતી. સુબ મતલબ ધરાવનારી પણ મૂળથી નુકસાનકારક આ રીતિ તથા તે લાબો વખત ચાલુ રાખ્યાથી ઉપજતા ખોટા ખ્યાલો ધારા કાયદા લાગુ કીધા વગર દુર થાઈ શકનાર નથી હેનાજ મુદ્દમા મરિ જેમ હમેશ સરકાર કરેછે તેમ લાયક પુરૂષોને, તથા લાગતા વળગતાઓના અધીકારીઓને પુછીને સરકાર પોતાનો ધારાનો ખરડો ઉભો કરે અને તેમા જોઈએ તો પ્રજાના બાહાર રહેના કાયદાઓમા હિંદુસ્તાનના નાહાના દેશી રાજ્યો તથા પોતા વચ્ચેના નવી જાતના સબંધને લીધે જો ઘટતો ફેરફાર કરવો હોય તો કરે. હુ તો ધારૂ છુ કે જો કાંઈથી જોઈએ તો આ ઠીકની એક અદાલતછે, જે સુચના તા૦ ૨૮ મી જાને વારીએ આ આસોસીએશનની મજેતી સભામા આપણા મીત્ર મી૦ પ્રિચાર્ડે કરી હતી અને જેને સર બારટન ફ્રિયર અને કરનલ સાઈકસે પોતાના મતોથી ટેકો આપ્યો હતો, અને હુ ધારૂ છુ કે હેવી અદાલતને ઠરાવવાને પ્રજાના કાયદાઓમા કાંઈબી ફેરફાર કરવાની અગત્ય પડશે નહી

હાલ બ્રિટીષ રાજ અને દેશી રાજ્યોમા જે સબધછે તે સમે એવા લડાઈના બનાવો, અથવા બીજા કારણથી થયો હોય તોએ કોઈબી ધારા કાયદા જાણનાર, દેશના પરસ્પર કાયદાની મધ્યમ પણ સહમજ ધરાવનાર એમ કહી નહી કેહેશે કે હાલ વડુ રાજ જે સરહદતાપણુ ભોગવેછે તે, જીતીના દાવાથીછે તે માત્ર એટલુ જ કેહેશે કે તે સબધ ખુસુસ કરેલી સરતો અને કરારોથી અને આપણી સરકારના આગળના કામકાજથીછે અને મુખ્ય કરી હિંદુસ્તાનની રાજ કરવાની હાલત અને ગરજને લીધે તથા ત્યાના વાહાણવટાઓ અને લોકોની મરજી રીતે લીધેછે હાલ દેશી રાજ્યો થોડાજછે જે બ્રિટીષ સરકારે જીતી લીધેલા કેહવાય તેઓનો મોટો ભાગ બ્રિટીષ સરકારે જીતી લીધો નથી એટલુ જ નહી પણ તેઓ સાથ લડાઈમાબી ઉતરી નથી તેઓમા સઉથી મોહોટુ અને અગત્યનુ નીઝામ હેદરાબાદનુ રાજ બ્રિટીશાએ જીતીલીધુ નથી એટલુ જ નહી, પણ મેહ સરકારે સાથે બે લડાઈની ફતેહોમા તેનો મોટો ભાગ હતો એરના માટે એટલુ તો ખચીતછે કે જો આપણે ફતેહમદ છીએ તો હિંદુસ્તાનના ખડ ઉપર સરદારી ચલાવનાર આપણે એકલા ફતેહમદ નથી હાલના કેટલાક રાજકરતા શાહાઓના વડવાઓ જેમકે નીઝામ, સીંધીઆ, હોલકર એઓએ પોતાનો આખો મુલક અથવા થોડો ભાગ જીતથી મેળવ્યો હતો અને હમણાજ કહ્યુ તેમ કેટલાકોએતો આપણી જીતમા ભાગ લીધો હતો અને મદદ કરી હતી

માઈસોર કે જ્યા સારા ભાગ્યે માજી રાજાના નાહાના એરી તથા દત્ત પુત્રને ગાદી આપી અને એ દેશી રાજ્યને ગુમ થાઈ જતુ અટકાવી બાજાપડનો છેડો આણ્યોછે તે બાબે તકરાર અને મસલહત થતી હતી તે વેળાએ કલકત્તાની સરકાર જે માઈસોરને જોડી નાખવાને ઘણી ખતી હતી તેણે આપણી શાહાનશાહી સત્તા અને આસરા નીચે પડના રાજો વચેના આપણા સબધ વિષે રેવા

કેટલુ શબ્દોમા ટીકા કરેલા હતા કે તે કોન્સિલના ધારાના હીમાયતીએ અથવા કોઈબી હુશિયાર ન્યાયશાસ્ત્રીએ કદાચજ તપાસ્યા હોય યા બાહાર રાખ્યા હોય. રાજાની આર્જુજી તથા તેના વિલાયતની સરકારને લખેલા પત્રોના ઉત્તરમા હિંદુસ્તાનની સરકાર જણાવેછે કે એ સંબંધ ફક્ત "જીતના હક" થી હતો, પણ એ જીતના હકની મતલબ હારેલા દુશમન ટીપુ સુલતાનના હાથમાથી ઈસ્ટ ઈંડયા કંપની અને તેમના મદદગાર નિઝામે માઈસોરનો મુલક શી રીતે લઈ લીધો તે દેખાડવાની હતી. ત્યારપછી એ બન્ને રાજ્યવાળાઓએ ૧૭૯૯ ના એક કરાર (Partition Treaty) ની રૂહે આ મુલક માઈસોરના રાજાને સ્વાધીન કરી દીધો અને ત્યારપછી તે રાજા તથા બ્રિટીષ સરકાર વચ્ચેનો સંબંધ એક નવા કરાર (Subsidiary Treaty) થી ચાલુ થયો. મુલક આપી દીધા પછી જીતનો હક રહ્યોજ નહી.

રાજાના હકને નબલો પાડવા તથા માઈસોરના રાજ્યને નબલુ કરવા માટે કલકત્તાની સરકારે જે તકરાર બતાવી હતી તેમા બે ભુલો જોવામા આવેછે. પેહલું તો એકે ટીપુ સુલતાન પાસેથી માઈસોરનો મુલક એકલા ઈંગ્રેજોએજ લીધો એમ કેહેવામા આવેછે, પણ લાર્ડ વેલસ્લી પોતાના તે વેળાના સઘળા એવા રેમા સાફ નિઝામનો ભાગ કબુલ કરેછે અને જીત બેહુના જોડાયલા લશ્કરે કરી તથા પાછો મુલક બેહુ સરકારની મરજીથી આપ્યો હેવુ કેહેછે અને જણાવેછે કે "કંપની સરકાર તથા નિઝામના આશરા નીચે માઈસોરના રાજાને ગાદી ઉપર બેસાડી કાયમ રાખવામા આવશે." અને ઉપલો કરાર (Partition Treaty) જે હજુ અમલમાછે તેની કલમો લાર્ડ વેલસ્લીએ કહેલી સઘળી ધારણાઓને બરાબર મળતી આવેછે.

બીજી ભુલ એછે કે આપણી સરકાર એ જીતના હકને હમેશનો, કાયમ અને બેપેહાન સુલીનો જાણે બ્રિટીષ સરકારના હાથમા આવ્યો હોય તેમ ગણેછે પણ તેમ થવાને બદલે તે જીત ફક્ત મુલક ની રીતે હાથમા આવી તે દેખાડવા માટેછે અને એ હક જેવો એક વેળા વાપર્યો કે તેવો એકદમ ગુમ થાઈ જાયછે અને જેવો મુલક પાછો આપ્યો અને બીજાની સત્તા કાયમ કરીકે તે ભુજ હકનુ નામ નીકળી જવુ જોઈએછે.

હિંદુસ્તાનના દેશી રાજ્યોનો મોટો ભાગ બ્રિટીષ સરકારે જીતી લીધો નથી પણ કદાચ જીતી લીધેલુ દેશ જીતનારની મેહેરબાની અને ઉદારતા તથા દાહાપણથી રક્ષુ હોય તોયે તે વડા રાજ અને નાહાના રાજ વચ્ચેનો સંબંધ ફક્ત જીતના હકના બ્યાનથી જેમ ગમે તેમ આપખુદીથી કરારોને એક બાજુ મુકીને ચલાવાઈ શકાય નહી પણ ખુદ કરારની રૂહે વાજબીની રાહે ચાલવો જોઈએ, પણ જો હિંદુસ્તાનના દેશી રાજ્યો જીતી લીધા એમ કેહેવુ ભુલ ભરેલુ છે તો બ્રિટીષ સરકારના હાથમા જે હાલ બોહોળો મુલકછે તે જી

જીતી લીધેલો અને જીતીતના હકથીજ પકડી રાખેલો શું ન કેહવાય? ખચીતજ નહી. હેવો કોઈથી ખ્યાન કરવો એ ઉપરના જેટલું જ ભુલભરેલું છે. "જીત' એ શબ્દનો વાજબી અર્થ માત્ર એકે કોઈ મુલક હથીઆરના જોરે લેવો, અને આતો ઈતિહાસની ખોટી વાત છે કે બ્રિટીશ સરકારનો એ રીતથી લેવાયા નથી પણ તરેહવાર રાજદ્વારી તાલમેલ અને સગાઈ અને શાહજાદાઓ સાથ મીત્રાચારી ભરેલી ગોઠવણોથી હાથમા આવેલ છે. આ મહિના કેટલાકોને વરસ દહાડે ખંડણીના બદલામા લશકરી મદદ અને બચાવ આપવામા આવતો હતો પણ પછવાડેથી તે ખંડણીને બદલે મુલક આપવામા આવ્યો, કેટલાક પ્રતો ઇસ્ટ ઇંડયા કંપનીને સોગાત સેહનવાડે ખંડણી લેતી કરી આપ્યા હતા જે મુલક જીહીતથી લીધેલા કેહવાયજ નહી અને જે તેમેલી રકમ આપતી બંધ કરવાથી કરીબી જીહીતના નામથી નાખી શકાતે નહી, વળી આ ઠેકાણે કેહવું વાજબી છે કે હૈદરાબાદના નીઝામે આપણને કેટલાક વરસ સુધી લશકરી મદદ માટે નાણું આપ્યું હતું પણ તે આપણી ખડીઓ કોઈ દહાડે થયો નથી પણ બ્રિટીશ સરકારે ૧૭૬૮ ના કરારથી તે ૫૫ વરસ સુધી મદ્રાસ ઈલાકામાના ઉત્તર સીરકાર્સને માટે નીઝામને વરસ દહાડે ૭ લાખ રૂપીઆની ખંડણી ભરતી હતી ૧૮૨૩ મા પામર કંપની સાથ લેવડ દેવડથી નીઝામની સરકાર નાણાની તંગીમા આવી પડી ત્યારે ઇસ્ટ ઇંડયા કંપનીએ આ ખંડણી એકદમ નાણું આપીને ચાલી લીધી અને હૈદરાબાદની સરકારને ૧૧૬૬૬૬૬૬ રૂપીઆ રોકડા આપી અડચણમાથી છોડવી

ઇસ્ટ ઇંડયા કંપનીએ જે રીતે રફતે રફતે બંગાળની હાકમી પોતાના હાથમા લીધી તેને ખચીતજ "જીહીત" નું નામ અપાયજ નહી એ બાબે પેહલોહના પગનાનું "એટચીસનસ ટરીટીસ' મા જે સર્વેથી નવું વર્ણન આપ્યું છે તે આપણે તપાસીયે

"સુરજા દઉલાના મુખ્ય સરદારોમા તેને ઉઠાડી મુકવા સારૂ એકસંપ થયો હતો, તેમા અંગ્રેજો સામેલ થયા અને જાફરઅલીખાન સાથ કરાર કરયો'

"તા૦ ૨૩ મી જુન ૧૭૫૭ ને દીને પલાસીની લડાઈમા સુરજા દઉલાની પુરેપુરી હાર થાઈ અને તેને બદલે કનાઇવે બંગાળના સુબેદાર તરીકે જાફરઅલીખાનને બેસાડ્યો"

ત્યાર પછીથી લીધેલા પગલાં, શાહાનશાહાનુ દીવાની હકનુ બક્ષીશ આપવું, મીર જાફરને ઉઠાડી પાછું બેસાડવું અને ત્યારપછીના દરેક જવાબ સાથ કરારની રૂએ થોડી થોડી હાકમી અને મેટસુલ આપણા તરફ પધારતા ગયું એ કોઈ જીહીત કેહવાય નહી તેજ રીતના બીજા વાધા ઉપરથી માલમ પડે કે ૧૭૫૭ અને ૧૮૦૦ ની વચ્ચે બ્રિટીશ સરકારે કોઈ પ્રાન્તો હ્ય સાલની હાકમી પોતાની મેહનત અથવા લશકરી બળે કરી લીધી નથી એમ તુજ નહી

પણ તેઓના લશકરી કામકાજમા પણ તેઓને દેશીઓની મદદ અને ટેકો લેવા પડતો હતો. રાજકારભાર અને નાણા સબધી બાબદમા તો દેશીની મદદની અગત્ય વધારે હતી. ઘણીવાર કેહવામા આવેછે તેમ નવાબ નઝીમ આપણો એકબારગી ગોલામ પણ હતો તોએ રાજદ્દુવારી બાબદમા તે જરૂરનુ હથીઆર હતુ. આપણે ધારાની રૂહે અને હોકમથી કામ કરયે છૈએ હેતુ દેખાડવા માટે અને શાહાનશાહા તથા ઇંગ્રેજ ઇડયા કુપનીની વચ્ચે જો નવાબ આપણી સાથે ન હતેતો સરદારો અને લોકો આપણી આ ઉઘાડી પગપેસારો કરવાની મતલબની સામે ઉભા થતે.

બગાલ, બીહાર અને ઓરીસા ઉપરનો બ્રિટીશોનો હક જીહીતથી મલ્યો નથી પણ ત્યાના લોકોની તાબેદારીથી મળેલા કરાર પ્રમાણે મળયોછે અને જે કોઈબી કાઈબી બાહાને આ કરારમા હાથ ઘાલે તેને રાજઅધીકારી અથવા ન્યાય શાસ્ત્રીનુ નામ છાજતુ નથી.

મદ્રાસ કીનાકાનો મોટો ભાગ કરનાટીક સરકારે જીહીતી લીધો નથી. કરનાટીકનો નવાબ કોઈવારમી આપણો તાબેદાર હતો નહી. ૧૮૦૧ ની અગાઉ નવાબ હરાવના, અથવા ઉઠાડી મુકવામા ઇસ્ટ ઇડયા કુપનીનુ કાઈ ચાલતુ ન હતુ. ફ્રેંચ સાથની લડાઈ જે ૧૭૪૫ થી ૧૭૬૨ સુધી વગર અટકયે ચાલી અને જે આપણે લીધેજ હતી તેમા નવાબે તથા ઇસ્ટ ઇડયા કુપનીએ સરખુ અને મળતા રહીને કામ બજાવ્યુ હતુ. ૧૭૮૦ મા મદ્રાસના ગવર્નરે નોધ કરીકે નવાબની મીત્રાઈને લીધે "આપણી માનપુર્વક ફતેહ થાઈછે અને ફ્રેંચો ઉપર જીહીત મેલવી છે તથા હાલની લડાઈમા સાબુત ફટકો મારયોછે જેથી માત્ર ધારવા જેજ પુર્વમા આપણી સત્તા રહીછે."

નવાબ વનાજાહાએ જે નોકરી આપણી બજાવી તે બાબે ડાએરેકટરો નવાબને એક પત્રમા લખેછે કે "હમારી આગલી અને હાલની મીત્રાઈ માટે તમને ખાત્રી આપવા સારૂ તમારા રાજમા તમને મદદ કરવા અને હમારાથી બને એટલુ તમારાજ કુટુબમા એ ગાદી રાખવાની તજવીજ કરવા સીવાય હમારાથી બીજી રીતે ઉપકાર વાળવાના સબ્દો નથી." પણ આ નવાબનો પાધરી ઓલાદનો વારીસ જે એક નવાબનો બેટો, બીજા નવાબનો ભાઈ તથા ત્રીજાનો કાકો હતો તેણે પોતાના ભત્રીજાના ૧૮૫૫ મા મરણ પામવા પછી ગાદીને માટે દાવો કરયો પણ રૈકટ.

કરનાટીકમા આપણી નબળી બાજુને પુષ્ટી આપવા સારૂ આપણાજ આગના કામકાજને નીચા પાડવા એ નીતિથી અને ધારાથી ઉલટુ છે અને જે રાજદ્દુવારી કામોથી આપણને આવડો નફો થયો તેને હવે હસી કાહાડી બોલવુ કે નવાબતો ફકત જોવાનો અને પુતલા જેવો હતો અને સગળી બારી સત્તાતો ઇસ્ટ ઇડયા કુપની ચલાવતી હતી એ છાજતુ નથી. હેવુ હતુ બારં

૧૮૦૧ ના કરારમા આગળા નવાબે "તથા તેઓના વારેસ વગેરે" સાથના સગળા કોલકરારો માંહેની મીત્રાચારી ભરેલી કલમો કાયમ રાખી કરનાટીકમા "દીવાની અને લશકરી હકુમતનો વહીવટ" ઇસ્ટ ઇંડયા કુંપનીને સોંપ્યો હતો અને પાદશાહી માનનો દરજ્જો તથા ચોકસ મેહસુલ નવાબને માટે રાખ્યાં હતાં, જ્યાંસુધી આ સરતો પાલવામા આવી (અને તે ૧૮૫૫ સુધી પાલવામા આવી હતી) ત્યાં સુધી એ કરાર આપણો હક હતો અને નવાબ આપણો જામીન હતો, પણ હવે એ આપણા હકનુ બમ્બત ધુળમા કચડી નાખ્યું છે અને આપણા જામીણને તોડી પાડયોછે. એટલે હવે કાંઈ નવા કરાર વના કરનાટીકમા આપણો પગદંડો બીનકાયદે છે. આપણી સ્થીતિ ઘણી અંધેરછે. જે પુરૂષ બ્રિટીષ સરકારને આ હાલતમા લાવ્યોછે તે ન્યાય શાસ્ત્રી કે રાજ્ય અધિકારી હોયજ નહી. કોઈબી પુરૂષ જે કાયદાના તત્વ જાણતો હોય અથવા તે ઉપર ગોર કરવાની ટેવ હોય તે રાજ્યના આ કામને મંજુરી આપે અથવા તે માટે રજુ કરેલી તકરાર બાહાલ રાખે એ માનવું મુશકેલછે. વળી આ જાણવાજોગ છેકે અકટોબર ૧૮૫૫ મા જ્યારે કરનાટીકનો છેલ્લો નવાબ મરણ પામ્યો ત્યારે ગવરનર જનરલ લાર્ડ ડેલહાઉસી મદ્રાસ ઇલાકાની હદમા નિલગરી હિલ્સ ઉપર હતો. તેણે નવાબની સલતંત માડીવાળવાને પોતાના વિચાર તુરતજ મદ્રાસના ગવર્નર લાર્ડ હારીસને જણાવ્યા અને પછવાડેથી મદ્રાસની કૌન્સિલમા પ્રમુખની જગાપર બેશી એ બાબદ ઉપર એક મીનીટ લખી, અને મદ્રાસની કૌન્સિલના કામકાજના એહવાલમાં સાથ પોતે એક દસ્તાવેજ વિલાયત મોકલી તેમા ભરૂસો દેખાડયો કે "એ બાબદ ઉપર નામદાર કોર્ટ પોતાનો ઠરાવ જલદી નહી જાહેર કરશે." આ પ્રમાણે કલકતાની સુપ્રિમ કૌન્સીલ આ બાબદ ઉપર વિચાર કરે તેની અગાઉ મદ્રાસમા તેનો નિવેડાબી આવી ગયો. તે સવાલમા ધારાના હીમાયતી મી૦ (હાલ સર) બારનીસ પીકાકની મંજુરી તે વેલાના કોઈબી સરકારી પુસ્તકમા જોવામા આવતી નથી. તેના વિચારો શું હતા તે આપણે જાણી શકતા નથી પણ આપણે એમ ધારી શકયે કે કરનાટીક જીહીતી લીધું હેવું તે કેહતે નહી.

બ્રિટીષ સંસ્થાનનો ચોકસ ભાગ અલબતાં જીહીતથી લીધામા આવ્યો હતો. દાખલા તરીકે મદ્રાસ અને મુંબાઈ ઇલાકાનો મોટો ભાગ ટીપુ સુલતાન પાસેથી અને છેલા પેશવા પાસેથી પાધરી રીતે જીહીતી લીધો હતો, પણ આપણે આગળ કહયું તેમ આ માંહેની કેટલીક લડાઈઓમા દેશી સરદારો આપણા મદદગાર હતા અને જીહીતેલો મુલક વેંહેંચી લેવામા તેઓએ ભાગ લીધો હતો તથા બીજા ઘણાક નાહાના સરદારોએ સારી મદદ આપી હતી. આપણે હિંદુસ્તાનમા જેબી લડાઈઓ ચલાવીછે તેમા આપણા લશકરમાં દેશી સીપાહીઓનો મોટો ભાગ હતો. મગોલ શાહાનશાહતના પડી ભાગવાથી જે રાજદ્દવારી ફેરફાર

થયા અને જેથી આપણા માટે માર્ગ ખુલ્લો થયો તે સઘળુ દેશીઓનુ કામ હતુ અને આપણી લશ્કરી કારકીર્દીમા જોકે આપણુ ફતેહમંદ ઉતર્યા તોએ તે સઘળું દેશીઓની નોકરીથી હતુ, અને તે સાથે દેશી સરદારો અને રાજાઓ સાથ એટલા તો કરારો અને સમજુતીઓ થઈ હતી કે ઇતીહાસની રૂહે વાજબી કેહતા હિંદુસ્તાન ઉપર ઇંગ્રેજોની જીત થઈ એમ કેહવાઈ શકાતુ નથી. પણ એકબારગી એમ કહીએ તોયે શુ થયુ? જીતનો માત્ર ખરો અર્થ એ કે લડાઈના જોરે લેવુ. જીતની પુરી જ્યારે સુલેહ થાય અને ત્યારપછી મુલક છોડી દેવામા આવે ત્યારે તે સર્વેથી સરસ હક કેહવાય. જીતની સરસ મ-જુરીતો પ્રજાની તાબેદારી અને મંજુરીછે. સર ટરાવીસ ટ્વિસ કેછે કે "જીતનો હક ધારાની રૂએ, આપી દેવાના હકમા સામેલ થાયછે અને જીતનારના મોટા બળથી તેનો હક સામેલ થતો નથી પણ હારેલાઓ પોતાની રાજીખુશીથી જીતનારના હક કબુલ કરેછે ત્યારેજ તે વાજબી ગણાયછે."

હુ આ કહુ છુ તેના દાખલા તરીકે આપણે કેનેડાનો મામલો ધ્યાનમા લઈએ. કેનેડા ફ્રેંચોના હાથમાથી ૧૭૫૯ મા જીતી લીધામા આવ્યુ હતુ, અને ૧૭૬૩ ના પારીસના કરારમા એ મુલક આપી દઈને ઉપલી જીત બાહાલ રાખવામા આવી હતી. આ વેળાએ કેનેડાના સઘળા રેહવાશીઓ ફ્રેંચ હતા, પણ તે વખત પછી ગ્રેટ બ્રિટનથી ઘણાક લોક ત્યા જઈ વસ્યાછે અને ફ્રેંચો કરતા બ્રિટીશનુ પ્રમાણ પાચ ઘણુછે, પણ દક્ષીણ કેનેડામા ફ્રેંચનુ વસ્તાર અજાયબ જેવી રીતે વધતુ ગયુ છે અને હાલ ત્યા આસરે ૮૦૦૦૦૦ ફ્રેંચોની વસ્તીછે અને તેજ પ્રાંતના થોડાક ઇંગ્રેજી રેહવાસીઓ કરતા, ભાષા, રીતભાત તથા જાતમા કેવળ જુદાછે

૧૭૫૯ પછીથી કેનેડા ઉપર બ્રિટીશોનો હક જીતથી લાગુ થયલો કેહવાયછે જે ૧૭૬૩ ના સુલેહના કરારથી બાહાલ રહયો હતો. પણ છેલ્લી સદીમા વિલાયતમા કે સસ્થાનમા હેવા વિચારથી રાજદ્વારી પગલા લીધા હતે કે કેનેડા જીતાયલુ દેશછે અને ફ્રેંચ રેહવાશીઓ જીતાયલા લોકછે તો તે કેવુ ગર્વહીન બેહુદુ અને અધર્મ કેહવાતે, અને એજ પ્રમાણે જો ફ્રેંચો મોરીશીઅસમા, ડચ લોકો કેપ આવ ગુડહોપમા અને સ્પાનિયર્ડો ટ્રીનીદાદમા કે જ્યા ઇંગ્રેજો જઈ વસ્યા નથી ત્યા એમ કરતેતો તે પણ બેહુદુ લાગતે જ્યારે કોઈબી દેશ જીતવામા આવે કે ત્યાની પ્રજા બ્રિટીશ કેહવાયછે અને આપણને જે જન્મથી હક મળેછે તે તેઓને પ્રજા થયાથી મળેછે અને શાહાનશાહતની પ્રજા તરીકે રાજદ્વારી ખટપટમા તેઓને સરખો લાભછે અને તેસા ભાગ લેવાની છુટછે. જેમ જેમ એક પરગણુ અથવા દેશ હાથમા આવતુ જાય તેમ જેઓના હાથમા તેની કારભારીગરી આવે તેઓની ફરજછે કે જેમ બને તેમ સરસ અને છુટી સરકાર તેઓને આપવી અને લોકોની સસારી વધારા

અને હાલત ઉપર ધ્યાન આપવું. હું કાંઈ એમ કેહવા માગતો નથી કે ૩૫ વરસ અગાઉ કેનેડાને, જેવી આપ જોખમદાર અને આપખત્યાર સરકાર મંજુર કરવામા આવી હતી તેમ હિંદુસ્તાનનેબી કરવામા આવે. હું સાફ ના પાડુંછું કે હિંદુસ્તાન આપ હાથે રાજઅખ્તિઆર ચલાવવાને લાયક હોય. હું કોઈબી ચોકસ જાતનો અધિકાર માગતો નથી પણ હું માગુછુ કે ખુદરતના અને પ્રજાના કાયદાના જે મુખ્ય તત્વો જેનો આપણા જાણીતા મત્તાવાળાઓએ ખોલાસો કરેલોછે તે વગર આનાકાનીએ હિંદુસ્તાનના બ્રિટીષ સંસ્થાન ઉપર લાગુ પાડવા. મુખ્ય કરી બે બાબદ ઉપર હું વધારે ધ્યાન ખેંચવા માગુંછુ, જે ઉપર ખુબ વિચાર થવો જોઈએછે.

પેહલુ તો એકે આ જમાનાના ન્યાય શાસ્ત્રમા, ઝીણીત અથવા કોઈ ચડતા-પણાથી, વિદ્યા, નીતિ અથવા જાતથી, ઉંચી પ્રજા જેવુ કાંઈ છેજ નહી, જા-હેર નોકરીમા, દાખલ કરવામા, અને સરકારી કારભારમા પાધરો હાથ નાખવામા લોહી અને જાતનો ફેર હોવો ન જોઈએ, પણ ચોકસ પુરૂષના જાતી ગુણો ત-પાસવા જોઈએ, અને તે તપાસતાં ધર્મને વચ્ચે લાવવો ન જોઈએ.

બીજું એકે હિંદુસ્તાનને લાભ કરવાની મનષાએજ તે ઉપર રાજ ચલાવવુ જોઈએ તે એક છુટાજ દેશની માફક નહી, અને શાહાનશાહતના લાભ ઉપર ધ્યાન આપ્યા વગર નહી પણ ખમુસ ગ્રેટ બ્રિટનના અથવા બ્રિટીષ પ્રજાના કોઈબી વર્ગના લાભને માટે તેમા ખલલ પડવી ન જોઈએ. હિંદુસ્તાનમા મા-હેના અને બાહારના સંભાળ અને સુલેહ માટે યોગ્ય લશકર આપો અને તેનો ખરચ લ્યો, પણ તે ઘણુ મોહોટું અને ખરચવાલુ ન જોઈએ અને વિના-યતના લશકરના ખરચ તેમા મેળવા ન જોઈએ, લાયક કરો નાખવા પણ નિકા-સની જગાત ઓછી કરતા, અને આયાતની કાહાડી નાખતા, અમરીકાના અને ધાકા કરતા માનચેસ્ટર અને લીડસને માટે હિંદુસ્તાનના રાજકરતાઓએ વધારે કાળજી ખતાવવી નહી. જો હિંદુસ્તાનને રેલવે જોઈએ અને તેનો ખરચ આપી શકેતો બાંધો પણ લાનકાશાયરને રૂ જોઈએ એટલા માટે હિંદુસ્તાનમા વગર નફાનો રેલવે બાંધવો એ ખોટુ કેહવાય.

હિંદુસ્તાનની જાહેર નોકરીને માટે ઘણા કાબેલ અમલદારો મોકલો અને તેઓને ફરમાવો તથા પૈસા પગાર આપવામા કાંઈબી કંજુસાઈ ન જોઈએ. જ્યાંસુધી જરૂર માલમ પડે ત્યાંસુધી મગજ ખાતાઓમા કેટલાક પ્રમાણમા ઇંગ્રેજી ગૃહસ્થોને તેઓનો અધિકાર ચલાવવાની કાબેલ્યાત માટે અથવા શાહા-નશાહતનુ હાકમીપણુ દેખાડવા માટે રાખવા ધારે અથવા કેટલીક જગાઓ તેઓ માટેજ જુદી કાઢી ધરેતો આનાકાની વગર તેમ કરો, પણ એમ કરવામા ફક્ત અધિકાર ચલાવવાની કાબેલ્યાત તરફજ જોજો, એમ ન કેહવામા આવે કે ઉંચી મોહોટી જગાઓ બ્રિટીષ અમલદારોને આપવી જોઈએ કારણકે તેઓ

અકતી પ્રજાછે અને દેશીઓને રાજકારભારમા દાખલ ન કરવા કારણકે તેઓ હારેલી પ્રજાછે એમ ન સમજવામા આવે કે ગ્રેટ બ્રિટન અને આયરલાંડના મધ્યમ વર્ગના લોકોને તેઓના બેટાઓ માટે સારી નોકરીઓ હિદુસ્તાનમાં મેળવવાનો હકછે અને એટલા માટે દરેક ખાતાની નોકરી માટે હિગલાંડમાથી માણસો પુરા પાડવા જોઇએ

હિદુસ્તાન જીતેલુ દેશ નથી બ્રિટીષ સરકારે અને બ્રિટીષ પ્રજાએ મગરૂર રેહવુ જોઇએ કે તેઓએ હિદુસ્તાનમા પોતાની હાકમી બીજા લડવૈયાઓની માફક લીધી નથી પણ દેશમા સુલેહથી દાખલ થયા પછી ત્યાના બખેડાને લીધે અંદર ભાગ લેવા પડયાથી તેઓએ આગલ વધીને લશકરી બળે અને રાજકીએ સારી જગા મેળવીછે પણ તેમ કરવામા ત્યાના લોકોની મજુરી અને મદદ હતી એકબારગી આપણે કબુલ કરશે કે મોગલ શાહાનશાહતના પડી ભાગવા પછી જે રફતે ગફલે નવુ જોર ઉભુ થયુ તેને બ્રિટાની હિદુસ્તાન ઉપર જીત કહીએ, તોયે શુ થયુ ? જ્યારે જીતથી મુલકમા લીધામા આવે છે ત્યારે વાજબીપણે હારેલી પ્રજા ઉપર કઇ જુલમાત તથા ધીક્કાર નાખી શકાતો નથી અથવા કોઇબી રીતે તેઓ પાસેથી ખડણી લેવાઇ શકાતી નથી જો હુ ભુલતો ન હોઉ તો આ તત્વો હાલના દેશ દેશના કાયદાને મળતા છે

હિદુસ્તાનના લોકોની મજુરી અને મદદ વગર હિદુસ્તાનની બ્રિટીષ સરકારને કદી ચાલવાનુ નથી જ્યાસુધી તે ત્યાના શીખેલા, સુધરેલા અને વિચારવંત લોકોને પોતાના તાબામા ખુશી કરીને રાખશે નહી અને પોતાના હરાદો અને કામમા તેઓને સામેલ કરશે નહી ત્યાસુધી સુધારાનુ અને વધારાનુ કામ ત્યા ચલવાનુ નથી ફક્ત લશકરી બળથી અથવા સાગ કારભારથી દાબ કોઇ સરકારથી રાજ ચલાઇ શકાવાનુ નથી આજનો સઉથી મોટો ફીલસુફ અને રાજઅધિકારી પુછેછે કે એક સ્વતંત્ર દેશનો કયો રેહવાશી સારા અધિકારને માટે પોતાનુ સ્વતંત્રપણુ ખોવા તૈયાર થશે ?” અલબત્ત હિદુસ્તાન સ્વતંત્ર દેશ ગણાય નહી અને તે તદન છુટુ રેહવાને લાયકબી નથી પણ ત્યા ધારા કાનુન ચાલેછે, કાઇ આપખુદ જુલમાત નથી બ્રિટીશોના હાથ તળે છુટાપણાનુ એક મોટુ સાધન હિદુસ્તાનમાછે તે ત્યાના સ્વતંત્ર પત્રો છે અને જાહેર સભા ભરવા દેવાનો હકછે આપણે જે કેળવણી હિદુસ્તાનને આપીએ છીએ તેનો જો તે લાભ લેય તો તેણીની સાથ આપણે લડવુ ન જોઇએ તથા વધારે છુટાપણાની તેની ખાએશને તથા અપરાજ્ય ચલાવવાની ઇને જીતના હકના અહંકાર ભરેલા શબ્દોથી દાબી નાખવી ન જોઇએ કારણ તેમ કેહવુ ભુલ ભરેલુ છે અને જો સાચુ હોયતો તે વગર અર્થનુ અને નકામુછે

**મી૦ ટેલર**—જે જગાઓ અને મુલકો આપણા હાથમા જીતીત, તરકટ અથવા બળેશથી નહી પણ કરારથી આવ્યાછે તે બાબદ ઉપર હાલ મોનવાને મને વોમતછે. જ્યારે આપણે હિંદુસ્તાનના આગલા ઇતીહાસ તરફ જોઇએ છૈએ અને બ્રિટીષોની ચડતીની સરૂઆત તરફ નજર પોહોચાડીયે છએ, જે વેળાએ સગળી જાતની રાજદ્વારી ખટપટ, લડાઇઓ, બેદીલી, વિશ્વાસઘાત ચાલતો હતો ત્યારે આપણુને સેહનાઇથી મહુમજ પડેછે કે સરકારને પોતાની ચડતી રાખવા સારૂ પોતા તથા નાહાના જમીનદારો વચ્ચેના સેહજ વાધાને પણ પોતાના હાથમા લેવાની કેટલી અગત્ય હતી, પણ તે વખત હવે વહી ગયોછે, અને મર્યાદા બાંધેલી ચાલેછે અને દેશીઓની ચડતી થવાની તજવીજો રદ ગઇછે અને હમેશની નાબુદ થાઇછે હવે લડાઇ કે લડાઇની બુમ જેવુ કાઇ છે નહી પણ સુલેહ ભરેલો રાજકારભાર ચાલેછે, આપણા વડાપણાને કોઇ ના પાડતુ નથી ત્યારે ઇનસાફના કાયદાથી ઉનટા જઇ નીતિની સામે મેજર ઇવાન્સ બોલે જણાવ્યુ તેમ પોતા તથા દેશી સરદારો વચ્ચેના વાધાને પોતાના લાભમા સુકવવાનો અખત્યાર રાખવાને ઇગ્રેજોને શી જરૂરછે? તે આ દેશના કાયદાથી ઉનટુંછે, ધારા કાયદાના મુળ પાયાને તોડી કરનારછે અને ફકત તેના બચાવમા એકજ બોલ પેપરની માફક મોનવામા આવેછે તે "દરબજો" છે. મેજર ઇવાન્સ બેનની કેટલીક સુચના વળી કહુછે અને જો તેમજ માનવામા આવેતો નક્કી આપણુને હિંદુસ્તાનને સનામ કરી છોડી જવુ પડે. કોઇબી રીતે એ દેશ આપણા હાથ આવ્યુછે એટલે જ્યાસુધી પ્રભેશ્વરની ઇચ્છા થાય નહી ત્યાસુધી તે પકડી રાખવાનો આપણો ધર્મછે. છોડી આપવુ તે જીહીત બરાબર નથી એ હુ કબુલ રાખતો નથી. પોતાની મીલકત જ્યાસુધી કોઇ નકામી જાણે નહી ત્યાસુધી તે એક પાવલીની કીમતથી આપવાને તૈયાર થાય નહી અને જો ન આપેતો તે જીહીતી લીવામા આવે, પણ કરારનો અર્થ જુદોજછે. દાખલા તરીકે મીર જાફર અને ઇસ્ટ ઇંડીઆ કંપની વચ્ચેનો કરાર ઘણો પાકો હતો અને બેઉ બાજુવાળા ક્રુર હતા. એક પોતાના ધણીને તોડી પાડયો અને બીજો તે પાપમા સામેલ થયો, પણ તે છતા પાકી માણસો જ્યારે કરાર કરે ત્યારે કરેસનામાઓના કરારની માફકજ તે પાળવો જોઇએ. આ બાબદ ઉપર વધારે બોલવુ મારાન છે કારણ કે મેજર ઇવાન્સના દરેક વાક્ય ઉપર ઓછામા ઓછા એક બે કલાકનો વાદવિવાદ થાઇ શકે.

**મી૦ પ્રિથાર્ડ**—હુ ધારૂ છુ કે મેજર ઇવાન્સ બોલે હિંદુસ્તાનની અને આપણી આસોસીએશનની એક મોટી નોકરી એ બજાવી છે કે હિંદુસ્તાન શી રીતે હાથમા આવ્યુ તે વીષેનો ખોટો ખ્યાલ લોકોના મનમાથી કાઢી નાખ્યોછે. હિંદુસ્તાન કરારથી, જીહીતથી કે જોરજુલમથી યા નામે એ રીતે આપણા હાથમા આવ્યું તોએ ત્યા વાજબી ઇનસાફ ચલાવવાની આપણી ફ૦

રજાછે. આપણા ન્યાય શાસ્ત્રીઓ ત્યા કાયદા ઘડૅતો દેશ વચ્ચેના કાપ દાઓ ઉપર ખુબ ધ્યાન આપવુ જોઇએ, કારણ ઘણીકવાર ભુલો થયલી આ પણા જોવામા આવેછે. જેમકે દેવ દેવના કાયદામા લડાઈ કરનારાઓને તોકસ હકો આપવામા આવાછે પણ તે હક બનવા ખોરોને આપ્યો નથી. હવે જ્યારે લાર્ડ ડેલહાઉસીએ આઉદ જોડી નાખ્યુ ત્યારે બનવો ઉઠયો તે અગાઉ બ્રિટી શોનો કાસ્ર મજબુત ન હતો. આઉદના લોકોએ તક જોઈ બળવો ઉઠાવ્યો, અને દેશને છુટુ કરવા ચાહાયુ. જ્યારે લડાઈ નજદીક પુરી થાઈ ત્યારે નામીચા લારડ કાનનીવાળા દસ્તાવેજમા સ્પષ્ટ અને ખોલલુ લખેલુ હતુ કે હિંદુસ્તા નની સરકારે આઉદના લોકોને બનવાખોર દાખલ નહી પણ લડાઈ ઉઠાવનાર દાખલ ગણવા પછવાડેથી કદાપિ ધારાની બીનમાહીતીથી કે જાણી જોઈને દસ્તાવેજની આ મતલબ ભુલી જવામા આવી અને લડાઈ પછી આઉદને નવેસરથી ઉભુ કરવામા આવ્યુ ત્યારે જેઓએ લડાઈ ઉઠાવી હતી તેઓને તેમ ગણવાને બદલે બનવાખોર તરીકે ગણવામા આવ્યા. આ ભુલથી થયલી ગેર ઇનસાફી ઘણે દરજ્જે દુર કરવાને હાલ બ્રિટીશ સરકાર ઘણી મેહનત કરતી આવીછે પાચ વરસ ઉપર જેવુ હિંદુસ્તાન હતુ તેવુ હાલ નથી, અને દસ વરસ પછી હાલ છે તે કરતા જુદુજ થાઈ જશે, અને જેમ આ ફેરફાર થતા જશે તથા સડકની જાળી આખા દેશની સપાટી ઉપર પથરાશે ત્યારે પોતાની મેળે આપણે દેશી રાજ્યોના સબધમા વધારે આવીશુ અને તેથી વેપાર વણજનો વધારો થાઈ હકો અને વાધાઓના સવાલો ઉભા થતા જશે જે ચુકવવાને હાલ આપણી પાસે કાઈ ઉપાય નથી.

**ડાકટર મુર**—એક બીજી બક્ષીસ આપણ કેટલા આજ ભુલી ગયા છૈએ તે ઉપર હુ તમારૂ ધ્યાન ખેચુ છુ. કલકતા અને બીજા ૨૮ પરગણાઓ દી લહીના પાદશાહ અકબરે ડાકટર હામીલ્ટનને તેની નોકરીને માટે આ પ્યા હતા અને આપણી સરકાર તથા હિંદુસ્તાન વચ્ચે જો કાઈના પ્રમાણીક લેનદેવડ થાઈ હોય તો તે આ હતી, અને એ સગળુ મેજર ઇવાન્સ બેલ જણાવેલી મર્વે સરતોની અગાઉ હતુ.

**મી૦ નવરોજી ફરદુનજી**—આખુ હિંદુસ્તાન અથવા કોઈની ભાગ જીહીતાયલો હોય કે નહી અથવા તે કેમ હાથમા આવ્યો તે બાબે કાઈબી બાબ ઘડ બીનઅગત્યનીછે. એટલ હિંદુસ્તાનનો થોડો ભાગ જીહીતથી, કેટલોક કરારોથી અને કેટલોક આપી દીધાથી તથા સરદારોની માહોમાહ લડાઈથી મળ્યોછે પણ એકપારગી કબુલ કરશે કે આખુ હિંદુસ્તાન બ્રિટીશોએ જી હીત્યુ હોય શુ બ્રિટીશ જેવા બાહાદુર અને સુધરેલા લોકોએ પોતાના હાથ તળે આવીપડેલા લોકોને જુલમમા કચડી નાખવા? માહારા દેશી ભાઈઓ ત રફથી હુ મેજર ઇવાન્સ બેલનો ઉપકાર માનુછુ કે હિંદુસ્તાનના દેશીઓની

તેણે હાવી સેવા બજાવી હીંમાયત કીધીછે અને આશા રાખુંછું કે ઇંગ્રેજી પ્રજામાથી બીજા હેવા નીકળે. હિંદુસ્તાનમા બ્રિટીષ હાકમી કેમ ચલાવવી તે બાબે મેજર ઇવાન્સ બેલે રજુ કરેલાં તત્વોમાં એક દેશીઓને રાજકારભારમા ભાગ આપવા વિષેછે તે બાબે હું આશા રાખુંછું કે હેવાજ સવાલો ઉપર બ્રિટીષ પારલ્યામેંટ અને પ્રજા ધ્યાન વધારે આપશે. એક આગળા બોલનારે કહ્યું કે વિલાયતના પત્રવાળાઓ એ બાબદ ઉપર બરાબર ધ્યાન આપતા નથી અને ઇશ્વરે તેઓને હાથ નાખેલાં દેશ ઉપર પારલ્યામેંટ પણ પુરતું ધ્યાન આપતી નથી એ સાંભળી હું દલગીરછું. કારણ કે જ્યારેબી હિંદુસ્તાનની બાબદ ત્યાં આવેછે અને ત્યાંના ૧૫ ક્રોડ આદમીની અથવા બજેટની ભાંજઘડ નીકળેછે ત્યારે આખી સભામા ભાગ્યે ૨૪, ૨૫ સભાસદો હાજર હોયછે, પણ હવે નાણાં સંબંધી તપાસ કરવાનો સમયછે અને વરસોવરસ વધતી મેહસુલ છતાં ખાડો પડેછે અને કર નાખવાની ગરજ પડેછે તેના કારણ શોધી કાહાડવા જોઇએ. મેજર ઇવાન્સ બેલના નિબંધમા લશકરી ખરચ વિષે લખેલું છે. ગયે વરસ બજેટ રજુ કરતાં અંદર સેક્રેટરીએ મત આપ્યું કે ખરચ ઘણો જબરોછે અને સેક્રેટરીએ પણ તે ઘણોછે હેવું જણાવ્યું તથા તેમાં દર વરસે દોહોડ ક્રોડ રૂપીઆનો ઘટાડો થાઇ શકે હેવું ધાર્યું. હું ધારંછું કે એ બીજો ખરચ જે વગર અટકાવે દર વરસ વધતો જાયછે તે જો કાપવામા આવેતો નાણાની તંગી જતી રેહ અને તેથી લોકો ઉપર પડતા ભારે કરની જરૂર ન રેહ અને જો આ કૂંપોદો ઉપર ધ્યાન આપવામા આવેતો દેશી પ્રજા વધારે વફાદાર થાય.

મી૦ ફ્રીલાંડ—હું આજે એક તમાસગીર દાખલ આવ્યો હતો અને વાદવિવાદમા ભાગ લેનાર ન હતો, પણ સભાપતીએ મને બોલવાની રજા આપવાથી તેનો હું લાભ લઉંછું; તે એકે છેલા સુભાષીત બોલનાર ગૃહસ્થના કેહવાથી મને બોલવું પડેછે કે જ્યારે હું આમની સભામા હતો ત્યારે હિંદુસ્તાનની બાબદ વિષેનુ બેદરકારપણુ મારા જોવામા આવતું હતું અને તેથી મને લાગતું હતું પણ હેવી વખતે ત્યાં હમેશ હાજર રેહવાનો મેં માહારો ઠરાવ માહારા મીત્રોને જણાવ્યો હતો. મેં આજની સગળી તકરાર ધ્યાનથી સાંભળીછે અને એકુએ બોલનારના શબ્દો આપણી તકરારમાથી નીકળી જવા જોઇએ હેવું હું ધારૂંછું, જેમકે કૃષ્ણાનો નવાબ સરકારનો ગુલામ હતો કે નહી. વળી કોઇએ કહ્યું કે હિંદુસ્તાનના પોતાનાજ લાભ માટે તે ઉપર રાજ ચાલવું જોઇએ. હું એકદમ હેવી સુચના વિષે વાંધો લઉંછું, કારણ કે હિંદુસ્તાનના લાભ તપાસવા જોઇએ ખરા પણ ઇંગલાંડ અને હિંદુસ્તાનના લાભ એકજછે માટે જ્યાંસુધી ઇશ્વરેચ્છાથી તેઓ સાથેછે ત્યાંસુધી તે બેહુને ધ્યાનમા રાખવા જોઇએ. નિબંધ કરતાએ ત્યાંના ઓહીતેનાં સંસ્થાનો વિષે એમારો કરેલોછે તે બાબે એકુએ ટુક સુચના કરવા માગુંછું, તે એકે હલેપછીથી ઓહીતના હક

ઉપર વધારે વિચાર કરવા કરતાં ઝીણીતથી આપણી ઉપર આવી પડેલી ફરજ ઉપર વધારે વિચાર કરવો જોઇએ. બ્રિટીષ રાજનીતિ અથવા હિંદુસ્તાનની રાજનીતિને જુદી ગણી બેમાથી એકને પસંદ કરવાની સુચના હું ધરતો નથી, જ્યારે કોઈ દેશી આપણામા રેહવા આવે ત્યારે તે પોતાના દેશમા હોય તેમજ એ નામાથી રેહ હેવું કરવાની આપણી ફરજછે અને કોઈ અંગ્રેજ પણ હિંદુસ્તાનમા જાય ત્યારે તે વિલાયતમા હોય તેમજ રેહવું જોઇએછે અને ત્યા જે કોઈ મળે તેની સાથે ભાઈબંધીના હકથી મળી જવું જોઇએ. હિંદુસ્તાનની આપણી રાજનીતિ એટલાંમાંજછે કે ત્યાંના લોકોને મનની તથા તનની આરોગ્યતામા પુષ્ટ કરવા. આપણો પેહલો ધર્મતો આવતી ઓલાદની માતાઓને કેળવણી આપવાનોછે કે જેથી હાલના કરતાં પણ વધારે મકમ મીત્રો આપણને મળશે. આપણી બ્રિટીષ રાજનીતિ હેવી જોઇએ કે ત્યાં જે અમલદારોને મોકલવામા આવે તેઓએ ત્યાંની રીતભાત ભાષા વગેરે જાણવું જોઇએ અને નેમણુકોમાથી સારો ભાગ દેશીઓને આપવો જોઇએ, અને એમ કીધાથીજ આ બે દેશો વચ્ચે ભાઈબંધાઈ પકી થશે અને તેથી મોટી શાહેનશાહતનો પાયો રચાશે.

મેજર ઇવાન્સ બેલના નિબંધમા લાનકાશાયરના કારખાનાવાળાઓ ઉપર ખટો હતો હેવુ ધારી મી૰ બ્રિગસે ખોલાસો કર્યો કે લાનકાશાયરના કારખાનાવાળાઓ હિંદુસ્તાનથી જે માલ લેતા હતા તેનુ મૂલ આપતા હતા, અને રૂના લડાઈના હંગામના જેવા ભાવ આવીને તેઓ દશ વરસમા ૧ અબજ રૂપીઆ જોઇએ તે કરતા વધારે આપ્યા હતા. તે ઉપ્રાંત લાનકાશાયરવાળાઓ અમેરીકા તરફ મોહોડું ફેરવવાને બદલે હિંદુસ્તાનનેજ પકડી બેઠા હતા.

**ગોપાલ ચંદ્રરાય**—મેજર ઇવાન્સ બેલનો દેશીઓની હિમાયત કરવા માટે ઉપકાર માનતા બોલ્યા કે "જીતીત" એ બોલ યોગ્ય રીતે હિંદુસ્તાનને લાગુ પડતો નથી. તેમજ એ એક પ્રશ્ન રહયોછે કે બ્રિટીષ સરકારના હાથમા જેમ જેમ જુદાં રાજ્યો આવતા ગયા તેમ તેઓ ઉપર શું વાજબીની રાહે અધિકાર ચલાવ્યોછે! અને દેશીઓને તેઓના પૂરતા હકો આપ્યાછે! જોકે આ વાત ખરી છેકે હાલ ત્રણ દેશી સરદારોને ધારા બાંધનારી સભામા દાખલ કરયાછે તોપણ તેઓ ફકત નામનાછે. તેઓને સરકારે બેસાડયાછે અને તેઓને ઉઠાડી મુકવાને સરકારને સત્તાછે. આ પ્રમાણે હોવાથી દેશીઓની પક્ષ ધરવાને બદલે તેઓ અંગ્રેજ સરકારને પકડી રેહેછે. હિંદુસ્તાનને વધારવા માટે ત્યાં પારલ્યામેંટની જરૂરછે. તેમા બણેના દેશીઓને દાખલ કરી દેવાની ફર્યાદો ઉપર ધ્યાન પોહોચાડવુ જોઇએછે.

**સભાપતી**—બાઇઓ અને ગૃહસ્થો મેજર ઇવાન્સ બેલ ઉત્તર આપવા ઉઠે તે અગાઉ મારે કેહવું જોઇએ કે ગોપાલ ચંદરની પારલ્યામેંટ બાબતની

સુચના કોઈ દહાડેથી આ આસોસીએશન ઉપાડી લેવતો સારૂ  એ બાબત એટલી અગત્યનીછે કે હવે બાકી રહેલા થોડા વખતમા તે ઉપર ધ્યાન અપાઈ શકાશે નહી. દેશીઓનેજ ફક્ત તેમા જગા આપવાથી મોટી અડચણ પડે કારણ તેમ થવાથી સઘળી સત્તા બંગાળીઓના હાથમા જાય અને તેઓ સડકો વ્યપાર વગેરેની બાબદો ઉપર વધારે ધ્યાન આપે અને ખેતીવાડીને તદન ભુલી જાય જેનીતો મોટી અગત્યછે  એ બાબદ ઉપરથી હવે ઇંગ્રેજી પત્રવાળાઓ અને ઇંગ્રેજી પારલ્યામેંટ હિંદુસ્તાનની બાબદ ઉપર કેટલુ ધ્યાન આપેછે તે ઉપર આવ્યે અને તે ઉપર મી૰ નવરોજજી ફરદુનજીના વિચાર બતાવ્યે. ત્યાના પત્રો એ વાત ઉપાડી લેતા નથી તેનો અર્થ એજ કે ત્યાના લોકોને આ બાબદ ઉપર પ્રીત નથી અને જો હોતતો તેનુ પરીણામ એજ થાત કે પારલ્યામેંટથી આપોઆપ તે ઉપર ધ્યાન અપાત, પણ વળી પારલ્યામેંટને બી ઘણો ઠપકો આપી શકાતો નથી કારણ કે તેના ઉપર કામનો બોજો ઘણો મોટોછે અને વરસના ઘણાથોડા દહાડા તે બેસેછે અને આખી પૃથ્વિની મોટી પારલ્યામેંટ કરતા તે વધારે કામ કરેછે તથા મ્યુ૰ મ્હેહરનુ કામ જે બીજાઓથી થવુ જોઇએ તેપણ એનેજ કરવુ પડેછે  વળી આપણે જણાવવુ જોઇએ કે ઘણીક હિંદુસ્તાનને લગતી બાબતોમા પારલ્યામેંટ કાંઈ કરી શકતી નથી  મી૰ ગ્લાડસ્ટને એક વેળા પોતાના ભાષાણમા જણાવ્યુ કે હિંદુસ્તાનની મેહસુલ ઉપર ગમે એટલી કાળજી રાખો પણ તે કેમ ખરચવી અને શુ કરવુ તે ઉપર આપણો કાબુ ક્વચિત પણ રેહનાર નથી. હિંદુસ્તાનના સરવૈયા વિષે દર વરસ પારલ્યામેંટમા જે તકરાર થાયછે તે ખાલી ટોળછે અને તે લોકોની મ ખ્યાની બાબદમાજ નહી પણ સત્તાની બાબદમા  પણ હાલ આમની સભામા લગાર ધ્યાન વધારે અપાતુ જાયછે અને જેઓ એ બાબતમા કાળજી રાખેછે તેઓ ગણીને કેહછે કે છેલા વરસમા હિંદુસ્તાનના બજેટની તકરાર વેળાએ આમની સભામા આગલા વરસ કરતા તગણઘણા સભાસદો હતા,  પણ જ્યાસુધી પારલ્યામેંટની સત્તા ત્યાની મેહસૂલ ઉપર થશે નહી ત્યાસુધી એ સઘળુ જોવાનુછે.

મેજર ઈવાન્સ બેલ—હવે મોડુ થયુછે માટે થોડીક પળથી તમને વધારે ખોટી કરીશ નહી.  માહારે ઘણુ બોલવાનુ રહ્યુજ નથી કારણ આ આસોસીએશનમા જ્યારે એકમત પડેછે ત્યારે તે અજબ જેવી રીતે એક સરખા હોયછે  જોકે હુ જવાબ આપવા ઉભો થયો તોપણ મને લાગેછે કે જવાબ આપવાનુ મને કાંઈ નથી  મી૰ ટેનરે આપણો આભાર માન્યો અને આપણા વચ્ચેના મુખ્ય વિષે થોડાક વિચારો જણાવ્યા તેમા તે માહીત મતલબ બોલ્યોછે તે ઓની બાબતમા ઇનસાફ કરવાને ફક્ત જાડુંપણુ જોઇએછે અને રાજ્યના મવાલો એક ખાનગી ઓરડામા ચુપચુપ રાખી તરફવાળાઓને માલુમ વગર ચુકવવાને બદલે તે ઉઘાડા છડેછોક રાજનવા જોઇએ અને રાજના મતને

સ્થાનમા લઈ ઈનસાફ થવો જોઇએ. મી૦ હારડીંજ વાંધો લેયછે કે આવી અદાલતના ચુકાદા અમળમા શી રીતે લાવી શકાય પણ તેનો ખોલાસો એ કે હિંદુસ્તાનમા જે સર્વોપરી મોટું રાજછે તેને તે ચુકાદા જબરીથી અમલમાં લાવવાને સત્તાછે, મી૦ બ્રિગસે માનચેસ્ટરનો રૂ વિષે એક સુચના કરી તેનો ખોલાસો એ છે કે કાટન સપ્લાઈ આસોસીએશને આપણા સેક્રેટરી આવ સ્ટેટને મજબુત ભલામણ કરી હતી કે હિંદુસ્તાનમા સડક બાંધવા માટે મોટી રકમો આપવી અને તેના કારણમા હેતુ દેખાડયુ હતુ કે તેથી માનચેસ્ટરના કારખાનાવાળાઓને લાભ થશે. આ પછી હું સભાપતીનો ઉપકાર માનવાની રજા લઉછું.

આ સુચનાને કાઝી શાહાબુદીને પુષ્ટી આપી અને તે એકમતથી પસાર થાઈ.

સભાપતીએ પાછો ઉપકાર વાળતા જણાવ્યું કે તે હિંદુસ્તાનની બાબદમા ઘણી કાળજી રાખેછે અને કોઈબી રીતે આસોસીએશનને કામનો થાઈ પડશે હેવી આશા રાખેછે.

મેજર ઇવાન્સ બેલના નિબધ માટે ગોપાલ ચંદરરાયે તેનો ઉપકાર માનયો જેને મી૦ બ્રિગસે ટેકો આપ્યાથી તે પસાર થાઇ અને ત્યારપછી સભા વિસર્જન થાઈ.



# ઈસ્ટ ઈંડયા આસોસીએશનનું ચોપાન્યું.

નાંઠ ૧૬ અપાલો સીટ—કોટ.

હીસ હાઈનેસ જુનાઘડના નવાબ સાહેબના આસરાથી
ઈસ્ટ ઈંડયા આસોસીએશનની મુંબઈની સાખાની
મેનેજીંગ કમીટીની સતા તલે.

ભાષાંતર કરનાર,

જાહાંગીર બેહરામજી ફરદુનજી મરજબાનજી.




સાંકળી યું.



મુંબઈ,

દફતર આશકારા છાપાખાના મધે
મેહરવાનજી ફરદુનજીની કંપનીએ છાપીઉછે.
કોટ: બેહરામજી હોરમજજી સ્ટ્રીટ. નાંવ ૬ તથા ૧૧.

સને ૧૮૭૧ ઈસવી

# ઈસ્ટ ઈંડયા આસોસીએશનનું ચોપાન્યું.

સોસાયટી આવ આર્ટસમા મળેલી સભા, બુધવાર જુન ૧૫, ૧૮૭૦.

ડબલ્યુ, એસ, ફિટ્ઝ વિલ્યમ એસ્કવાયર—અધ્યક્ષ.

**વિષય—હિંદુસ્તાનની નાણા સંબંધી હાલત બાબે મી૦ ટી. ઈલટયુડસ પ્રિચાર્ડ, એફ. આર. જી. એસ; એફ. એસ. એસ. એઓએ વાંચેલા નિબંધમાંથી ઉતારો.**

હિંદુસ્તાનના ખજાના ખાતાંના ઉપરીને કોઈ એક મુલક ઉપર, અથવા એ ત્રણ મુલક સાથ કામ લેવું નથી હોતો જ્યારે આપણે વિચાર કરશું ત્યારે નાણા સંબંધી વ્યવહાર હિંદુસ્તાનમા ફતેહમંદીથી ચલાવવાનુ કામ કેટલું ઘરકું છે તેનો આપણને ખ્યાલ આવશે. આવી મોટી શાહાનશાહતનો નાણા સંબંધી કારભાર ચલાવવાનું કામ ગ્રેટ બ્રિટનના નાણાના કારભાર કરતાંબી વધારે ઘરકું છે, તોપે ૧૮૫૯ થી ૧૦ વરસમા પાંચ જુદા જુદા ખજાનચીઓ થઈ ગયાછે. તે પાંચ માહેના ત્રણનેતો પેહલાં હિંદુસ્તાન વિષે કાંઈ માહીતીજ ન હતી. હાલનો ખજાનચી જોકે પ્રજાને અણગમતોછે તોપે હાલ હિંદુસ્તાન માહેના 'સીવિલ સરવીસ' માંતે કામેનછે અને હિંદુસ્તાનનો નાણા સંબંધી કારભાર ચલાવવાને જે સઘળી અડચણો નડેછે તેની સાથે લડવાને જો કોઈબી લાયક અધિકારી જોઈશું તો તે સર રિચાર્ડ ટેમ્પલ છે. જે પરિણામો રીતિને લીધે થયછે તે માટે તેને ઠપકો આપવો એ અણઘટતુ છે, તે બંધાયલો અને હુકમમા હોવાથી તથા પોતાના બજેટને પાધરૂં ઉતારવાની ફરજ પડવાથી, તેને હાલના મામલાને માટે, જેમ ૧૮૫૭ ના બળવાને લીધે જે પરિણામો નિપજ્યાં તેમા લાર્ડ કાનીંગનો કાંઈ અપરાધ ન હતો તેમ આમા સર રિચાર્ડનો કાંઈ વાંક ન કહેવાય. * * *

* * * * * * * * * *

હિંદુસ્તાનની હાલત હાલ એક મીલકતના જેવી થાયછે, જે ૧૦, ૧૨ વરસ અગાઉ એવા ધણીઓના હાથમા હતી કે તેને સુધારવાથી તે ધણીને નાણાનો લાભ થાય. પણ તેઓના હાથમાંથી અધિકાર લઈ લેવામા આવ્યો અને ધણીઓને સોંપ્યો, જેઓને તે ઉપર ધ્યાન આપવાને વખત તથા ઇચ્છા ન હો-

વાથી તેઓએ બીજાઓને જોખમદાર રાખી એ કામ સોંપ્યું. તેનું પરિણામ એ નિપજ્યું કે ખરેખર જોખમદાર કોઈ મળે નહી. હિંદુસ્તાનના અધિકારીઓ પોતે સરકારી હોદ્દા મેળવ્યા પછી એટલા તો યોગ્ય વખત તે ઉપર રહેછે કે તેઓની પોતાની રીતિના પરિણામ જોવાને તેઓને તક મળતી નથી. હાલી હાલતમા માણસનો ખાસીયત હોયછે કે ભવિષ્યના પરિણામની દરકાર કર્યા વગર તુરત વેળાની અડચણોના અખાડા કરેછે. આમની સભામા 'સેક્રેટરી આવ સ્ટેટ' જોખમદારછે અને આમની સભા જ્યારે હિંદુસ્તાનની વાત આવેછે ત્યારે જમનાના ઓરડામા અથવા બીડી પીવાના ઓરડામા જઈ બેસેછે. વડી સરકારને માથે જોખમ એવી રીતે વેંચાયલોછે કે તે કોણને માથે ખરેખરછે તે જણાતું નથી. ખુદ ભૂમીની સરકારની સત્તા હેવી બંધાણમાછે કે એક ધારો હિંદુસ્તાનની કૌન્સિલમા પસાર થયા પછી અને 'વાઈસરોય' મંજુર રાખ્યા પછી તે વિલાયતમા રદબાતલ થાઈ શકેછે. પાચ વરસમાજ આપણને દાખલો મળ્યોછે કે એક 'બજેટ' ને આપણી સરકારે રદ કરી ફરીથી ઘડવા માટે હિંદુસ્તાન મોકલાવ્યું હતું, અને હમણાજ એક ખજાનચીએ હોકમ પરમાણે બનાવેલું 'બજેટ' 'કૌન્સિલ' મા રજુ કરેલું આપણા સાભળવામા આવ્યુંછે. હિંદુસ્તાનનો કારભાર ઠીંગડા ગાભડાનોછે અને જાણે તરેહવાર રંગના કટકાઓને રંગ મેળવ્યા વગર સીવ્યા હોય તેવા દીસેછે. તે જગ્યાનું જ્ઞાન ધરાવનારા ગૃહસ્થોની ધારા બાંધનારી સભા હિંદુસ્તાનમાછે તેમજ હિંદુસ્તાન વિષેનું થાગનું જ્ઞાન ધરાવનારા નામાંકિત ન્યાય શાસ્ત્રીઓનું ઇંડયન લા કમીશન ધારા બાધવા માટે લંડનમા બેસેછે અને રાજ્ય અધિકારીઓ, સીપાહીઓ અને એન્જીનીઓ જે ઓ આજ ૨૦, ૩૦ વરસ ઉપર હિંદુસ્તાન કેહવું હતું તેની માહીતગારીથી પંકાયલાછે, તેઓની ઇંડયા કૌન્સિલ બેસેછે જે પછીથી તો હાલના સુધારાની જુઆળ ચહડી આવી દેશને હરરોજ ફેરવતી જાયછે. હિંદુસ્તાનની ધારા બાધનારી સભામા થયેલા કામકાજ હઇઆ રદબાતલ થાઈ શકેછે. હઇઆના 'લા કમીશનરો' માહા મેહનત અને અભ્યાસથી ધારાના ખરડાઓ સંભાળથી ઘડીને હિંદુસ્તાન મોકલેછે ને કલકત્તાની ધારા બાધનારી સભા પાછા વાળેછે કારણ કે તે ત્યાના લોકોની સ્થીતિને યોગ્ય નથી. ખજાનચીને પોતાનું 'બજેટ' હેવી રીતે ઘડવું પડેછે કે બે ધણીઓ રાજી થાય. એકતો વડી સરકાર અને બીજી હિંદુસ્તાનની સરકાર. તેના 'બજેટ' અને ઉપાયોને રદ કરવાને બેહુને હકછે પણ વિલાયતની સરકાર તો હિંદુસ્તાનની સરકારની મંજુરી ઉપ્રાત રદ કરી શકેછે તો પછી ખજાનચી વિલાયતના હોકમ પ્રમાણે ચાલી સેવટે સર્વેથી ઓછી પીડા થાય તેમ કરેછે.

હિંદુસ્તાનના નાણા સંબંધી કારભાર તદન બેહુદાછે. બેહસ્સ ઉભો થાયછે ખરી પણ તે કાંઈ અર્થ શાસ્ત્રના નિયમથી કરવામા આવતી નથી પણ દર

વરસ સાધારણ ખર્ચ માટે અસાધારણ ઉપાયો કામે લગાડી તેટલું નાણું ઉભું કરવાની તજવીજ કરવામા આવેછે. તદન સુલેહના વખતમા જ્યારે હિંદુસ્તાન રાજદ્વારી ખટપટોમાંથી આરામ લેયછે, જેવો આરામ બ્રિટીષ સતા હિંદુસ્તાન ઉપર થાઈ ત્યારથી દીઠામાં આવ્યો નથી, તેવા વખતમા ત્યાંની પ્રજા ઉપર લડાઈના જેવો કર નાખવામા આવ્યોછે જે લોકો ઉપર વધારે ઓછો પડેછે અને જેથી ઘણી મોટી બેદીલી સાથે ઘણા થોડાં પરિણામ નિપજેછે.

બીજાં થોડાં વરસમા હવે સરકારને અફીમની મેહસૂલ પડવાથી દર વરસ ૨ થી ૫ કરોડનો ખાડો ભરવો પડશે. મેહસૂલની આ રકમ હંમેશ ધાસ્તી ભરેલી ગણવામા આવતી હતી. આજ સુધી હિંદુસ્તાનને અફીમથી થતો નફો ત્યાં થતા સારા માલને લીધે હતો અને તે માલ સારો હતો તેનુ કારણ કે અફીમ બનાવવાને ચીનમા હરકત હતી, પણ તે હરકત હવે કાહાડી નાખવામા આવીછે અને આખાં દેશમા હવે અફીમના પાક સારૂં જમીન તઈઆર કરવામા આવીછે. આપણે અફીમ હાથ કરી બેઠા હતા તે હવે ખલાસ થયુછે. જ્યારથી ચીનાઓને પોતાના માલ ઉપર ભરૂસો આવશે ત્યારથી આપણી અફીમની ઉપજ જવાની. ભવિષ્યમા આપણને બેથી પાંચ કરોડનો ખાડો મેં આસરેજ કહયોછે. ૧૮૬૮—૬૯ મા આ ઉપજમા ૮।। કરોડ રૂપીઆ થયા હતા. ૧૮૬૯—૭૦ મા બરાબર ગણત્રી પ્રમાણે ૭૯૫૩૦૦૦૦ ઉપજ્યા હતા ૧૮૭૦—૭૧ મા ૬૯૨૨૦૦૦૦ રૂપીઆ થયા હતા અને બજેટ જાહેર થયા પછી રોજ ખબર મલવા મુજબ ભાવો પડતાજ આવેછે.

એ ઉપ્રાંત ભવિષ્ય તરફ જોતાં, ગયા એપ્રિલમા સર વિલ્યમ માન્સફિલ્ડને કલકતાની કૌન્સિલની હજુર પોતાના વાજબી ધભગાટ ભરેલા વિચારો આપતા સાંભળ્યે છીએ. આએપેત ઉપરનો કર જે હમણા બેવડો થયોછે તે વિષે બોલતાં સર વિલ્યમ કેહેછે કે:—"હું ધારૂંછું કે આપણે કબુલ કરવું જોઇએ કે આ મોહોસમની આપણી અડચણને જો કે એનના વખતનુ નામ અપાઈ ન શકાય તોપે એક ખરેખર ન ધારેલી સંકટનો પ્રસંગ ઉભો થયોછે. માઠાં ભાયગે સર રિચાર્ડ ટેમ્પલના દેખાડવા પ્રમાણે આપણે હેવી અડચણમા છઇએ કે જે ન ધારેલી કેહવાય. એક બીજી વધારે બાબદ ઉપર કૌન્સિલનુ ધ્યાન પોહોચાડવા માગુંછું અને તે, કાંઈ કામ ન કરનારા ખાતાંઓનો વધારોછે. ટુકમા હિંદુસ્તાનમા આપણી કરકસરનો વખત ઘણો બારીક અને ધાસતી ભરેલો આવી પોહોચ્યોછે અને જેટલું ઉભું થાયછે તે કરતાંબી વધારે નકામો ખરચ ગળી જાયછે. હાવી હાલતમાં લોકોની બુમથી ધાસ્તી વધેછે. લશકરોને જોડી નાખવા માટે હિંદુસ્તાનને જે કિંમત આપવી પડેછે તે કર્નલ બ્રુનના કેહવા પ્રમાણે દર વરસ ૫૦ લાખથી વધારેછે અને તે, રીજમીટ વગરના અમલદારો જેઓ પાસે માણસો અથવા કાંઈ અઘડું કામ કરવાનુ નથી, તેઓ માટે ખરચ-

વામા આવેછે. ઇતિહાસમા જેનો જોટો નહી હેવી ખરચવાળી રીત હેતું કે ખાઉછે કે અરધો કરોડ વધીને આસ્તે આસ્તે દોહોડ કરોડ થશે. આવી કોઈ દાહાડે ન જોયલી અને પુષ્ક રાજદ્વારી સુલેહના સમયમા કમાન છેક તુટવાસુધી તાણવામા આવીછે અને અનુભવ ઉપ્રાંત જોકે હિંદુસ્તાન શાંતપણું ભોગવેછે તોપે નાણા સંબંધી હાલત આપણા ઉપર હેવી ટંગાયલીછે કે જેનો ઉપાય કરવાને આપણા પાસે સાધનો દીસતા નથી.

“જે ગૃહસ્થો એક પછી એક આવના ખજાનચીના બજેટો વાચવાની મેહનત લેશે તેઓને માહરી ટીકા સેહલાઈથી સહમજ પડશે. ૧૮૬૦—૬૧ પછીથી દર વરસ માટે એકકું બજેટછે. તેઓ એકેકને મળતાછે અને જ્યારે તેઓ સગળાં વાચવામા આવેછે ત્યારે કાઇબી રીત અથવા તત્વની ગેરહાજરી તુરત માલમ પડી આવેછે. દરેક અધિકારી તુરતની અડચણ કોઈ તુરત વેળાના ઉપાયથી કાહાડી નાખવાની તજવીજ કરેછે. તે વરસની સગળી અગત્યો પુરી પાડવાને તરેહવાર ફાફા મારવામા આવેછે, કોઈ હથિઆરોથી કમતી કરવામા આવેછે, કોઈ ત્યાથી કાપેછે, એક વરસ વધારે કર નાખેછે, બીજે વરસ કાહાડી લેછે અને વળી ત્રીજે વરસ પાછો નાખેછે. ખરેખર કોઈ સારી રીતિની ગેરહાજરી વિષે લાર્ડ મેયોના અધિકારીઓએ હેવાતો સ્પષ્ટ શબ્દોમા કહી સંભળાવ્યુંછે કે તે પુરવાર કરવાની કાંઈ અગત્ય નથી.”

કૌન્સિલમા જે તકરાર ચાલી તે ૨૮ મી એપ્રિલના ‘ગેઝેટ’ મા નોંધી લેવામા આવીછે, તેમા મી૦ સ્ટ્રાચી કેહેછે કે “છેલા કેટલા વરસ થયાં દર વરસ ખાડો પડતો આવ્યોછે અને તેનુ દેખીતુ કારણ એછે કે જોકે મેહસૂલ વધતી જાયછે તોએ ખરચનો વધારો તેથી એ ઝડપમા વધેછે.” ખરેખર મી૦ સ્ટ્રાચી કેહેછે તેમ આ ઘણુ ચોહલું છે. જો મેહસૂલ વધતી જાય તેની સાથે ખાડોની વધતો જતો હોયતો સાફ માલમ પડેછે કે મેહસૂલ ઉપ્રાંત ખરચ વધી ગયોછે. તે કેહેછે

આપણે બેવકુફ બન્યે છૈએ અને સરકાર તથા પ્રજા ખાલી 'બજેટ'થી ઠગા ઇએ છૈએ" તેની ખરાબગછે.

લાર્ડ મેયો એથીબી ૨૫૭ શબ્દોમા બોલેછે, તે કેહેછે કે "વારેઘડીએ જણાવવામા આવ્યુંછે કે ૧૮૬૬ થી આજ સુધી આપણે નાણાના ખાડાની શુંછમા ભરાયા છૈએ, તે વરસોમા આપણે જોઇએ તે કરતા ફકત સાહોડાછ ક્રોડ રૂપીઆનો જુજ વધારે ખરચ કરયોછે." * * * * * *

હિંદુસ્તાનની બ્રિટીષ સરકાર અને એક સાધારણ જમીનદાર વચ્ચે મે જે સરખાપણુ બતાવ્યુંછે અને જે વારેઘડીએ બતાવવામા આવેછે તે થોડેક દરજ્જે ખરૂ છે. આપણે જે ગભરુવારી હાલતથી હિંદુસ્તાનને પકડયુંછે તે ભુલી જવુ ન જોઇએ. લાંબો વખત સુલેહ રેહવાથી ભરૂસો વધેછે ખરો પણ આપણી સતાને ધાસ્તીમા નાખનારા સાધનો કોઈ દાટાઉબી ઘટવાના નથી. આપણી સાહુચેતીમા ઢડા પડી શકવાનુ નથી. આપણી હિંદુસ્તાન ઉપરની વગરપરવા સત્તા ફકત ત્યાના લોકોની વફાદારી અને પ્યાર ઉપરજ ટકેલીછે એ વાત ઘણીવાર બોનાયાથી તે સાચીજ થાઈ પડીછે. પણ તે પ્યાર અને વફાદારી વધારવાને આપણે કસુ એ કર્યુ નથી અને જયા કેળવણીથી પ્રજા સુધરશે નહી ત્યાસુધી કરવાના પણ નથી. આપણી સર્વેથી સરસ ધારણાઓને ઉલટાવી નાખવામા અને ભુલથી સમજવામા આવેછે. કોઈબી વર્ગની વફાદારી મેળવવામા આપણે ફતેહ પામ્યા નથી. ઉત્તર હિંદુસ્તાનના માતબર જમીનદારોને જમીનના પટાની બાબદના રાજ્ય કારભારથી આપણે આપણાથી જુદા કરી પાડયાછે અને ગરીબ વર્ગ પણ આપણને પસંદ કરતો નથી. હાલના જેવી બેદીલી અને ખરાબ વિચાર અગાઉ કોઇવાર ન હતી. ભપકા વાળા આકડાઓથી દેખાડવાનુ સેહલુ છે કે મેહસૂલ આટલી વધીછે અથવા નિકાસ અને આયાતમા આટલો વધારો થયોછે અને રૂના ભાવને લીધે દેવમા ૨૨ ક્રોડ રૂપીઆ રેડાયાછે પણ તેથી કાઈ પ્રજાને ફાયદો થયો નથી પણ ઓર તેઓ ઉપર બોજો વધ્યોછે. 'ફૅડ આવ ઈંડયા' મને એક લખનાર દેશની હાલત મારે નીચે પ્રમાણે લખેછે અને હુ ધારૂછુ કે તેનો હેવાલ વાજબીછે.

"દુકાળ અને ટીપણી કોઇવાર ન જોયલી હેવી દગ વરસોપરમ આવ્યાથી, અને સાધારણ ખાવખોરાકીની જીણસો દગ વરસ મોઘવારીમા વધવાથી, જે મજુરી કરતા પણ ભાવમા ઝડપથી વધતી જાયછે, તેથી આખા દેશમા દલગીરી અને બેદીલી પેદા થાયછે, તોપે ગરીબ બાપડાઓનો ધીમો ફરીઆદનો સાદ હજુ કૌન્સિલ સુધી પુગો નથી. તે ગરીબોને મનથી આગગાડીઓ, તારો અને વ્યપારના મોટા રસ્તાઓ તથા કેળવણીનો પ્રસાર શુ કામનો? જે સગળા તરફ આપણા ધાગ બાધનારાઓ મોટા ગર્વથી દેખાડેછે. તેઓ પોતાની કોંનની હાલતને આગળી મોઘવારી સાથે સરખાવેછે. જ્યારે અનાજ સોઘો

અને પુષ્કળ હતો, જ્યારે તેઓ પોતાની ગમત ગમત ભોગવતા હતા, જે તે ઓને મદદ કરનારા દેશી સરદારો અને ઉમરાવોના ગુમ થવા સાથે ગુમ થતા જાયછે અને તેના બદલામા હજી કાંઈ વધતું નથી."

પણ એ બાબદ વધારે બોલવાની હું હિંમત કરતો નથી. હું દેશીઓની હાલત ઉપર બોલુંછું તેનું કારણ એછે કે જ્યારે કાંઈ રાજદ્વારી અગત્ય નથી તેના વખતમા ભારી કર નાખીને કમાનની દોરીને તુટવા તળગ તાણવાનુ કેટલુ વાસ્તી ભરેલુછે. જે કર ખરેખર હિંદુસ્તાન ઉપર નક્કી ન નાખવો જોઈએ કાકે કોઈવાર ખરી અગત્યને વખતે અને દબાણની વેળાએ કામ લાગે.

હું ધારૂંછું કે તમો સગળાને માહીત હશે કે હાલ હિંદુસ્તાનની તીજોરી ઉપર જે મોટો બોજો પડેછે તે જાહેર બાંધકામ ખાતાના ઉડાઉ ખર્ચને લીધેછે.

જાહેર બાંધકામ ખાતામા આગળા, હાલના અને ભવિષ્યના કામમાજ ઉપર લાર્ડ મેયોએ આપેલો વિચાર તા૦ ૮ મી એપ્રિલના "ગેઝેટ" મા ઘણોજ સ્પષ્ટ રીતે આપેલો મારા જોવામા આવ્યોછે. તેઓના કામો બે ભાગમા વેંહે-ચાયલાછે, સાધારણ અને અસાધારણ. પેહલી જાતના વર્ગમા હેવાં કામ આ-વેછે કે જે ઉપજમાથી થાયછે અને બીજા વર્ગમાહેના કામોનો ખરચ 'લોન' કહડાવી ચલાવ્યામા આવેછે. * * * * * * * * *

૧૮૬૯—૭૦ મા બંગાળ અને હિંદુસ્તાનમા મળી જાહેર બાંધકામ ઉપર ૮ કરોડ રૂપીઆ ખર્ચ થયો હતો. ૧૮૭૦—૭૧ મા ૭૪૫૫૦૦૦ રૂપીઆનો ખરચ ગણવામા આવ્યો જે માહેના ૬૯૦૦૦૦૦ રૂપીઆ હિંદુ-સ્તાનમા અને ૫૦૦૦૦૦૦ રૂપીઆ બંગાળામા ખરચવામા આવનાર હતા.

૧૮૬૯—૭૦ ના જુદા કાહાડેલા નાણામાથી ૧૦૪૦૦૦૦ રૂપીઆ 'ઇસ્ટ ઇંડીઆ ઇરીગેશન એંડ કનાલ કુંપની' અથવા જે 'ઓરીસા એંડ સોન ઇરીગેશન કુંપની' ને નામે ઓળખાયછે તેના ભાગીદારોને તેઓની મીલકતને માટે ભરવામા આવ્યા હતા. ૧૮૬૯—૭૦ ની રકમમાથી આ બાદ કરતા ખરો ખરચ તો ૩૬૯૦૦૦૦૦ નો થાઈ ગયો. એટલા ઉપર લાર્ડ મેયો કેહેછે કે ગયા વરસ કરતા આ વરસ જાહેર બાધકામ ઉપર આપણે ઘણી મોટી રકમ ખરચી શકીશુ. પણ તે યાદ રેહવાછે કે આ રકમોજ કાંઈ જાહેર બાધ-કામ ઉપર ખરચાઈ નથી જે ઉપર સરકાર જોખમદાર હોય. 'રૂલવે' ના હસા-બો ઉપર આપણે ૧૮૬૯—૭૦ મા ૧૫૭૦૦૦૦૦ વ્યાજ ભરવુ પડશે અને 'રૂલવે કુંપની' ઓ એજ વરસમા સરકારી જામીનગીરી તળે બાંધકામમા ૪ ક્રોડ રૂપીઆ ઉપર ખરચશે. એટલે ખરૂ જોતા જાહેર બાધકામ ઉપર હિંદુસ્તા-નમા ગયા વરસમાં વ્યાજ સાથે ૧૪ ક્રોડ રૂપીઆ ખરચાયલા કેહવાશે ! અને તેમજ ૧૮૭૦—૭૧ મા ૧૪ ક્રોડ ૨૮ લાખ ૯૦ હજાર રૂપીઆનો આકડો થશે.

તે નામદાર કેહેછે કે "હું ઇચ્છાકુરાખુછુ કે કૌન્સિલ એ બાબદ ઉપર

ધ્યાન આપે કાકે હિંદુસ્તાનમા ઉપયોગી બાધકામ પાછળ આવડો ખરચ થાયછે તેની ખબર ઘણાકોને નથી. જો આપણે એ બે રકમોને સાથે મુકયે તો ૩૧ મી માર્ચ ૧૮૭૧ મા પુરા થતા બે વરસમા આપણે ૨૮॥ ક્રોડની ગક્ષી રકમ ખરચેલી કેહેવાય જે રકમ સ્પેન, ઈટાલી, ઉત્તર જરમની એમાની કોઈનીબી વારસીક ઉપજ કરતા ઘણી વધારેછે અને હાલંડની ઉપજ કરતા ત્રણ ઘણીછે"

લાર્ડ મેયો વળી કેહેછે કે "હવે આ રકમ મેહસુલના કયા પ્રમાણમાછે. હાલ પુરા થયલા (૧૮૭૦) વરસની હિંદુસ્તાનની બાકી મેહસુલ ૨૮ ક્રોડ રૂપી આ ગણાયે. બાકી મેહસુ એટલે કે, જમા કરવાનો ખરચ, વ્યાજનુ ભરણુ, 'પેનશનો' અને કરારની રૂહે અપાતી રેહતા બાકી રેહે તે. આ બાકી રહેલી રકમમાથી સેહેકડે ૧૭ ટકા જાહેર બાધકામ ઉપર ખરચવા પડેછે. ૧૮૭૦—૭૧ ના વરસમા બાકી મેહસુલ ૨૮૦૫૦૧૬૧૦ રૂપીઆની રેહશે જેમા ૧૪ ટકા આ રીતનો ખરચ થશે.

તે નામદાર કેહેછે કે ખીજી રીતે બોલતા "જાહેર બાધકામ ઉપર નકી ખરચ ૧૩ ક્રોડ ૮૦ લાખનો થશે. જે બાકી મેહસુલમા સેહેકડે ૪૭ ટકાના પ્રમાણમાછે. આ ટકા ચાલુ વરસમા વધશે એટલે આવતે સાલ આપણે જાહેર બાધકામ ઉપર આપણી બાકી મેહસુલમાથી સેહેકડે ૫૦ ટકા ખરચાશુ અને મારો તો મત એવુ છે કે જાહેરમા સુધારો કરવાની આવી તજવીજ પૃથ્વીમા કોઈવાર કરવામા આવી ન હશે."

લાર્ડ મેયોના કમિની વિચારનો આ ઘણો નબળો ઉતારોછે, પણ મારી મતલબને માટે તે પુરતોછે, અને સાફ દેખાડી આપેછે કે જોકે આ ઉપાયોથી સુધારો થાયછે ખરો પણ તે થાઈ એ એવી મોટી મેહસુલ કરવા માટે ભારી કરો નાખવાની કઈ ખરેખરી અગત્યજ હોય હેવુ નથી. હેવી સુચના કરવામા આવી હતી કે જાહેર બાધકામને માટે અપાતી રકમ કાઢી નાખવી. મી૦ સ્ટ્રાચી કેહેછે "તેમ કરવુ નાશકારકછે" એટલા બધતો કામો શરૂ કરવામા આવ્યાછે કે ઘણાકોને પડતા નાખવા પડયછે અને તેથી મોટુ નુકશાન થયુ છે. મી૦ સ્ટ્રાચી કેહેછે કે "આપણા ઘરોમાથી બાહાર નિશ્ચિતાજ થાપણ ન હોવાને લીધે પડી રહેલી ઈમારતોના ઝુખડા જોવામા આવ્યા વના રેહતા નથી."

સર રિચાર્ડ ટેમ્પલ એકજ શબ્દે અને હિમ્મતથી જે બીજા કામમા લગાડી હતે, [illegible], તે કેહેછે કે આયપત ઉપરનો કર એ નરસી સરસ રીતછે અને તેઓ તેને માટે મત આપી વળી બીજો કાઈ ઉપાય દેખાડયા વગર તેમા વાંક કાહાડેછે તેઓને તે વાજબીની ગહુ રૂપે આપેછે.

સર રિચાર્ડ ટેમ્પલ આયપત ઉપરના કરની તરફેણ કરતા મનમાતો હસીને કહ્યુ, તેની ઉપરવાઈ થાઈ હુ કહુ છુ કે હિંદુસ્તાનમા સરકારી કે પછી કોઈ બીજો હેવા કોઈ અનુભવવાળો સમજદાર નથી કે જે હિંદુસ્તાનને માટે આયપતનો

કર તદન નાલાયકછે હેવું ન કહે. જ્યારે મી૦ વિલસન પેહલ વેહલો આવ્યો ત્યારે તે આ યુક્તિ કાપી કુપીને પોતાના ખીસામા તૈયાર કરી લાવ્યો હતો. તે આ દેશથી તદન અણજાણ્યો હતો તથા ત્યાંના લોકની રીતભાંતથી નાવાકેફ હતો. તેણે અર્થ શાસ્ત્રનો અભ્યાસ અમેરીકા, અને યુરોપના બ ધારણ ઉપરજ કર્યો હતો, જ્યાંની રીતભાંત અને હાલત એશિયા કરતાં જુદીજ નહી પણ કેવળ ઉલટીછે. સર ચાર્લસ ટરાવેલ્યન જે આ દેશને બરાબર પીછાણતો હતો તેણે આ બેહુદા ઉપાયની સામે વાધો લીધો અને તેને પાછો વિલાયત બોલાવી લઈ આખરે ત્રણ વરસે પાછો ખજાનાના ઉપરી તરીકે મોકલ્યો. પણ ધારા બાંધનારી કૌન્સિલના અધિકારીઓ જેઓએ આ ઉપાયની તરફેણમાં મત આપ્યું તેઓ તે બાબદમા શુ કેહેછે? ૨૮ મી અપ્રિલના 'ગેઝેટ આવ ઈંડયા' મા એ બાબેની તકરાર જોવામા આવશે અને તેથી ધારા બાધનારી સભાના વિચાર અને તેઓની કામ કરવાની રીત સહમજ પડશે. ઓનરેબલ મી૦ ચાપમેન કેહેછે કે "હુ ધારૂછુ કે એ કર હિંદુસ્તાનને તદન નાલાયકછે. હું ધારૂછુ કે જે થોડા પાસેથી આ કર લીધામા આવેછે તેઓ સાથે થતી કુલ મની સાથ સરખાવતા એની ઉપજ કાઈજ નથી અને તે થોડાઓ પ્રજામા સુધરેલા અને આગના લોકછે." ઓનરેબલ મી૦ બુલેન સ્મિથ કેહેછે કે "જેઓએ આ બાબદ સારૂ વિચાર કરવાની તસદી લીધીછે તેઓ સાથ એકમળતો થાઈ હુ જણાઉ છુ કે આ કર આ દેશને માફક આવતો નથી અને જેમ જેમ મે કરને હુ વધારે તપાસતો જાઉ છુ તેમ માહાર મત પક્કુ થતુ જાયછે." ઓનરેબલ ફિટઝ જેમ્સ સ્ટિફન વિચાર આપેછે કે "આ કર નાખવાની અગત્ય પડે પણ તે ઘણીજ શક ભરેલી અગત્ય હતી." ઓનરેબલ મી૦ સ્ટ્રાચી મી૦ ચાપમેન સાથે એકમળતો થાયછે કે "જો સુલેહ અને આબાદીના વખતમા આપણે આયપત ઉપરનો કર વધારીશુ તો • ધાસ્તી અને અડચણના વખતમા નાણુ ઉભુ કરવાનો જે ફકત એકનો એકજ અને પક્કો ઉપાય આપણા હાથમાછે તે જતો રેહશે." સર હેન્રી ડુરાંડ, જેપુરના માહારાજાના મતને એકમળતો થાઈ કેહેછે કે "એ કર દેશને કટાળા ભરેલો, લોકોને નાપસંદ અને ઉપજમા ઘણો નિર્જીવછે."

આયેપત ઉપરનો કર હિંદુસ્તાનને તદન નાલાયકછે હેવું ઈંગ્રેજો સમજી શકતા નથી, અમલદારો એ ઉપાયને જલદીથી પકડી લેયછે તેનુ કારણ એકે એકતો તે તઈઆર ઉપાય હાથમા મળી આવેછે, વળી તે સાથે એ સવાલ ઉપર વિચાર કરવાની મેહનત અને જોખમ બચેછે તથા મેહસૂલ વધારવા માટે કાંઈ બીજી રીતિ શોધવી પડતી નથી. તે મી૦ વિલસને દાખલ કરી છે અને તે તેના નામે ચાલેછે, પણ જો તે કાબેલ ગૃહસ્થ જીવતો હતેતો તે પેહલો બોલી ઉઠતે કે તે ખોટો હતો અને તેનો ભાઈબંધ સર સી. ટરાવેલ્યન ખરો હતો. વળી બીજી

મેહનત એ બનેછે કે આવતી ગોઠવણોથી તે એકઠો થાઈ શકેછે, પણ તે લોકો ઉપર ઘણો ભારી કમતી રીતે પડેછે અને તે ઉગાવી શકાયછે એટલા માટે તે ઘણો ગેરઈનસાફી ભરેલોછે. કોઈ શખ્સ પોતાનુ ધન જમીનમા ગાજે અથવા તેના ઘરેણું બનાવી દે તો તમો તેની પાસેથી શી રીતે કર લઈ શકશો? બીજા કોઈબી કર કરતાં આ કરથી ઘણી લુચ્ચાઈ, ઘણો જુલમ અને ઘણો દગો થાઈ શકે, અને બાપડા રિબાતા લોકો ઉપર અમલદારો જે ઝુંસરી નાખીછે તેમા આથી વધારો થાયછે અને તે ઉપર લીધેલી મેહનત, ખરચ, કંટાલો અને ઉત્પન્ન થતી દુશમની સાથ સરખાવતાં એની ઉપજમાં કાંઈ જીવ નથી.

પણ હવે હું આ સવાલ ઉપર આવું છું કે આ લડાઈનો જેવો કર શા માટે જરૂરનોછે. શા કારણથી એ કાહાડવો પડયોછે? અને શું તેની અગત્યછે? 'ટાઈમ્સ' પત્રે થોડાક દાહાડા આગાઉ એક મોતેબર બાબદ લખી તેમા જણાવ્યું હતું કે ૧૮૬૫ માં જ્યારે મેહસૂલ ૬ ક્રોડ રૂપીઆ ઓછી હતી ત્યારે સર ચાર્લ્સ ટરવેલ્યને મત આપ્યું હતું કે સરકારી હાજતો પુરી પાડવાને હાલના હિંદુસ્તાનના કરો પુરતાછે. ૧૮૬૮ મા મી૦ માસીએ એજ વિચારો નજદીક હેવાજ શબ્દોમા આપ્યા હતા ત્યારે હવે ખર્ચ વધ્યો ક્યાંથી? આપણે કાંઈ ભારી ખર્ચ વાલી લડાઇઓમા સપડાયા નથી. કોઈ બલવો બેસાડી દેવાનું આપણે માથે આવી પડયું નથી. કાંઈ રાજકારોબારમાં ફેરવવાનું નથી કે જેથી કાંઈ ન ધારેલો મ્હોટો ખર્ચ આવી પડે પણ તેથી ઉલટું આપણેતો ખર્ચ ઘટાડવા અને કસર કરવા પડયા છૈએ. જ્યારથી મી૦ વિલસન હિંદુસ્તાનના ખજાનાની લગામ પોતાના હાથમાં લઈ ત્યાં ગયો ત્યારથી કમતી કરવાનો પોકારો ચાલતોજ આવ્યોછે. જેમ જેમ વરસ દાહાડે આપણી મેહસૂલ વધતી જાયછે તેમ તેમ દર વરસે ખજાનચી કાંઈબી ને કાંઈબી ખુટની બુમ પાડતો આવેછે અને જો તે ખુટ તેના પોતાના મગજમાથીજ નિકળેલી હોયછે તો બેશક આગળા અંધેર કારભારનો તે વાંક કાહાડવાનો.

હજી સુધી અગરજો કોઈ દાહાડે ન દીઠેલી હોવી રાજદ્વારી નિંદ્રામા ખલલ ન પડે, અગર આપણે સુખિ હાલની માફક ભોગવતા રહીએ, જે આશા આગલા ઇતિહાસ પરથી ખરી લાગતી નથી, તોએ આમની મેહસૂલમાં આસરે કરોડનો ખાડો પડવાની ધાસ્તીછે અને સર વિલ્યમ માનસફિલ્ડ દેખાડયું તેમ નકામા લશ્કરી ખાતાંઓમા આસરે ૫૦ લાખનો ખરચ જે લશ્કરો મિલી નાખવાની શરમ ભરેલી રીતિથી લારડ હાલીફાક્સે આપણને એક વારસો આપ્યોછે તે ખાડો પુરો કરવોછે. જાહેર બાંધકામો બાંધવા માટે ઉછીનું નાણું લઈ લડાઈના હિંગામ માટે આ કર રેહવા દેવાને બદલે આપણે ચાલુ મેહસૂલમાંથી જાહેર બાંધકામો કરવા સારૂં આ લડાઈનો કર નાખ્યોછે. પણ લડાઈના વ-

ખતમા ઉછીકુ લેના જેવી આપણી આટ વખતે ન હોય અને તેમ નહી તો આપણને મોટુ વ્યાજ આપવુ પડે

ઘણી સખ્ત અને બારીક તપાસની અગત્ય દેખાડવા જેટલુ હુ ધારછુ કે હુ બોલ્યોછુ, અને હુ આ સભાને વિનતી કરૂછુ કે કાઈ સુધારાને અર્થે ઉપાય લેવા. પછી જોઈએ પાર્લામેન્ટ 'કમીશન' માગો, જોઈએ આમની સભાની 'કમીટી' નીમાવો અથવા નાણા સબધી સમજનારા લાયક અનુભવી ગૃહસ્થોની મડળી નીમાવો હુ દલગીરછુ કે એક બીજી બાબતમા વખતની કોતાઈને લીધે મારાથી બોલાઈ શકાતુ નથી અને તે બાબ: જાહેર બાધકામ ઉપર ખરચ શી રીતે કરવામા આવેછે તે દેખાડવાનીછે જો આ દેશમા ૨૮ ક્રોડ રૂપીઆ બાધકામ ખાતાના કમીશનરોને વગર જોખમે ખરચવા માટે કાઈબી અટકાવ અથવા હસાબ વગર આપ્યા હોય તેના પરિણામ શા થાય વારૂ ? અને હિદુસ્તાનમા તેના પરિણામ આપણે કેવા ધારતા હઈશુ ? સરકારી હોદ્દેદારો અને બીજાઓ વચ્ચે એ બાબે કેવળ ઉલટાજ વિચારોછે બાહાર વાળાઓનો વિચાર હોવોછે કે જાહેર બાધકામ ખાતુ અતીઘણુ ઉડાઉછે તેઓમા કેવો વિચારછે કે સામણ સાર બજાર કરતા સે કડે ૨૦ થી ૨૫ ટકા સરકાર વધારે ભાવ આપેછે અને કામ બીજી વગણુ થાને ઉતરતુ થાયછે મને ખબરછે કે જાહેર ખાતાના બધાયલા કામો ઉપર રેલવેના ઈજીનેરો હશેછે રેલવે ખાતાનુ બાધકામ કેહવુ ચહડતુછે તે જાહેર બધકામ ખાતા વાળા બેશક જાણતા હશે પણ જાહેર ખાતાએ બાધેલી ઈમારતોને ઘડીએ ઘડી હોનારત થવાથી તેઓનો તે થાકો પડી ગયોછે

૧૮૬૨ મા બગઓ અને લશકરી બાધકામો કરવાને ૧૦ ક્રોડ રૂપીઆ જુદા કાહાડવામા આવ્યા હતા જેમાના ૧૮૬૯ ને છેડે ૫) ક્રોડ ખરચાઈ ગયા અને હેવુ ગણવામા આવતુ હતુ કે ૧૮૭૨ ના સાલ સુધીમા સગળા ખર્ચવામા આવશે બે માળા વાળી બરાકો જેને વાજબીની રાહે મેહલના જેવી કેહવામા આવેછે અને ખરેખર તેઓ ખર્ચમા અને કદમા મેહલના જેવીજછે તેઓ ૧૦ થી ૧૨ લાખ રૂપીઆથી ઓછા ખર્ચે બધાઈ ન હશે એક આખી રીજમીટ રહી શકે હેવી બરાકની હારમા આવી ૧૦ ઈમારતો હોય વળી એતો નક્કીછે કે ઘણેક ઠેકાણે સડક અને બીજા કારણોના પ્રસારથી આ ઈમારતો રદ થઈ પડશે હુ ધારછુ કે કેટલેક ઠેકાણે તે છોડી દીધામા આવીછે

આ સગળી વાતો અને હેવીજ બીજી બાહારના લોકોને સારીપઠે માલમછે પણ હિદુસ્તાનની રીતિ હેવીછે કે કાઈબી સુધારો હોદ્દેદારો તરફથી તો થનાર જ નથી, સગળા ખાતાના અમલદારો જેઓ વરસે દાહાડે ૨૦,૩૦,૪૦ ક્રોડ રૂપીઆ એકઠા કરીને ખરચેછે તેઓમા ખાસસી બાદબધાઈછે તેઓને બાહારના ટીકાથી કાઈબી અસર થતી નથી અને જેમ દરીઆઈ જાનવર 'પોલી

પગ' ને આગલું બગાડતા તેના સઘળા પગો એકી વારે સંકોચાઈ જઈ દુઃખ દેનારની સામે થવા જેમ મળી જાયછે તેમ સરકારી જુદા જુદા ખાતાઓ જ્યારે એક ઉપર હુમલો થાયછે એટલે મુંગા થઈ જાયછે અને જ્યારે કંઈ કેહવાનું નથી ત્યારે હુમલો કરનારને કચરી નાખવાને એકઠા મળેછે. કાગળ પત્રનો ત્રાસદાયક વ્યવહાર અને સત્તાવાળાઓની બાજખેડ તથા બગડેલા મામલાને છેડવાની ધાસ્તીની ચાલતી આવેલી રીત અને કાયદાને ચુંથવાનો કંટાળો વગેરે કારણોથી આ કારભાર એવો તો ગુંચવાઈ ગયોછે કે કાંઈ અપક્ષપાત તપાસ કરવાને ન બને હેવું છે આ વાત કાંઈ છુપી નથી. મી૦ વિલ્સને કાંઈપણ સુધારો કરવાને માટે માથે લેવાનો વિચાર કર્યો કે આ ભારી અડચણ સામે આવીને ખડી રહી. તેણે રાત અને દહાડો મેહનત કરી અને મેહનત માને મેહનતમાં કચડાઈ ગયો જેમ બીજા ઘણાઓને થયું છે. હું ધારૂં છું કે મી૦ લાંગ, મી૦ માસી અને સર ચાર્લ્સ ટ્રાવેલ્યન પણ હેવોજ વિચાર આપશે.

પણ હવે હું મારા ટીકા બંધ કરૂં છું અને ધારૂં છું કે જ્યાંસુધી રાજ અથવા પાર્લામેંટ એ બાબતની જોખમદારી કરશે નહી ત્યાંસુધી તેનો ઉપાય થનાર નથી, આવી ગુંચવણ ભરેલી બાબદમાં ફક્ત એકજ મત કાંઈ જાહેરનું વજન ધરાવતું નથી પણ જ્યારે મી૦ ગ્રાંટીએ જણાવ્યું કે હમણાંઓમાં અથવા અડચણોમાં કોઈ દહાડો મનમાનતો સુધારો થનાર નથી અને જ્યાંસુધી દરેક ઈલાકાની સરકારને દરેકને માથે ખરચ નાખવામાં આવશે નહી ત્યાંસુધી એ ગુંચવાડાનો નિકાલ આવનાર નથી આ સુચના ઘણીવાર કરવામાં આવીછે પણ જ્યાંસુધી ઈંગલાંડ એ બાબ૦ ઉપર લક્ષ આપશે નહી ત્યાંસુધી તેમાં કાંઈ કરી શકાવાનું નથી. ખરી વાતતો એછે કે હિંદુસ્તાન એટલું મોટું દેશછે અને ત્યાંની વસ્તી એવીતો જુદી જુદી અને સુધારાના અંતરે રેહલાછે કે કોઈ એક જાતના કર અથવા નાણાંના બંદોબસ્તથી સઘળાને માફક આવવું થઈ શકનાર નથી, અને શાહનશાહી ખરચ એટલાતો મોહોટા વિસ્તાર ઉપર ચાલેછે અને હિસાબ કેટલા મોહોટા અને તે ઉપરનું તપાસનું ખાતું હેવું તો ગહેરી છે કે ગમે એવી તિક્ષ્ણ બુદ્ધીનો આદમી પણ તે સઘળા ઉપર ધ્યાન રાખી શકે નહી. ખરેખરી તપાસ કરવાનું કેવું હશે છે તે વિષે બોલવાને મારા પાસે પુરતા શબ્દો નથી જ્યાંસુધી આપણે રાજદરબારી પ્રમાણથી સુધારેલા છુટા છૈએ, ત્યાંસુધી આપણું આવી નાણાં સંબંધી તંગીઓને બચાવી શકશું. હિંદુસ્તાન પણ મોહોટું અને ફળવંત દેશછે અને ત્યાંના લોક ઘણા નમ્ર અને સમજુછે, પણ એમનું એમ તે ચાલ્યા કરશે હેવું આપણાથી કેમ થઈ શકાશે નહી, રાજદ્વારી બાબતોને માટે આપણે તેયાર રેહવું જો એ અને વખતે સુધરેલા જના લોક પોતાના હક માટે જાગૃત થાય અને સઘળા એકસંપ થઈ સ્થિર થવે હેવું સમજે રેહવા સમયની આપણે વાટ રાખવી જોઈએ. ખ

પર તો કોઈ દાહાડ વખતે આવે પણ રેહવાશીઓના સુધારાતો મોડા વેહલો આવવો જોઈએ, અને ઇંગ્રેજો ધારેછે તે કરતા તે વધારે નજદીકછે. જો હેવો કાંઈ બનાવ બન્યોતો આપણે ઘણીજ માઠી હાલતમા આવી પડશું કારણ કે ત્યાનુ યંત્રકામ સગળુ બગડી ગયુ છે.

નાણા સંબંધી બાબદની સાથે જોડાયલી એક બીજી બાબદ ઉપર થોડાક ટીકા કરયા વગર માહાગાથી રેહવાતું નથી. જમીનની મેહસૂલ, આપણી રાજકારભારી કારકીરદી અને તેથી વરસ દાહાડે આપણા દેશમાથી ૧૦ થી ૧૨ કરોડની પડતી ધાડ, લશ્કરી મ્હોટા ખરચો, વિલાયત ખાતાના ખરચો અને હેવીજ બીજી બાબદો ઉપર હજુ બોલવાને મને વખત મળ્યો નથી.

મી૦ મેકલીન બોલ્યા કે—મી૦ પ્રિચાર્ડે પોતાના નિબંધમા આએપતના કરને બદલે બીજી કાંઈ યુક્તિ બતાવી નથી પણ તેનો વિચાર હેવો હતો કે બ જાનવાએ બીજી કેઈ રીતે આ ખુટ પુરી પાડવી તે વાંચી લેનારાઓએ બતાવવું જોઈએ. મી૦ પ્રિચાર્ડે વળી જણાવ્યુ હતું કે આયપતનો કર ફક્ત લડાઈના હિગામને માટેછે પણ ખરી વાતતો એછે કે જોકે તે ઇંગલાંડમા લડાઈને માટે કામ લાગતો હશે પણ હિંદુસ્તાનમા તેમ નથી કારણ કે ત્યાંના લોકો લડાઈની વેળાએ જોકે બેદીલ તો નહી તોયે કાંઈ ઘણા વફાદાર નહી હશે. હિંદુસ્તાનમા લડાઈના સમયમા ફક્ત એકજ ઉપાયછે અને તે તે વખત હિંદુસ્તાનની સરકારની આટછે જે જો આપણે દર વરસ આપણુ દેવું વધારીઆ જઈશું અને ખર્ચ જેટલી મેહસૂલ મેળવવા માટે કર ન નાખ્યેતો આખરે રેહવાની નથી. સવાબ માત્ર એછે કે "ઈનિકમ ટાકસ" ને બદલે બીજો કયો કર નાખવો. હિંદુસ્તાન, દ્રવ્ય અને ચહડતી કળામા વધતું જાયછે પણ 'કસટમ' ની હેવી બીજી આયપતો વધતી નથી, અને હિંદુસ્તાનમા સામાન્ય ખાધ ખોરાકીની જીનસો ઉપર વેનાતની માફક હિંદુસ્તાનમા ઉપજ થનાર નથી. ચાહા, કાફી, ખાંડ અને દારૂ અને તંબાકુ વગરે ઉપર કર નાખવાથી કાંઈ મ્હોટી મેહસૂલ થનાર નથી અને પાવરો કર નાખવાથી લોકોની વધતી જતી દોલત ઉપર અસર થાયછે, આએપત ઉપરના કરને બદલે જો કાંઈબી બીજુ કેહવામા આવ્યું હોયતો તે નિમક ઉપર જગાત વધારવા બાબેછે જે સૂચનાને સર ચાર્લસ દ્રાવેલ્યને ઘણી પસંદ કરી હતી અને લાર્ડ લારેન્સે ઘણી તારીફ લાયક રીતે રદ કરી હતી. મી૦ પ્રિચાર્ડ કેહેછે કે આયપત ઉપરનો કર ઘણો જુલમીછે પણ લોકોની ખાધ ખોરાકીની જણસ ઉપર નખાતો કર વધારે વાધા ભરેલોછે, કારણ કે પ્રજાના ગરીબ ભાગ ઉપર તે પડેછે, પણ "ઈનિકમ ટાકસ" તો માત પૈસાદાર ઉપરજ પડેછે. ઊમે અને બીજી આસોસીએશનોના એ બાબેના મતોને બેશક ધ્યાનમા લેવાં જોઈએ, જેઓ જયારે કાંઈબી કર નાખવામા આવેછે ત્યારે સાધારણ રીતે પોકાર કરવા પડી જાયછે પણ એ આસોસીએશન ત્યાની પ્રજાનો

પોકારછે કે નહી એ શક ભરેલું છે, પણ ખરી વાતતો એછે કે તેઓ એકજ વર્ગના લોકછે. જે લોકો ઉપર "ઈનકમ ટાક્સ" નાખવામા આવેછે તેઓ ઘણુ કરી હેવા હોયછે કે જેઓને આપણા રાજ્યથી ઘણો ફાયદો થયો હોયછે અને જેઓએ હજીસુધી કાંઈ કર ભરયોનથી અને હમારૂં મત્ત હેવું છે કે નિમક ઉપરના કરને બદલે આએપત ઉપરનો કર નાખવો જોઇએ. એજ આસોસીએશન રીતિ બતાવેછે કે નાણાની અડચણ ટાળવા માટે આપણે જાહેર બાંધકામ માટે ઉછીકું લેવું જોઇએ અને તે વખતે વખત નવેસરથી ચાલુ રાખવી જોઇએ. હવે શું ૨૫) વરસ પછીના લોક તે નાણુ આપવાને ખુશી થશે ? મી૦ મેકલીનનુ મત્ત હેવું હતું કે આ દેશના અગત્યને માટે બીજા શા ઉપાય બતાવવા તે ઠરવ્યા સીવાય આએપત ઉપરના કરને ધીકારી નાખવો એ ઉતાવલેથી કીધેલું કેહવાશે.

મી૦ નવરોજજી ફરદુનજી બોલ્યા કે મુંબઈ આસોસીએશનના સેક્રેટરી તરીકે તેહને આસોસીએશને મોકલેલી અરજીને ટેકો આપવા માટે અત્રે મોકલવામા આવ્યોછે, જેઓ હેવી અરજ કરેછે કે "ઈનકમ ટાક્સ" કાહાડી નાખવો અને હિંદુસ્તાનની મેહસૂલને મનમાનતા પાયા ઉપર લાવવી. ઉપલી અરજીમા હેવી અરજ કરીછે કે જાહેર બાંધકામનો ફાયદો ઘણી પેઢીઓ એક પછી એક લેશે માટે તે બાબેના નાણા ઉછીકાં લેવાં અને તે ૨૦ થી ૨૫ વરસમા પાછાં આપવાં અને ચાલુ મેહસૂલમાથી એકદમ ન આપવાં. વળી અરજીમા માગેછે કે દર વરસ વધતો ખરચ કાપવો જોઇએ. જો આ ઉપાય કરવામા આવેતો જુલમી અને ભારા કરોથી પૈસા ઉઘરાવવાની કાંઈ અગત્ય રેહ નહી. આ રીતિને મુંબઈના લોકોએ અને સરકારી હોદેદારોએ પસંદ કરી હતી. મી૦ પ્રિચાર્ડે પોતાના નિબંધમા જે બાબેની તરફદારી કરીછે તેને મી૦ નવરોજજી ઘણુકરી એકમળતા થતા હતા. મી૦ પ્રિચાર્ડે મત આપ્યું કે હાલનો ખજાનચી બંધાઈ અને ગુચવાઈ ગયલોછે અને તેણે હોકમ પ્રમાણે બજેટ રજુ કર્યુછે. શાહાનશાહતનો ખજાનચી હેવી હાલતમા હોય એ તે રાજ્યના કારભારને હિણું લગાડનારૂં છે, અને તે પ્રમાણે એક ઘડીબી ચાલવા દેવું ન જોઇએ, ખજાના ખાતાં ઉપર તેનો વડો જોઇએ અને પોતાના કામકાજનો તેને જોખમદાર રાખવો જોઇએ નહી કે હુકમ પ્રમાણે ઘડી કાહાડનારા એક "ક્લાર્ક" ની માફક તેને રાખવો. મી૦ પ્રિચાર્ડે દેખાડ્યુંછે કે ત્યાંના લશકરને માહારાણીના લશકર જોડે ભેળી નાખ્યાથી હિંદુસ્તાનની મેહસૂલને દર વરસે ૫૦ લાખ રૂપીઆનો ખર્ચ વળગ્યોછે અને તે થોડી મુદતમા વધીને રોહોડ ક્રોડનો થશે. આવા ખોટા ખર્ચથી આએપત ઉપરનો કર નાખવાની ગરજ પડીછે. આગળો બોલનાર બોલ્યો કે બાંબે આસોસીએશનતો ફકત એક વર્ગજછે અને ત્યાંથી આવેલી અર્જી ફકત ત્યાંના માતબર લોકોએ પોતાને માથેથી કર કાહાડી નાખવાને માટે ઘડી કાહાડીછે અને તે અર્જી કાંઈ ત્યાના સગળા દેશીઓ તરફથી, ગરીબ વર્ગો ત-

રફથી આવી નથી. આ તેના બોલવાનો રદીઓ આપ્યા વગર ચાલે નહી એવું મી૦ નવરોઝજી બોલ્યા મુંબઈના પૈસાદાર લોકો પોતાની સખાવતને માટે એટલાતો જાણીતાછે કે તેઓ ઉપર ઉપલો ઠપકો લાગુ પડી શકતો નથી, તેઓએ ઉપલી અરજીમા નિમક ઉપરની જગાતને માટે લખ્યુંછે કે તે ગરીબ લોકો અને ઢોરો ઉપર ઘણો ભારી પડશે. ઉપના અને એવાજ બીજા વિચારો ઉપરથી આ સભાને માલમ પડશે કે અર્જી ઘડનારાઓની મતલબ કાંઈ પોતા તરફ એખનપેગાપણું બતાવવા માટે નથી, આ આસોસીએશન કાંઈ તેના અધીકારીઓનાજ ફાયદાને માટે નથી પણ મુંબઈ ઈલાકાના સગળા વર્ગો માટે અને તેમા મુખ્ય કરી ગરીબ વર્ગો અને વચલે વાધેના લોકોના લાભને માટેછે જો એ આસોસીએશન કોઈ ચોકશ વર્ગના લાભને માટે હોતે તો મી૦ નવરોઝજી તેની સાથ એક ઘડીબી સંબંધ રાખે નહી

સર બારટલ ફ્રિયર—હું અત્રે ફકત એક સાભળનાર તરીકે આવ્યોછું અને હિંદુસ્તાનની નાણા સંબંધી હલકી હાલતમાથી છુટવાને કાંઈ સારી સુચના અત્રે થાય તે સાભળવા આવ્યોછું, અને આશા રાખું છું કે જે હું બોલું તે માહરા ખાનગી મત તરીકે સમજશું, અને પેહલવેહલા તો આ આસોસીએસનને પાધરો મારગ આપવાને હું ઈચ્છા રાખું છું એટલા માટે જો કાંઈબી ખોળ કરવામા આવેતો તે કાહા કરવી અથવા કેમ કરવી તે તપાશીઆ અગાઉ કોય ધીનુ મોહો કોણના સ્વાધીનમાછે તે તપાશવું જોઈએછે જો એ અગત્યના સવાલ ઉપર તમે ધ્યાન આપશો તો જણાશેકે બ્રિટીષ પારલ્યામેંટ એ ખજાના ઉપર સત્તા ચલાવેછે, અને જયારથી હિંદુસ્તાન ઉપર કાંઈબી સત્તા બ્રિટીષોની ચાલુ થઈ ત્યારથી થોડુંક અગાઉ સુધી પારલ્યામેંટ હિંદુસ્તાનના રાજકારભારીઓને વખતે વખત હિસાબ આપવા માટે બોલાવતી હતી તેમ જો ચાલુ રાખતેતો હાલના જેવી હાલત થઈ પડતે નહી, પણ તે ચાલ નિકળી જવાથી અઘેર રાજકારોબારના એક અગત્યના અટકાવને નુકશાન થયું છે લાર્ડ ડેલહાઉસીએ આ ચાલ કાહાડી નાખી કારણ કે એમ વખતે વખત તપાશ કરવામા આવ્યાથી ફર્માદાને એકઠી કરી રાખવી પડતી હતી અને તેથી ઘણી અગવડ અને ગુચવણ થતી હતી વખતે વખત પરીક્ષા ના લેવાનુ આ કારણ ઠીક હોય પણ તેથી કાંઈ વાંધો માલમ પડે ત્યારે તપાશ કરવામા અટકાવ ન થાય તમને યાદ હશે કે પારલ્યામેંટે છેક સેવકના વરસ સુધી પોતાના હાથમા સગળો અખત્યાર રાખ્યો હતો અને કોરટ આવ ડાએરેકટરના વખતમા વિલાયતની સરકારના હાથમા જે કામ હતું તે કરતા હાલ કેવળ જુદુંજછે એ બાબદ ઉપર હું વધારે બોલનાર નથી પણ સગળા રજુ કરેલા ઉપાયોમા મને સર્વેથી સારો એ લાગેછે કે પારલ્યામેંટની એક કમીટી કરવી જે પારલ્યામેંટને રિપોર્ટ કરે આપણે આ મોટા ખાડા બાબે પુશકળ વાતો કરીએ પણ ગૃહસ્થોને માલુમ હશે કે કેટલાક જણ

હેવાછે કે જેઓ ખાડાની વાત કબુલ કરતા નથી અને ખજાનાની હાલત જેવી કેહવામા આવીછે તેવી ખરાબ નથી એમ કેહેછે પણ અલબતાં જ્યારે સરકાર પોતે જાણે નહી કે તેની "બેંક બુક" મા જમા ખાતે વધારેછે કે ઉધાર ખાતે ત્યારે તેં ખરેખરૂં અધિર હોવું જોઇએ, પણ તમારા મન ઉપર હું હાલ ઠસાવવા માગુંછું તે એછે કે હાલ જે તમારા હિસાબમા ખોટ આવેછે તે ફકત ગણત્રીનીછે કે ખરેખરી ધાસ્તી ભરેલી અને જુની નાણાનીજ ખોટ છે. હિસાબની બાબદમા એક ઘણો સેહલો ઉપાય મને સુઝ પડેછે અને તેથી હિસાબ ઘણો ચોકસ અને બરાબર વખતે મળી શકશે. તમને માલમ પડશે કે હાલ બે ઠેકાણે હિસાબો રાખવામા આવેછે. એક હિંદુસ્તાનમા અને એક આ દેશમાં, અને એ બેહુ ઠેકાણાના હિસાબોના સરવૈયાને બરાબર મેળવવાનુ ઘણું હઘરૂં છે, પણ તેનો ઉપાય એછે કે સગળો હિસાબ હિંદુસ્તાનમા નહી પણ લંડનમા કરી વખતે વખત પારલીઆમેંટની હજુર રજુ કરવો. તમારો જ્યારે હિસાબ નક્કી કરવામા આવશે ત્યારે તમને માલમ પડશે કે તમારી નાણા સંબંધી હાલત ઘણી નબળીછે અને હાલના કરતાં તમને વધારે મેહસૂલના માર્ગોની જરૂરછે. હિંદુસ્તાનની મેહસૂલ કેટલી ઝડપમા વધેછે તે વાતથી હું અજાણ્યો નથી અને તે ઇંગલાંડ અને અમેરીકા જેવાં દેશો શીવાય બીજાં દેશો કરતાં ચહડતી છે અને મેહસૂલ ખરેખર ઘણી ઝડપમા ચહડે છે પણ યાદ રાખવું કે તેમ ત્યાંનો ખરચબી ઘણો ઝડપીઓછે, અને દર છ પેની ફસલમમાથી વધારે મળશે તે શેહર સુધારામા કામ લાગશે. ત્યારે હવે મ્હોટો સવાલ એછે કે આ ખાડો પુરવાને કરવું શું? આ બાબદમા મી૦ મેકલીનને હું એકદમ મળતો થાઉંછું. મને કાંઇ શક નથી કે આબેપત ઉપરનો કર ઘણો નાપસંદ પડતો છે અને તે ઘણાજ અગત્યના વખત સીવાય નાખેલો જોવાથી હું દલગીરછું, પણ જ્યારે વડી કૌન્સિલની હજુર મી૦ વિલસને જણાવ્યું કે ખાડો પૂરવાને માટે ખરેખર કાંઇ નવા કરની અગત્યછે ત્યારે તે વાતને પણ હું એકદમ એકમળતો થયો હતો. આપણે આટલું યાદ રાખવું જોઇએ કે જોકે મી૦ માકલીનના કેહવા પ્રમાણે આબપત ઉપરનો કર લડાઇની વેળા ભરૂસો રાખવા જોગ નથી તોએ હિંદુસ્તાનના દેશીઓને લાયકનો કર પાધરા કર સીવાય બીજો કાંઇ નથી અને હું અત્રે હાજર થયલા સગળા દેશીઓને પુછવા માગુંછું કે તેઓ એકબી દેશી રાજ્ય પછી ગમે એટલું નાહાનુ હોય તેનુ નામ કેહેશે કે જ્યાં માતબરો ઉપર પાધરો કર નાખી વરસ દાહાડે મેહસૂલનો મ્હોટો ભાગ ઉભો કરવામા આવતો ન હોય. જો એમજ હોયતો બ્રિટીષ સરકાર પણ તેમ પાછું કરેતો તેમા ચીંતા શું છે! પાછું કેહવાની મારી મતલબ એકે ફકત પાંત્રીસ વરસ થયાં સરકારે પાધરા કરો નાખતા બંધ કર્યાછે જે દેશી સરકારોથી નખાતા આવતા હતા. પાંત્રીસ વરસ અગાઉ દરેક નાહાના મોટાં દેશી રાજ્યોમા, મોટાં શેહરોમા તથા ન્હાના ગામડાંમા પાધરો કર

ઉઘરાવવામાં આવતો હતો અને દર વરસ તેની મ્હોટી મેહસૂલ થાતી હતી, અને જોકે તેઓ આપણી માફક પાઘરી કર ઉઘરાવતા ન હતા તોપણ અમુક શખ્સ પાસે કેટલું નાણું છે તે તેઓ ઘણી તીક્ષણ બુદ્ધિથી શોધી કાહાડતા હતા. જો કોઈ શખ્સ પોતાની જમીનનો વેરો અથવા મરજીનો વેરો અથવા બીજી કાંઈ જગાત અથવા કાંઈબી રીતે મેહસૂલમા નાણું ન ભરતો તો તેની પાસેથી છડેચોક લીધામા આવતું હતું, અને જો એ જાતના ઉઘરાણાને બરાબર ગોઠવ્યો હોયતો તે આપણો આયપત ઉપરના કર જેવો થાય. હું કાંઈ એમ કેહવા માગતો નથી કે આપણે વાજબીજ કર્યું છે પણ આયપત ઉપરના કરને એકદમ ઘી કાહી કાહાડવા અગાઉ વિચાર કરવાની હું વીનંતી કરૂં છું કે આપણી મેહસૂલને બરાબર ભરપુર કરનારો અને ખાડો પુરનારો તથા પાઘરો નહી પણ બીજી રીતે પૂરાતો કાંઈ કર છે?

મી૦ ટેલરે મત આપ્યું કે હાલ હિંદુસ્તાનની નાણા સંબંધી હાલત ઘણી અસંતોષકારક છે અને ઘણાક ખર્ચાળ શખ્સોની માફક આપણે આપણી ઉપજ ઉપરાંત ખર્ચ કરયા છે માટે પેહેલું કામ તો એ છે કે આપણું ઘર બરાબર ગોઠવી પછી ઉપજ મુજબનો ખર્ચ કરવો. હાલની સરકારની યોજાએ સરકારે આયપતનો નાબુદ કર નાખ્યો છે, બીજા કરતા આ પાઘરો કર કેટલો અવગુણકારક છે તે એક બાજુએ મુકતાં આ કર ઉઘરાવવાની રીતિ વગરેને ઘણીજ ધીક્કારવામા આવી છે. મી૦ નવરોજજી ફરદુનજીએ જે ઉપાયો બતાવ્યા કે ખરચ પડાઉના બાંધકામોનો ખરચ ચાલુ વરસ ઉપર નહી પણ આવતાં વરસો ઉપર ફાળે પડતો નાખવો તે પ્રમાણે થવાને હજુ ઘણો વખત જોઈએ. આ વરસ આયપત ઉપરનો કર નિકળી જાય એવું આપણે ધારવું ન જોઈએ. સવાલ એ છે કે જો આયપત ઉપરનો કર કાહાડી નાખ્યો તો બીજો કયો નાખે? હું કબુલ કરૂં છું કે સર બારટલ ફ્રિયરના કેહવા પ્રમાણે હિંદુસ્તાનની મેહસૂલ સાથે ત્યાનો ખરચ ની વધતો જાય છે તોપણ ખરી રીતતો એ છે કે ભવિષ્યના જરમાબી કામે લાગનાર કામોને જુદા પાડી ચાલુ મેહસૂલમાથી કાહાડી નાખવા જોઈએ અને 'લોન' કાહાડી તેનું વ્યાજ તથા બાંધકામો ઉપરનો ચાલુ ખરચ ચાલુ મેહસૂલમાથી આપવો અને બાકીનો ખરચ આપણા બેટા અને તેઓના બેટાઓ પાસેથી અપાવવો, પણ જો હવેપછીના વરસોમા આવા ભારી ખરચો આપવા જેવી આબાદી નજર ન આવેતો હેવા કામો ઉઠાવવાજ નહી. જો એમ કરવામા આવેતો ખાડાને બદલે આપણી પાસ ઘણી બાકી રેહે અને મેહસૂલ દેશના ખરચને માટે પુરેપુરી થાઈ રેહે. હું ધારૂં છું કે આ બાબદનો વિચાર કરવાને અને ચાલુ ખરચ તથા પછીના ખરચને જુદા પાડવા બાને ગોઠવણ કરવાને આપણી આસોસીએશનના તરફથી પારલ્યામેંટ પાસેથી કમીટી માગવી જોઈએ અને જો કમીટી એમ ધારે કે હેવા બાંધકામોનો ખરચબી આપણે આપવો

તો આપણી આવક ઉપર 'લોનો' કાઢવી અને તેનુ વ્યાજ તથા ચાલુ ખરચ મેહસુલમાથી આપવો પણ મુદલ થાપણ તે કામમાથી ઉપજ થાય ત્યારે આપવી.

મી૦ મેકલાંડ—હું ધારૂંછુ કે હાલ જે ગૃહસ્થ બોલ્યા તે બરાબર મતલબનુજ બોલ્યા અને તેહનુ હાલનુ કેહવુ અને મી૦ લાગનુ "ટાઇમસ"મા લખવુ એકસરખુંજ દીસેછે. જો આપણને હેવું માલમ પડે કે હિંદુસ્તાનનો ખરચ ઉપર જણાવ્યા મુજબનોછે (અને હુંબી ધારૂંછુ કે તેમજછે) કે દેશના ભવિષ્યના લાભને માટે થતાં બાંધકામોનો ભાગ થોડેક દરજ્જે આવતા લોકોએ આપવો જોઇએ, તો હું ધારૂંછું કે આપણો રસ્તો ઘણો સ્પષ્ટ માલમ પડશે અને આપણી મ્હોટી અડચણ ટલી જશે. સર બારટલ ફ્રિયરે જણાવ્યુ કે હિંદુસ્તાનનો કારભાર જયારે 'ડાએરેકટરો'ના હાથમા હતો ત્યારે પારલ્યામેંટ સગળો હિસાબ તપાસતી હતી અને જો તેમજ હમણા કરવામા આવેતો અને બરાબર તપાશ થાયતો બેશક ઘણોજ ફાયદો થયા વગર રેહ નહી. જેમ હિંદુસ્તાનની મેહસુલ વધતી જાય તેમ ખરચ પણ વધતો જવાનો એવું જે સર બારટલ ફ્રિયરે કહ્યુ તે વાજબીછે. હિંદુસ્તાનની મેહસુલમા એક અગત્યની રકમછે જે ઉપર હુ ઘણી કાળજી રાખુછુ અને જે બાબની પરથી વધારે ખરાબી પર આવતી જાયછે તે અફીમનો વ્યપારછે. જયારે હુ હિંદુસ્તાનમા હતો ત્યારે અગ્યાર વરસ સુધી અફીમના વ્યપારમા હુ સામેલ હતો. હુ બે ત્રણ વાર ચીન જઈ આવ્યોછું અને એ વ્યપાર વિષે ઘણુ જાણુછું. મે જે જોયુ છે અને સાંભળ્યુ છે તે ઉપરથી હું કહી શકુછુ કે અફીમનો વ્યપાર ત્યા ઘણી માઠી હાલતમાછે કારણ કે ચીનમા હમણા અફીમનો પાક વધતો જાયછે, અફીમની મેહસુલ વિષે માહારો વિચાર બે ત્રણવાર પુછવામા આવ્યો હતો અને મે હેવુજ મત આપ્યું હતુ. કે જો કાંઈ ધાસ્તી અફીમના મેહસુલની હોયતો તે ચીનમા પાક વધવાથીછે. અને સગળા હેવાલો પરથી માલમ પડેછે કે ચીનમા પાક વધતો જાયછે. હું ધારૂ છુ કે એ સવાલ હેવોછે કે જે ઉપર હિંદુસ્તાન સાથ સબંધ રાખનાર સગળાઓએ ધ્યાન આપવુ જોઇએ.

મી૦ દાદાભાઈ નવરોજજીએ સુચના કરી કે ચાલુ વરસમા 'ઈનકમ ટાકસ' નીકળી ન જશે હેવુ જયારે મી૦ ટેળરે જણાવ્યુ છે ત્યારે એ બાબદ ઉપર સભાનથી વિચાર કરવાને પૂરતો સમયછે આવતા બુધવારે સર બારટલ ફ્રિયર—જાહેર બાંધકામ ઉપર એક નિબંધ વાચનારછે તે વેળાએ એજ બાબદ ઉપર તકરાર થશે અને જો અગત્ય પડશે તો તે (મી૦ દાદાભાઈ નવરોજજી) સો૦ ૨૭ મી જુલાઇએ મળતી સભામા જાહેર બાંધકામ અને મેહસુલના સંબંધમા એક નિબંધ વાચી સંભળાવશે. માટે વધારે વાદવિવાદ થાય નહી ત્યાશુધી હિંદુસ્તાનની મેહસુલને પક્કા પાયા ઉપર લાવવાનો વિચાર મુલતવી રખ્યો.

કર્નલ રેથબોર્ન—સર બારટલ ફ્રિયરે આગળા વખતના પાઘડ કર બાબે વાત છેડીછે. જ્યારે સરકારને કાંઈ કામ માટે નાણાની રકમ જોઈતી હતી ત્યારે દરએક શેહર અને કસબા ઉપર ચોકશ રકમ નાંખવામા આવતી હતી અને રઈએત પોતપોતામા રકમો વેહેંચી લેતી હતી જેથી ઘણુંજ બરાબર કામ ચાલતું હતું. ઇનકમ ટાક્સની બાબદમા પણ જો એમજ કરવામા આવ્યું હતતો ઘણીક અડચણો ટળી જતે. હું ધારૂંછું કે એ રીતથી સરકાર એક કરોડ કરતાં વધારે રકમ ઉભી કરી શકતે અને તેથી હાલ ઇનકમ ટાક્સમા જે જુલમાત અને જુલમતેજ્જી ચાલેછે અને જેથી હિંદુસ્તાનના વતનીઓને ઘણો ગુસ્સો લાગેછે તે જતો રેહત.

મી० પ્રિચાર્ડ—મી० નવરોજજી ફરદુનજી અને સર બારટલ ફ્રિયર જે બોલ્યા તે ઉપરથી મારા ધારવામા હેવું આવેછે કે મારે આબપત ઉપરના કરને બદલે કાંઈ બીજુ સુચવવું જોઈતું હતું હેવું તેઓ ધારેછે. મારી એવું કાંઈ કરવાની મતલબ છેજ નહી અને મેં અગાઉથીજ કહ્યું હતું કે આવી હલકી બાબદ ઉપર હું કાંઈબી ધુરાજો કરનાર નથી, મારીતો ઇચ્છા એછે કે આ બાબદની પૂરતી જુસ્તેજ્જી કરવી અને ખોળ કરવામાં કાંઈ બાકી રાખવું નહી. હિંદુસ્તાનની નાણા સંબંધી હાલત જે હાલ માઠી હાલતમાં દેખાયછે તેનો કાંઈ ઉપાય દેખાડવાને માથે મેં લીધુ જ નથી.

**સભાપતી**—મી० પ્રિચાર્ડનો તેના નિબંધ માટે ઉપકાર માનતાં હું એક બે ટીકા કરવાની રજા લઉછુ. હિંદુસ્તાનમા મારા અનુભવ ઉપરથી હુ કહી શકુંછું કે હિંદુસ્તાનની નાણા સંબંધી રીતિ હાલની અને આગળી એ કાંઈજ નહી પણ એક જબરી ભુલછે, અને જ્યાંસુધી તેમા નવેસરથી સુધારો થશે નહી અને ખર્ચ તથા મેહસુલ કેટલીછે તેનો નિવેડો આવશે નહી ત્યાંશુધી બજેટ નર્યાનું સરવૈયુ શુધ્ધ આવનાર નથી, અને આ કારણને માટે જે ચીંતા અને મેહનત કરવી પડેછે તે માટે સર રીચાર્ડ ટેમપલ પોતા માટે તથા પોતાની આગળના બજેટવાળાઓ માટે જે લોકોની દયા માગેછે તે વાજબીછે, હું આબપતનો કર દાખલ કરવાની તરફેણમાંછું, કારણકે પાઘડ કર વિષે હેવું યુરોપમાં કેહવામા આવેછે કે તે સધરે આસામીઓ ઉપરજ પડેછે, પણ જાણે આબપત ઉપરના કમીશનર તરીકે જોતાં, અને જે રીતે આ કર કહડાવવામા આવેછે તથા જે પ્રમાણે તેનો કારભાર ચાલેછે તે પ્રમાણે જોતાંતો, આ કર માતબરો ઉપર પડવા કરતા, અથવા આપવા લાયક આસામીઓ ઉપર પડવા કરતાં, ઘણા ગરીબ વર્ગો ઉપર અથવા જેઓ તદન આપવાને શક્તિમાન નથી તેઓ ઉપર પડેછે. હું પોતે એક વેળા "ઇનકમ ટાક્સ" ના ઓરડામા આશરે ૨૦૦ થી ૩૦૦ ની અપીલ સાભળવા બેઠો હતો જેઓની રેહવાની રીત ભાત હેવી હતી કે મડલીમા તે બોલાઈ પણ શકાય નહી. આ કર ઘણી થવાઈ અને

જુલમાતથી નાખવામાં આવતો હતો અને હેવા વર્ગ ઉપર કર પડતો હતો કે કોઈબી રાજ્ય અધિકારી તે કબુલ રાખે નહી. મુશ્કેલીઓમાં અડચણ માત્ર એ હતી કે જેઓને "ઇનકમ ટાક્સ" ઉઘરાવવાનું સોંપ્યું હતું તેઓ બીજા કામ-ધારો હતા અને "ઇનકમ ટાક્સ" ને લગતું કામ બજાવવાને તેઓને અવકાશ ન હતો. તેઓ પોતાના કોઈ નાયબને એ કામ સોંપતા, પણ મજકુર નાયબ વળી તે કોઈ બીજાને સોંપતો અને તેનું પરિણામ એ થતું કે જે કર ભરવાને પૂરતો લાયક તે બચી જતો હતો. આ કારણોને લીધે મારું મત-ફરી ગયું અને હવે હિંદુસ્તાનને માટે આ કર નાલાયકછે તથા ઘણોજ જુલમાત ભરેલોછે હેવું હું ધારું છું. મી૦ મેટલાફે અફીણના વ્યપાર બાબદ જે જણાવ્યું તેને હું એકદમ મળતો થાઉંછું, મેં પોતે થોડુંક ચીન જોયુ છે અને હું ધારુંછું કે અફીણનો વ્યપાર રફતે રફતે ઘટીને તદન નાબુદ થાઈ જવાને કાંઈ ઘણો વિલંબ નથી. ત્યારે હિંદુસ્તાનની નાણા સંબંધી હાલત કેહવી થશે? અને ત્યારે આગળા બોલના-રાઓની રીતિને વળગવી પડશે અને જાહેર બાંધકામ માટે વિલાયતથી નાણા કહડાવી, ચાલુ મેહસૂલમાંથી-ખરચ આપતો બંધ કરવામાં આવશે. કેટલાંક જાહેર બાંધકામોછે જેનો ખરચ અલબત ચાલુ મેહસૂલમાંથી આપવો પડશે પણ સઘળાં મોટાંબાંધકામ કે જે ભવિષ્યમાં કામે લાગે તે માટે તો નાણા ઉછીકાં કહડાવવાંજ જોઇએ.

મી૦ પ્રિચાર્ડનો તેના નિબંધ માટે ઉપકાર માનવાની સૂચનાને મી૦ ટેલરે પુષ્ટી આપ્યાથી તે એકમતથી પસાર થાઈ.

મી૦ નવરોજજી ફુરદુનજીની સૂચનાથી સભાપતીનો ઉપકાર માની સભા વિસર્જન થાઈ.

## સોસાયટી આવ આર્ટસમા મળેલી સભા, બુધવાર, જુન ૨૨, ૧૮૭૦

રાઈટ આનરેબલ લાર્ડ લીવાન—અધ્યક્ષ.

### નિચે આપેલો નિબંધ સર બાર્ટલ ફ્રિયરે વાચ્યો હતો.

### વિષય—હિંદુસ્તાનમા જાહેર બાધકામો.

---

સર બાર્ટલ ફ્રિયર બોલ્યા :—હિંદુસ્તાનમા જાહેર બાધકામને લગતુ કાંઈબી ઘણુ નવુ પસંદ પડતુ રજુ કરવાની મને આશા નથી પણ કેટલીક જુની બાબદોને નવા આકારમા મુકી આપણે, જેઓ હિંદુસ્તાન ઉપર સત્તા ધરાવ્યે છૈયે, તે સત્તા પછી સરકારની હોય કે થાપણની હોય, મેહનતની હોય કે બુધ્ધીની હોય, તેઓને કાઇક ઉપયોગી ગ્યાન આપવાની મકસદથી કાંઈબી વધારે દિબાચા વગર તમારી આગલ બોલવા ઉઠયો છુ અને પેહલા તમને જણાઉ છુ કે "જાહેર કામો તે શુ તેનો તમોએજ તમારા મનમા વિચાર કરો કારણ કે જુદા જુદા દેશોમા તેનો જુદો જુદો અર્થ થાયછે. તમો જો એ સવાલ ઇંગલાંડમા પુછો તો તમને જવાબ મળશે કે જે કામો પ્રજાના ફાયદા માટે તે "જાહેર કામ" પણ હેવા પ્રજાના લાભના કયા કામોછે તેના ભાગ પાડતા ઘણી ગુચવણ પડશે. સ્કાટલાંડમા એથીબી વધારે એ શબ્દનો અર્થ બારીકીથી લેવામા આવેછે, પણ તેમા બીજા હાથ ઉપર આયરલાંડમા તેની મતલબ ઘણી છુટથી લેવામા આવેછે કાંસમા તેથી એ છુટથી અને હિંદુસ્તાનમા તો જેબી કોઈ કામ કાઇબી ઉપયોગને માટે ઉઠાવ્યુ કે તેને "જાહેર કામ" નુ નામ આપવામા આવેછે એના માટે વધારે બારીક ધ્યાન આપવા કરતા હુ જયારે "જાહેર કામ" એ વાકય વાપરૂ ત્યારે મારી મતલબ નિચે પ્રમાણે કેહેવાનીછે ખાનગી થાપણ. અથવા જાહેર કરમાથી ઉપજતા નાણાને ખરચે જે કામો બધાય અને જેના ઉપયોગ માટે પ્રજા વ્યાજ આપે અથવા બીજા કોઈ હકો અથવા ઇજારા થાપણ આપનારને આપે તે બાધકામને જાહેર બાધકામ કેહવુ. તેમજ હુ એકવાર કહી લઉ છુ કે હાલ તરત ઉપજ કરનારા અને ન ઉપજ કરનારા બાધકામો વચેનો તફાવત જોવા હુ બેઠો નથી કારણ કે જો તેમા કરવા માડીએ તો ત્રણ ભાષાણોમા, બદલો વાલી આપનારા બાધકામો કયા તેની સમજ પડે કે નહી અથવા બરોબર ઉપયોગી કયા કામોને નહી બદલો વાળનારા ખાતામા નાખ્યે તેનો ખુલાસો થાય કે નહી તે વિષે મને શકછે તેવા કામોમા હુ કીલ્લાઓ, બરાકો અને તેવાજ લશકરી બાધકામોને ગણુછુ હવે જાહેર બાધકામો બચાવ માટે બારાઓ અને દીવાદાડીઓ ગણુંછે. ખરી વાતછે કે હેવા બાધકામોમા કર અથવા નાહાનો છાપો નાખ્યાથી તેમાથી ઉપજ થાઇ શકે અને

બારાંઓ તથા હેવાંજ દરીઆવરથી બાંધકામોના જેવાં ઉપજ આપનારાં બીજાં કામોછે કે નહી તે વિષે મને શકછે. હવે આપણે નેહરો પકડયે અને તે વિષે હેવું લાગેછે કે તે ગણવાનું જાણે આપણા હાથમાજ હોય; પણ એ ભુલછે, બધરા કર કરતાં હેના પાણીના વ્યવહાર ઉપર આડો કર વધારે ઉપજ કરી આપેછે અને નહીઓ જયારે સુધારવામા આવશે ત્યારે એ બરાબર સહમજ પડશે.

જાહેર બાંધકામ ખાતાં સાથે હિંદુસ્તાનની નાણા સંબંધી હાલતની તકરારમા હું તમારો અમૂલ્ય વખત રોકવા માગતો નથી. કારણ કે ઘણી મારી સત્તાથી આપણને જણાવવામાં આવ્યુ છે કે હાલ હિંદુસ્તાનમા જે નાણા સંબંધી બાબદે લોકોનું ધ્યાન ખેંચ્યુંછે તે સમયનું કારણજ જાહેર બાંધકામછે. જેઓ હિંદુસ્તાનમા રાજ્ય કારોબાર ચલાવેછે તેઓ જાહેર રીતે કેહેછે કે હાલની નાણા સંબંધી ગુચવણ જો ઈશ્વરની કૃપાથી જાહેર બાંધકામો, જાહેર કરો વગર થાઇ શકતાં હોયતો ટલી જાય, અને આપણી નાણાની હાલતની ગુચવણનું કારણજ આપણું જાહેર બાંધકામ ખાતુછે. અત્રે કેટલાક ગૃહસ્થોને બેઠેલા હું જોઉંછું જેઓ હિંદુસ્તાનના જુદાં જુદાં પ્રગણાઓથી વાકેફછે પણ કોઇ છાતી ઠોકીને એમ કેહશે કે તેના પ્રગણામા પુરતાં બાંધકામછે? અથવા પ્રજાના ખીસાં ઉપર બોજો નાખવા વગર તે પ્રાંતને અગત્યના બાંધકામ આપવાને તેના પાસે ઉપાયછે? આ મોહોટું દેશ જે હાલી સુલેહના વખતમા અને વધતી જતી મેહસૂલ છતાં જાહેર બાંધકામ ઉપરના મોટા ખરચને લીધે નાદારી હાલતમાં પોતાને ગણેછે અને તે છતાં એ દેશને જાણનારાઓ કેહેછે કે આપણી મેહસૂલનો વધતો જતો રેલો તે દેશમા જાહેર બાંધકામો પૂરાં પાડવાને બસ નથી. જયારે આપણે વિચાર કરયે કે હિંદુસ્તાનના હાલના મોહટા વિસ્તાર સાથે દર વરસ થોડાક લાખ રૂપીઆ બાંધકામ ઉપર શું ગણત્રીમાછે તો એ અડચણ આપણને સહમજ પડશે. એ દેશનો વિસ્તાર કેહવો મોહોટોછે તે હું તમારા મનપર ઠસાવવા માંગતો નથી અને જો યુરોપના સઘળા પ્રાંતોમાંથી રૂશીઆ અને એક બે બીજાં બીન ઉપજ વાળા ભાગો કાહાડી નાખો તો જે બાકી રેહશે તે હિંદુસ્તાન કરતાં નાહાનું, ઓછી વસ્તી વાળું અને કદાચજ વધારે ઉપજ વાળું રેહશે, અને તે યુરોપના પ્રાંતો ઉપર જો હિંદુસ્તાનના ઘણા છુટથી પડી કાહાડેલાં 'બજેટ' માંથી જાહેર બાંધકામની રકમ કાહાડીને વેંહચી આપશો તો દરેક પ્રાંતને ખરેખર ઘણીજ થોડી રકમ આવશે.

એક બીજી બાબદ વિષે હું બોલવા માગુછું અને તે બાબે ઘણાક ગૃહસ્થો વાજબીપણે બોલશે, તે એછે કે જાહેર બાંધકામ ઉપર થતા ખરચમાં થતો ખોટો ખરચછે. હેવું કેહવામા આવેછે કે હિંદુસ્તાનમા જાહેર બાંધકામ ઉ-

કરકસર સાથ કાંઈ લાગતું વળગતું નથી. આ વાત ઘણી અચંબા ભરેલી લાગશે પણ જો એ ખરી હોયતો આ સઘળી પંચાતીનુ કારણ તુરત માલમ પડશે. હઈઆં જો કોઈ હેવો ગૃહસ્થ હોય કે જે હેવું ધારે કે જે ધણીઓના હાથમા ખર્ચની લગામ હોય તેઓને કરકસર કરયાથી લાભ થાય હેવું કરયા વગર ખરચમા ઘટાડો થનાર નથી તો હું ધારૂં છું કે કામકાજ સંબંધી તે ગૃહસ્થના વિચાર માહારા અનુભવથી કેવળ જુદાજ હશે. અલબતાં તમને માલમ હશે કે હિંદુસ્તાનમા સાધારણ રીતે બોલતાં બાંધકામ કેમ થાયછે.

જેઓના હાથમા ખરચની લગામછે તેઓ ઘણું કરી હેવા ગૃહસ્થો હોયછે કે જેઓ પોતાની જીંદગીનો થોડોજ ભાગ આ દેશમા ગુજારેછે અને પોતા હસ્તક થયલાં બાંધકામનો લાભ પોતે જોવા પામતા નથી. હિંદુસ્તાનનો કોઈબી રાજ્ય અધીકારી હેવો ન થઈ ગયો હશે કે જેણે પોતાના વખતમા બંધાવેલા રસ્તા ઉપર પોતે મુસાફરી કરી હોય, જો કે કેટલી તે રસ્તા ઉપર તેહને ગીરેથી આપવું પડયું હશે. હવે જુવો કે આપણી અને ત્યાંની કારકીરદીમા કેટલો ફેરછે. હઈઆંતો જે ધણી પૈસા ખરચેછે તે પછી ખાનગી કે જાહેર કામ માટે હોય, તેહને તે કામનો લાભ આપવાની તક આપવામા આવેછે. વળી કોઈવાર હેવુંબી બનેછે કે કોઈ ધણી ઘણો ખરચાળુ મીસ્ત્રી અથવા ઈજનેર રાખેછે અને કોઈવાર ઘણો ખરચ કરવાનુ આપણા દેશમા ઘેલાપણું લાગેછે પણ તે ઝાહાજો વખત રેહતું નથી અને એક બે વરસમા પસ્તાવો કરી તે છોડી દીધામા આવેછે, અને તે ઘણો વખત સુધી વિસરવામાં આવતું નથી, પણ હિંદુસ્તાનમાંતો એથી કેવળ જુદુંજ છે તે હું તમને એક ટુંક દાખલો આપી સમજાવીશ. જાણે એમ સહમજો કે ૨૦૦ થી ૩૦૦ મૈલનો એક નવાજ દેશમા રસતો બાંધવોછે. જાણે હેવું ધારો કે હેવા પ્રગણામા રસતો લઈ જવોછે કે જયાં કોઈવાર પૈડાંની ગાડી જઈ શકતી ન હતી. કોઈક શખ્સ ઘણું કરી કોઈ પ્રદેશી, જે ઘણાક તફાવતથી આવેછે અને જે જાણેછે કે આ દેશમા તેહની મુદત બેથી ત્રણ વરસનીછે, તે ભુમી તરફ જોયછે અને સુચના કરેછે કે હઈઆં રસ્તો બાંધવો જોઈએ. એ મામલો કાંઈ ઇંગલાંડના જેવો નથી. તે દેશના દાહાયા રેહવાશીઓને પુછેછે અને જેવા તેઓ સમજેછે કે રસ્તો એટલે શું કે તેવા તેઓ તેના મતને મળતા થાયછે. હવે તમોએ યાદ રાખવું કે ત્યાંના મોહોટાં પ્રગણાના કેટલાક રેહવાશીઓછે જેઓ રસ્તો એટલે શું અને સાધારણ જમીનની સપાટી એટલે શું તેનો ફેરબો સમજતા નથી. તમને માલમ હશે કે હિંદુસ્તાનના એક છેડાથી તે બીજા છેડા સુધી ૩૫ વરસ અગાઉ મુસાફરી કરવાને કાંઈ બરાબર માર્ગ ન હતો. વરસાદના પડવા ઉપર અને બીન યા પાહાડ જેવી કાંઈ નડતળ ન હોવા ઉપર મોહોટો આધાર રેહતો હતો. અલબતાં જે શખ્સ પોતાના બાપદાદાની માફક ૫૦૦

વરસ સુધી એકજ દેશમા રહયો હોય તેને રસ્તો એટલે શું અને તેની કિમત કેટલી તે સમજાવવાને મુશકેલ પડે. પણ જ્યારે તે સમજાવવામાં આવેછે ત્યારે મેં હેવો કોઈ ખેડુત અથવા સુખી જોયો નથી કે જેણે પુલો અને રસ્તાઓ માટે ઉલટ ન બતાવી હોય, અને માહારે જણાવવું જોઈએ કે મા-હારા ધ્યાન પ્રમાણે હિંદુસ્તાનના ખેડુતો, અને વ્યપારીઓ આપણા દેશના ખેડુતો અને વ્યપારીઓના જેવાજ ચબરાક અને સમજુછે. હવે આપણે સમજીએ કે આ રસ્તો બાંધવાની દરખાસ્ત કરનાર તો પ્રગણાનો કમીશનરછે. થોડાક વિલંબ પછી તે એક ઇજિનેરને, પોતાને કાંઈબી મેહનત અથવા કાગજ પત્રના વ્યવહાર વગર પકડેછે અને તેહને કેહેછે કે ૨૦૦ થી ૩૦૦ મૈલનો રસ્તો તપાશવો તથા નકશા અને અડસટાઓ મોકલી દેવા જે કામ અસલતાં વખત ખોયા વગર થાયછે. માહારી ખાત્રીછે કે અત્રે કોઈબી હિંદુસ્તાનનો જાણીતો એનજીનીયર મહને ટેકો આપશે કે પ્રગણાના વડાઓ લાંબા રસ્તાનો એટલો તો જલદીથી "સરવે" માગેછે કે તેટલા વખતમા રસ્તો કાંહાં નાખવો તેનો વિચા-રબી પૂરેપાધરો થાઈ ન શકે. એક નવા દેશમા નવો રસ્તો નાખવાને વખત, ધીરજ અને બીજા ઘણા સવાલોનો વિચાર કરવાની અગત્યછે હેવું માહારે કેહવાની કાંઈ અગત્ય નથી. હું મારી સામે એક ગ્રહસ્થને જોઉંછું જેણે પોતાને લાગયુ કે હઈઆં રસ્તો જોઇએ કે તુરત ૧૫ દાહાડામા તે બાંધવો મ-હરં કરયો, પણ તે વેળાએ તેની ઘુરૂ લાર્ડ ડલહાઊસી હતો અને તે એ વાત સમ-મજતો હતો તથા તેમા જીવ ઘાલતો હતો, પણ હું કર્નલ પીટ્ર કેનેડીને પુછવા માગુ છું કે તે પોતાના અનુભવમા હેવા કોઈબી ઇજિનેરને ઓળખેછે કે જેણે પોતાનો નકસો માગેલા વખતમા મોકલયા અગાઉ તે ઉપર ખરાબર પુખ્ત વિચાર કીધો હોય. આ ઉતાવળનુ કારણ સમજવું શેહલછે. પ્રગણાનો વડો અને ઇ-જનેર બેઉ જાણેછે કે તે ઠેકાણામા તેનો વખત થોડોછે, અને સેવટનો હુકમ મળતાં ઘણી ઢીલ થશે, એટલા માટે તેઓ પોતાના હસ્તકના પ્રારંભના કામની ઉતા-વળ કરેછે. જો બાંધકામનો ઉપર ટપેનો દેખાવ સારો હોયછે તો અંદરની બારીકીને તપાશવાનુ માંડી વાળી ભવિશ્ય ઉપર રાખવામા આવેછે. પેહલ વેહલો નકસો તાહરે તૈયાર થાયછે અને ત્યારપછી તે નકસાઓ અને અડ-સટાઓને પસાર કરાવવાની દોડાદોડ ચાલુ થાયછે. તમારે યાદ રાખવું કે હેવા કામો ઉઠાવનારા હોધેદારો કાંઈ એક નથી પણ ડજન છે જેઓ સરસુબાના દરવાજા આગલ ઠોકેછે અને દરેક જણ તે સરસુબાને કંટાલો આપેછે કે પેહલાં પોતાનુ માનીતું કામ હાથમા લેય. આ ઉપર જોવાને બની આવશે કે કોઈ ઓકશ કામ સરકાર હાથમા લેય હેવું કરવા માટે કાંઈ થોડી મેહનત અને જોર ઉપર જોઈતી નથી. જ્યારે પ્રગણાનો હાકેમ નકસાઓ અને અડસટાઓ ઉ-પર વિચાર કરી તે બાહાલ ગણેછે ત્યારે એક અડચણ આડે આવેછે અને

તે સારૂ હિંદુસ્તાનની ખુદ અડચણછે જે 'બજેટ' માં એ રકમ દાખલ કરાવવાની છે જોકે હિંદુસ્તાનની સરકાર ઉપર જાહેર બાંધકામમાં ઘણો ખરચ કરવાનો તથા પોતાનો નાશ કરવાનો બટ્ટો મુકવામાં આવેછે, તોએ કેટલાક વરસ થયાં એ સરકારે પોતાના ખરચ ઉપર કાબુ રાખવા માંડયોછે અને દર મોસમના પ્રારંભમાં દરેક ઈલાકાના 'ગવરનર' તેના ઈલાકા માટે કેટલુ મળશે તેનો આંકડો તેને તીજોરીખાતા તરફથી કેહવામાં આવેછે. હું ધારૂ છું કે હું કાંઈબી સંકોચ વગર કહી શકીશ કે દરેક ઈલાકાના હાકિમની આસપાસ બજેટમાં દાખલ કરાવવા માટે એટલીતો અરજીઓ આવેછે કે સઘળી લેવી એ કેવળ ન બને એવુંછે જે રકમ વેહચવામાં આવેછે તે ઘણી થોડીછે અને માગનાર ઘણા હોવાથી જેહની અરજીમાં વધારે અગત્ય બતાવી હોય તેહને વધારે મળેછે એ વાત સઘળાને જાણીતીછે દરેક જણ પોતાનો દાવો ઘણો મજબુત કરવા અને પોતાને ઘણી અગત્યછે એવું દેખાડવાની તજવીજ કરેછે જેવો કોઈ મજબુત દાવો આવ્યો કે તરત તે કબુલ રેહછે અને કેટલીકવાર તો તે રકમનો કાંઈ ખરો ઉપયોગ નહીં પડવાથી સઘળી રહી જાય તેમજ કોઈવાર ધારેલા કરતાં રકમ વધવાથી તે માટે તોડાતોડ ચાલેછે આ સઘળી રીત દેશને અગત્યના બાંધકામ આપવા માટે કેટલી અસ પુર્ણછે હવે એમ જાણો કે જાણે આપણી ઈચ્છાવાળુ અમુક કામ 'બજેટ' માં દાખલ થયું એટલે કે વળી સ્વીકારીને તે બાંધવા રાખ્યુ અને તે ઉપર આપની રકમ નક્કી થઈ ચુકી, પણ કોઈ એમ ધારશે કે આ રકમ એકદમ ખરચવાની હશે પણ તેમ નથી એક ઘણીજ નાહાની રકમ તે વરસમાં ખરચવા માટે કાહાડવામાં આવેછે અને બીજા ૧૨ માસ થાય નહીં તે અગાઉ કોઈની મેહનતથી વધારે નાણું મળી શકતું નથી, અને એ પ્રમાણે દર વખત કરવું પડેછે કોઈવાર 'બજેટ' માં તે માટે વધારે રકમ મુકી હોયછે અને કોઈવાર નહીં, અને કામ એ પ્રમાણે ધીરે ધીરે પુરૂં થાયછે અને તેની જે ધણીએ તે ઉભું કરવું હોય તેના વખતમાં તે પુરૂં થતું જ નથી. હવે હાલની હાલતમાં હું અત્રે હાજર થયલા ગૃહસ્થો જેઓએ આ દેશમાં કાંઈબી બાંધકામ માથે લીધું હશે તેઓને પુછુછું કે મોટી ખરાબી થયા વગર કેમ રેહ અને મેં ઉપર બતાવી તેવી નુકશાની થયા વગર કેમ હોય? મારૂ બોલવું તમને સહેજ પડતું હશે તો હવે તમારા ધ્યાનમાં આવ્યું હશે કે આ ખરાબી કેમ નિપજેછે અને તે કોઈ એક પુરૂષથી નિપજતી નથી અથવા તેનો ઉપાય કોઈ એક પુરૂષના હાથમાં નથી પણ જેમ આપણે સાધારણ બોલીએ છૈએ તેમ "રીતિનો વાંકછે" એ રીતિ એવી છે કે જેથી દરેક રાજઅધિકારી અને સારો કારભારી જે જાહેર બાંધકામના સંબંધમાં હોયછે તે એ કામમાં અટકાવવાની, કાપવાની અને હરખત કરવાની શક્તી મેળવી શકેછે. કોઈ એમ ન સમજશો કે જાહેર બાંધકામ ખાતાનો એક સારો અધિકારી હોય તેના

તે સારૂ હિંદુસ્તાનની ખુદ અડચણછે જે 'બજેટ' માંએ રકમ દાખલ કરાવવાનીછે. જોકે હિંદુસ્તાનની સરકાર ઉપર જાહેર બાંધકામમાં ઘણો ખરચ કરવાનો તથા પોતાનો નાશ કરવાનો બંદો મુકવામાં આવેછે, તોએ કેટલાંક વરસ થયાં એ સરકારે પોતાના ખરચ ઉપર કાબુ રાખવા માંડયોછે અને દર મોસમના પ્રારંભમા દરેક ઇલાકાના 'ગવરનર' તેના 'ઇલાકા માટે કેટલું' મળશે તેનો અડસટો તેને તીજોરીખાતાં તરફથી કેહવામા આવેછે. હું ધારૂંછું કે હું કાંઇબી સહરાગત વગર કહી શકીશ કે દરેક ઇલાકાના હાકિમની આસપાસ બજેટમા દાખલ કરાવવા માટે એટલીતો અરજીઓ આવેછે કે સગળી લેવી એ કેવળ નબને હેવુછે. જે રકમ વેંહચવામા આવેછે તે ઘણી થોડીછે અને માગનાર ઘણા હોવાથી જેહની અરજીમાં વધારે અગત્ય બતાવી હોય તેહને વધારે મળેછે એ વાત સગળાને જાણીતીછે. દરેક જણ પોતાનો દાવો ઘણો મજબુત કરવા અને પોતાને ઘણી અગત્યછે હેવું દેખાડવાની તજવીજ કરેછે. જેવો કોઈ મજબુત દાવો આવ્યો કે નબળો તુરતવેળા મોકુફ રેહછે અને કેટલીકવાર તો તે રકમનો કાંઈ બીજો ઉપયોગ નજરે પડવાથી સગળા રહી જાય તેમજ કોઈવાર ધારવા કરતાં રકમ વધવાથી તે માટે દોડાદોડ ચાલેછે. આ સગળી રીત દેશને અગત્યના બાંધકામ આપવા માટે કેવળ અસંપુર્ણછે. હવે એમ જાણો કે જાણે આપણી ઇચ્છાવાલું અમુક કામ 'બજેટ' મા દાખલ થયું એટલે કે વડી સરકારે તે બાહાલ રાખ્યું અને તે ઉપર આપની રકમ નક્કી થાઈ ચુકી, પણ કોઈ એમ ધારશે કે આ રકમ એકદમ ખરચવાની હશે પણ તેમ નથી. એક ઘણીજ નાહાની રકમ તે વરસમા ખરચવા માટે કાહાડવામાં આવેછે અને બીજા ૧૨ માસ થાય નહી તે અગાઉ કાંઇબી મેહનતથી વધારે નાણું મળી શકતું નથી, અને એ પ્રમાણે દર વખત કરવું પડેછે. કોઈવાર 'બજેટ' મા તે માટે વધારે રકમ મુકી હોયછે અને કોઈવાર નહી, અને કામ એ પ્રમાણે ધીરે ધીરે પુરૂં થાયછે અને તેની જે ધણીએ તે ઉભું કરયું હોય તેના વખતમા તે પુરૂં થતુંજ નથી. હવે હાવી હાલતમા હું અત્રે હાજર થયલા ગૃહસ્થો જેઓએ આ દેશમા કાંઇબી બાંધકામ માથે લીધું હશે તેઓને પુછુંછું કે મોટી ખરાબી થતા વગર કેમ રેહ અને મેં ઉપર બતાવી તેવી નુકશાની થતા વગર કેમ હોય? જો મારૂં બોલવું તમને સહમજ પડતું હશે તો હવે તમારા ધ્યાનમા આવ્યું હશે કે આ ખરાબી કેમ નિપજે છે અને તે કાંઈ એક પુરૂષથી નિપજતી નથી અથવા તેનો-ઉપાય કાંઈ એક પુરૂષના હાથમાં નથી પણ જેમ આપણે સાધારણ બોલ્યે છેએ તેમ "રીતિનો વાંકછે." એ રીતિ હેવી છે કે જેથી દરેક રાજઅધિકારી અને સારો કારભારી જે જાહેર બાંધકામના સંબંધમા હોયછે તે એ કામમા અટકાવવાની, કાંપવાની અને હરખત કરવાની શક્તી મેળવી શકેછે. કાંઈ એમ ન સમજવું કે જાહેર બાંધકામ ખાતાનો એક સારો અધિકારી હોય તેના

ઉપર અને તેવીજ શકતીના બીજા અમલદાર ઉપર અને ચોથા ઉપર જાયછે
જેઓ સઘળામાં કાંઈ ફેર હોતો નથી અને પેહલુ કામ ઉઠાવનારના જેવાજ
સઘળા હોયછે, ફેર માત્ર એટલોજ કે એક પાંચ વરસનો નોકરીમાં હોયછે અને
બીજો ૧૦ વરસનો હોયછે આ પ્રમાણે જો ઈંગલાંડમાં કરવામાં આવેતો કે
દાહડે કામ પુરૂં થાય ? આ સઘળાનું પરિણામ એછેકે જેમ ઈંગલાંડમાં ભ
રૂસો રાખવામાં આવેછે તેમ હિંદુસ્તાનમાં ઇજનેરો ઉપર રાખવામાં આવતો
નથી. ઇંગલાંડમાં તો જેના સ્વાધીનમાં નાણાંની કોથળીછે તેને અને કામ
ઉઠાવનારને સબંધ રેહેછે અને તે કામ ઉઠાવનાર પોતાના ધણીઓનો સો વસા
વિશ્વાસ ધરાવેછે. પણ હિંદુસ્તાનમાં તેવું કાંઈછે નહીં. ત્યાંતો દરેક
ચીજમાં અટકાવછે અને તે ઘણો આકરો અટકાવ છતાં ત્યાંની નોકરીની
આબરૂ જળવાઈ રહીછે એ આશ્ચર્ય જેવું છે પણ એની સહમજ સેહેલીછે
તે એકે બી પણ માણસ ઉપર શક નાખવામાં આવતો નથી પણ ત્યાંતો હેવુંજ
ધારવામાં આવેછે કે જે અમલદારના હાથમાં નાણાં સોંપ્યાં તે પ્રમાણીકપણે
ખરચશે એવું કદી ધારવું જ નહીં આથી કોઈ વખતે એમ ધારે કે એ પ્રમાણે
કરવું હિંદુસ્તાનની સરકારને માઠું લગાડનારૂં છે, પણ હું તમોને યાદ ગાર-
વાની ભલામણ કરશું કે તે દેશમાં જાહેર બાંધકામ બાબેનો સવાલ માત્ર
૩૫) વરસ થયાંજ નિકળ્યોછે. હું અને કેટલાક ગૃહસ્થોને જોઉં છું જેઓ
તંદુરસ્ત અને આનંદ છે અને હિંદુસ્તાનની નોકરીમાં મોહોરા કરતાં જુના
છે તેઓએ મેં પોતે જોયું છે કે કોઈપી ભાગમાં હિંદુસ્તાનમાં બાંધેલા રસ્તાપરથી
ટપાલ જતો ન હતો, ફક્ત ૭૫ મૈલ સુધી એક ગાડું જતું હતું. પણ લે ૩૫
વરસ પર હિંદુસ્તાનમાં શી હાલત હતી તે આપણે તપાસીએ. મહને બરાબર
યાદ છે કે તે વેળાએ કલકત્તાથી બરાખપોર સુધી ટપાલ માણસોના માથા પર
જતો હતો, ફક્ત ૧૬ એક મૈલ સીવાય ઘોડાની ગાડી અથવા ગાડા જેવું
કાંઈ હતુંજ નહીં અને હવે રસ્તા બાંધવાની, સડકોની અને તેવાજ જાહેર
બાંધકામોની ભાંજઘડતો હાલના મધ્યમ ઉમરના ગૃહસ્થોના વખતમાં નિકળી હશે.
તે વખતમાં હિંદુસ્તાનના જાહેર બાંધકામ બાબે ઈંગલાંડની નીતિમાંથી ફેરફાર
થયો હતો તે ઉપર હું તમારૂં ધ્યાન ખેંચવા માગું છું. ૩૫ વરસના પેહેલાં ૧૦
રસમાંતો રીત જેવું કાંઈ હતુંજ નહીં હાલ હિંદુસ્તાનની ઉપજ વધારવા
રસે સરકારની ફરજ વિષે બોલવામાં આવેછે તેની તસદી લેવાનું કોઈના મન
માંહી ન હતું અને ઇંગલાંડના લોક માનતા હતા કે તેઓ જે દેશમાં રેહેતા
હતા ત્યાંના ફાયદાને માટે તથા જે દેશમાંથી તેઓ આવ્યા હતા તેના ફાયદા
માટે હિંદુસ્તાન ઉપર રાજ્ય ચલાવવા સીવાય તેઓ બીજું કાંઈ જાણતા ન
હતા. ઉપજ વધારવાની વાત તો ૧૮૩૩ના ચારટર પછીથી નિકળી
હતી અને તે પછીથી એ ઉપજ વધારવાનું કામ હાથમાં આવ્યું તે પ્રમાણે

થતું હતું, ધર્મ કરતાં શોખને માટે વધારે થતું હતું. મરનાર સર ડાલ્હૌસી ગ્રાંટ જ્યારે ૧૮૩૩ નો ચારટર પસાર કરવામાં મદદ કરી હિંદુસ્તાન આવ્યો ત્યારે તે દેશના જાહેર બાંધકામની હાલત જોઈ તે ખરેખર ચોંકયો હતો. અને હિંદુસ્તાનને લાયક બાંધકામો આપવાની સાચી રાજ્યનીતિ પેહલાં તેણેજ ચાલુ કરી હતી. પણ આ બાંધકામ માટે નાણું કયાંથી લાવવું તે બાબે તે વેળા કાંઈબી રીતસર વિચાર કરવામાં આવ્યો ન હતો ત્યાર પછી સડકની બાબદના સવાલના ૧૫ વરસ આવ્યાં જે ગૃહસ્થે પેહલા સડક બાબે સૂચના કરી અને જેણે પેહલી સડક ઉઘાડી તે મી૦ જી ટી કનાર્ડને અને આનંદ અને પૂર તનદુરસ્તીમાં બેઠેલા જોઈ હું ખરેખર ખુશી છું અને તેઓ મને ટેકો આપશે કે જ્યારે તેણે પેહલા સડકની વાત ચલાવી ત્યારે એ બાબે કાંઈ રીત હતીજ નહીં, અને સઘળું ખાનગી ચાટાસીક પુરૂષોને સોંપવામાં આવતું હતું. લારડ ડેલહાઉસી જેણે જોયું હતું કે વગર અડકારે રેલવેનાં બાંધકામો ખાનગી પુરૂષોને સોંપવાથી શું પરીણામ થાયછે, તે જ્યારે હિંદુસ્તાન ગયો ત્યારે તેણે તથા 'કોર્ટ આવ ડાઈરેકટરો' એ ખાનગી કામ સાથે સરકારને સબંધ રખાવવાની જીદ લીધી તે માટે તેના કામને જુલમાત ભરેલું ગણવામાં આવતું હતું, પણ એ સડકો અને બીજા બાંધકામોની બાબદમાં ભુમ ચાલવા લાગી કે તે સરકારે ન લેવું જોઈએ સરકાર કાંઈ ત્યાંના લોકોનાં બાળને સારૂ માબાપ થાઈ બેઠી નથી પણ એ સઘળું ખાનગી હાથે થવું જોઈએ પણ છના દસ બાર વરસમાં કાંઈ ફેરફાર થાઈ ગયો જેની હિંદુસ્તાનમાં પણ અસર થાઈ તે વખતે કાઈમીઆની લડાઈને લીધે હોય પણ ઘણું કરીને "જાઈન્ટ સ્ટાક" ખાતાઓ તે વખતે એકદમ ભાગી પડવાથી આ વિચારો ફેરવાયા હશે ગમે એમ હોય તોપે ઇંગલાંડમાં અને હિંદુસ્તાનમાં સીઝરની રાજ્ય નીતિનો એક દમ શોખ વધી ગયો કે સઘળું જ સરકારની મારફતે કરવું અને ખાનગી હાથે કાંઈ કરાવવું નહીં અને એ નીતિએ હિંદુસ્તાનમાં એટલીતો જલદીથી પગપેસારો કરયોછે કે હવેતો સરકારને હાથે કામ સીવાય બીજી વાતજ ચાલતી નથી અને ખાનગી હાથે નુકશાન થાયછે એવી વાતો થાયછે આવી રીતના બે ત્રણ તબકાઓમાંથી પસાર થયા પછી હવે આપણી હાલની હાલત ઉપર આવ્યા છૈયે

હવે એ માટે શું કરવું તેનો ઉપાય હું કમાં બતાઉ છું અને તે કાંઈ નવો અથવા માહારો શોધી કાહાડેલો નથી એ બાબે મી૦ સમનર મેને કલકત્તાની લેજીસલેટીવ કાઉન્સીલમાં કેટલીએક અગત્યની બીના કહી હતી અને તે એ કે સઘળાં જાહેર બાંધકામ જે પ્રજાને અતી ઉપયોગી હોય તેમાં સરકારે હાથ રાખવો જોઈએ પણ જ્યાં પ્રજાને કાંઈ લાગતું વળગતું ન હોય તોએ તે કામ ગમે એવું મોહટું હોય તોબી તે ખાનગી થાપણોને સોંપવું. અત્રે જેમ પારલ્યામેટનો કાયદો હોયછે તેમ તાહાંબી જોઈએ બાકી બીજી બાબદોમાં ખાનગી થાપણોને પોતાને મરજી માફક કરવા દેવું જોઈએ

એ બાબે દાખલાઓ આપવાથી વધારે સહેમજ પડશે એક સડક અથવા રસ્તો યા નેહર તેના ઉભા કરનાર સીવાય બીજાનો જ્યાસુધી અદર લાભ ન હોય ત્યાસુધી તે કામ પાર પડે નહી અને કેવી સઘળી વખતે સરકારની વચ્ચે મદદ લેવી જોઈએછે બાગના કામો, ગામના તથા પાણીના અને હેવાજ બીજા કામો ખાનગી મીનકતના સુધારા માટે કી કરવામા આવતા હોય અથવા એમ બાને મહેબી થતા હોય તેવી વેળાએ સરકારે વચ્ચે આવવાની જરૂર નથી, પણ જ્યા પ્રજાનો લાભ આવ્યો ત્યા સરકારની અગત્યછે આ ઉપરથી સવાલ આવેછે કે થાપણ ક્યાથી લાવવી જો સરકાર વ્યાજની જામીનગીરી આપે અને લોકો થાપણ પુરી પાડે તો તેથી સુતરો માર્ગ બીજો કોઈ નથી અને તેથી હમેશ થતી ફરીઆદ દૂર થાઈ જાય, પણ જ્યારે પાધરી નાણાની ઉપજ ન થાય ત્યારે એ રીતિ કાઈ કામની નથી એના માટે એ બાબતને હાલ ગ રત પડતી નાખી આપણે વિચાર કરીએ કે લશ્કરી બાધકામ, રસ્તાઓ, બારાઓ અને હેવાજ સરકારી જોખમના બાધકામોનો ખરચ ક્યાથી પુરો પાડવો, અને એ સવાલજ આપણી સઘળી નાણા સબધી અડચણનુ મૂળછે અને બતા હાલ કાઈ સીધી રીતિ નથી તેમજ ચાલવા દેવોતો બની શકે પણ તેને પસદ કરનારા ઘણા ન મળી આવશે વખતે તમો એમ ધારો કે એ કામ હિદુસ્તાનની બાકી વધેરી મેહસુલમાથી કરવુ અને એમ કેહનારા ઘણા મળી આવશે, પણ જેઓ સહેમજેછે તેઓ જોશે કે એ કામ એવુ તો મોહટુ છે કે બાકી વધેરી મેહસુલમાથી તે કરવુ કેવળ અશક્ય છે, માટે એ બાબદ ઉપર વધુ બોલવા કરતા જ્યારે ઉપલી બેમાથી એકબી રીતિ ન ચાલે ત્યારે કોઈબી રીતે આપણને નાણુ ઉછીકુ લેવુ પડવાનુ પણ તે લાવવુ ક્યાથી?

હવે માહારા ધારવામા આવેછે કે એ બાબેના ઝુકાદો આ દેશમા થાઈ ચુક્યોછે, અને તે મનમાનતોછે જો હુ કોઈ હેવા પ્રાતમા જાઉ કે ત્યા વ્યપારના સાધનો મકમ થયા હોય તો હુ ત્યા શુ જોઉ છુ? ત્યા મોટા બદરના બાધકામો, ઈનસાફની અદાલતો, ઘુરગો, મોટી અને વિસ્તીર્ણ બજારો અને હેવાજ બીજાં બાધકામો એ કેમ ઉભા થયા તે બાબે પુછપરછ કરતા માલમ પડશે કે તેઓ જાહેર બાધકામછે અને જેઓ ત્યાના સરકારનુ કામ ચલાવેછે તેઓએ પારસ્પારે ટના આકરની રેહે તે નાણા ઉછીકા કહાડ્યાછે તે હેવી સરતે કે તે ઉપર થતા વ્યાજ કરતા કર ભરનારાઓને લગાર વધનુ આપવુ પડેછે કે જેથી જલદીથી દેવુ અદા થાઈ જાય આ રીત ઘણી સારી રીતે સમજવામા આવેછે અને તેમા હુ કાઈ વાધો નાણા સબધી અથવા બીજો જોતો નથી તે કામો સારી રીતે જલદીથી કરકસરથી અને આપણી ઇચ્છા પ્રમાણેજ થયલા હોયછે હવે હુ બબર કાહાડુ કે ભગનાડનો અથવા આયરલાડનો કોઈ મોટો જમીનદાર પોતાની મીનકત કેમ સુધારેછે તો મને

શું જવાબ મળશે ? કેમકે તાકો પાસે આશરે ૧૦૦૦૦ એકર જમીન જોઈએ અને તેને પાણી પોહોચાડવા અને બીજા ખરચો એટના થાય કેવ તે તેની અરવી રીતે તણાઈ જાય પણ ત્યારે ધણી શું કરેછે ? તે ખાનગી નાણાં ઉછીકા કહડાવેછ પણ આયરલાંડમાં કે ઇંગ્લાંડમાં એક રીત ચાલેછે જે ખરેખર ફાયદાકારક અને વગર વાંધાની છે તે એકે હેવા જમીનદારો લોકોએ ધીરેલું જાહેર નાણું વાપરી શકેછે તે રીત એછે કે પારલ્યામેંટ વ મતે વખાત કમીશનરો અથવા તરસ્ટીના હાથમા નાણું મુકેછે જેઓ જમીનદારોને તે નાણું ધીરેછે તેઓ આ નાણું પોતાની મીલકત પર વાપરી પોતાની જીંદગી શુધીમાં તે પાછું ભરેછે આ રીતે નાણું કહડાવવાની બે રીત છે, એકતો ઇંગ્લાંડ અને આયરલાંડના જમીનદારો પોતાની મીલકતને સારુ કહડાવેછે તે અને બીજી રીત ઇંગ્લાંડમા પારલ્યમેંટના આકડની રૂહે જાહેર નાણું ધીરવામાં આવેછે જેથી તે વેળાનો પ્રધાન એક માણસના ઉપર જોખમ નાખી શકેછ. હવે હું અમે હાજર રહના ગૃહસ્થાને પુછુછુ કે જેલ ઉપર, કોરટ હાઉસ અથવા કોઇ બજાર, માનચેસ્ટર, બોલટન અથવા લીવરપુલમાં બાધવા માટે ખરચવામાં આવેતો તે પૈસા શું કમાર્ગે વાપરેના કેહવાય ? એ રીત હે વી છે કે જેવું હિંદુસ્તાનમાં કામ છેજ નહી પણ ખચીત કરી તેમ થવું જોઈએછે

હવે જે રીતિ હું તમને દેખાડવા માગુછુ તે કાંઈ નવી નથી કારણ કે ઘણાક વરસો અગાઉ મે તે બાબે હિંદુસ્તાનમા સુચના કરી હતી, અને જે રીતિ હાલ આપણા આ દેશમાં ચલેછે અને તે રીત એછે કે પારલ્યમેંટે એક ધારો પસાર કરવો જેની રૂહે એક કમીશન અથવા તરસ્ટીઓ નેમી શકાય જેઓ કરોડો રૂપીઆની રકમો ઉભી કરી શકે આ રકમ ઇંગ્લાંડમા લોન કાહાડી ઉભી કરવી અને તેનુ વ્યાજ સેક્રેટરી ઓવ સ્ટેટ હિંદુસ્તાનની મેહસુલમાથી આપવુ અને તે પૈસા જાહેર બાધકામ ઉપર ખરચવા જે ઈલાકાની સરકાર નાણું માગે અને તે ચોકસ મુદતમાં વ્યાજ શીદે ભરવાને કબુલ થાય તેને આ નાણું વેહચી આપવાની સત્તા આ કમીશનરોને આપવી ઈંગ્લાંડમાં આ રીત ચાલેછે પણ અત્રેના જમીનદારો અને શેહરની "કોરપોરેશન" ને બદલે ત્યાની ઇલાકાની સરકાર સમજવી

તમો કદાપિ સવાલ કરશો કે "કમીશન" શા માટે જોઈએ શું હિંદુસ્તાનની વડી સરકારને અથવા સેક્રેટરી આવ સ્ટેટને એ કામ સોપ્યું હોયતો ન થાય ? કેમકે કૌન્સિલના હાથમા નાણાંનો થોડો ઘણો અખત્યારછે ઉપના બે સત્તાવાળાઓને એ જાહેર બાધકામમાં નાણું આવવાનુ નામ શા માટે ન સોપવું તે હું તમને સમજાવીશ મુખ્ય કારણ તો એ કામ જેને સોપવામા આવે તેને માથે સઘળો જોખમ નાખવો જોઈએ એટના માટે ટ્રસ્ટીઓની સંખ્યા થોડી જોઈએ કે જેથી જોખમ ઘણા જણ પર વેહચાઈ ન જાય આ

લખતાં લાયક માણસો કૌન્સિલમાથી મળી આવશે પણ તે ચુંટી કાહાડવાં જોઇએ અને તેઓની ફરજ તરીકે આ કામ સ્વાધીન કરવું જોઇએ. ઇંગલાંડમા આ પ્રમાણે કેટલા જણને ચુંટી કાહાડવામા આવેછે તેની મને ખબર નથી પણ જેઓ ઉપર ખરો જોખમ નાખવામા આવેછે તે બે ત્રણથી વધારે નથી. એટલા માટે હું ધારૂંછું કે ઘણા થોડાં માણસોનું કમીશન પારલ્યામેંટ નેમવું, પણ તે વળી પારલ્યામેંટ શા માટે નેમવું, શું સેક્રેટરી આવ સ્ટેટ અથવા વડી સરકાર નેમે તો ન ચાલે? કેમકે પેહલી રીતથી ઉપલા જોખમદાર ગૃહસ્થો ઠેઠ પારલ્યામેંટને જવાબદાર રેહછે. કદાપી હિંદુસ્તાનની કૌન્સિલમા ઘણા વખાણવા જોગ અથવા ચુંટી કાહાડેલા ગૃહસ્થો હોય પણ તેના ઉપર તમો જોખમ મુકી શકો હેવા ન હોય. તમને કોઈ અછો સરાફ યા નાણાવટી જોઇતા હોય તો ઘણો હુશીઆર ઇજિનેર અથવા ઘણો ચપળ રાજ્ય અધિકારી યા શુભાપીત ચતુર ભાષાણ કર્તા નહીં તો બાહાદુર શીપાહી કોઈ તમને ચાલવાનોછે? તમને હેવો શખ્સ જોઇએ કે જે સાદું અને અમુક કામ, ધંધાનું જ્ઞાન ધરાવતો હોય અને જે ટ્રસ્ટી થવાને યોગ્ય હોય. ખાનગી અને જાહેર ભરૂસા માટે તો હેવુંજ માણસ જોઇએ પછી તમારો ગવર્નર જોઇએ તો પુતલું ઉભું કરવાને યા વેસ્ટમિન્સ્ટર આબીમાં ડટાવાને લાયકનો હોય, સુલેહ યા, યુદ્દમા મોટા રાજ્ય અધિકારી હોય યા તવારીખમા જાણીતો હોય. પણ ટ્રસ્ટી તરીકે તે ઓલખનારો નહી. તે સગળી રીત પાધરો હોય પણ ફક્ત ટ્રસ્ટી તરીકેજ તેને તમો રદબાતલ ગણો. માટે હેવા કામમા વડી સરકાર અથવા કૌન્સિલને તમો હાથ ઘાલવા ન દો. પણ વળી તમો કેહશો કે એ સગળું પારલ્યામેંટથી શા માટે થવું જોઇએ. ઘણા કારણોમા એક મુખ્ય કારણ એછે કે પારલ્યામેંટ હિંદુસ્તાનના નાણાની કોથળીપર ખરી સત્તા ધરાવેછે. ગમે હેવા શખ્સો અને સત્તાવાળાઓની તમે વાતો કરો પણ જો પારલ્યામેંટના ધ્યાનમા આવ્યું કે આ ખર્ચ થવો જોઇએ તો તે થવાનો જો તે ધારે કે ન થાય તો ખચીતજ તે ન થવાનો. ત્યારે કોથળીનું મોહ પારલ્યામેંટના સ્વાધીનમાછે, એટલે પારલ્યામેંટની પાધરી સત્તા વચ્ચે તમો કોઈબી અંતર કરવાથી હિંદુસ્તાનને નુકશાન કરોછો અને પારલ્યામેંટને કાંઈ ફાયદો કરતા નથી.

વળી તે ઉપ્રાંત પારલ્યામેંટ એ ધંધાવાળા ગૃહસ્થોની મંડળી છે અને તેમનું કામ સાદું છે. હવે જો એ નાણું ઉછીકું કહડાવી ઉપયોગમા આણવાનું કામ તમો હિંદુસ્તાનના રાજ્યકારભારીઓને સોંપશો તો અજાણતાં તેઓ વધારે કાબેલ્યત બતાવશે ખરા પણ તેઓ તે સફાઇથી, સેહલાઈથી કરશે કે નહીં તે એક સવાલછે, અને તે વિશે ખાત્રી કરવાની સર્વેથી સારી રીત એછે કે પારલ્યામેંટે એ ઉપર થોડા કલાક ધ્યાન આપી એક નિયમ બાંધવો અને તેમ કરતાં ઘણી મેહનત પડશે નહીં કારણ કે પારલ્યામેંટમા કેટલાક આકડા હૈયાત

છે જેમા ફક્ત નામો બદલવાથી તેઓ ચાલી શકશે. દર વરસ વાર્ષિક રીપોર્ટ શા માટે જોઇએ તે વાતથી હુ તમને કંટાળો આપવા માગતો નથી કારણકે તેની અગત્યકે એતો તમો કબુલ કરશો. કારણ ટુકા હીસાબથી સમાધાની લાંબો વખત રેહછે અને હેવા ભરૂસાના કામોમા તો ટુકાજ હસાબો જોઇએ. વળી તમો પુછશો કે ઇલાકાની સરકાર કામો પસંદ કરે એમ શા માટે જોઇએ? વડી સરકાર અથવા બીજુ કાંઈ તે કામ કરેતો ન ચાલે? તમને ખબર હશે કે ઇલાકાની સરકાર એટલે શુ? દરેક ઇલાકા અથવા પ્રગણાની સરકાર જેવી આસરે ૧૦ ત્યાછે તેઓમાની નાહાનામા નાહાની યુરોપના એક એક રાજ્ય જેટલી સતા અને વસ્તી ધરાવેછે અને તે સરકાર ગમે એટના અટકાવ છતા અને વધતી જતી ગમે એટલી આપતી છતા યુરોપના કોઈપી નાહાના રાજ કરતા વધારે સતા ચલાવેછે અને જો તેવી સરકારને લોકોપયોગી કામો ઠરાવવાનુ નાલાયક ધાર્યે તો પછી બીજુ શુ કામ કરવાને તેઓ લાયક કેહવાય? પણ તેમ હોવાને બદલે એ સરકારો વણીજ પુખ્ત વિચાર વાળીછે અને કાંઈપી કામ સોંપી શકાય તેવીછે, તેમા, કયા બાંધકામ કરવા તે સોંપવામા કાંઈ અડચણ નથી અત્યાર શુધીતો તમોએ તેઓને ચુપ રાખ્યાછે અને તમોથી આપી ન શકાવાને લીધે અગત્યની જરૂરીઆતો બાહેર પાડતા અટકાવ્યાછે પણ નાહાના કમીશનરથી ગવર્નર જનરલ શુધી હેવો કોઈ અમલદાર નથી કે ખરેખરી હાજતો શુ છે તે ન કહી શકે

હુ ધારૂછુ કે પાછુ નાણુ પગાર કરી શકશે કે નહીં તે ધારવાનુ પણ એજ સરકારોને સોંપવુ જોઇએ તે ઘણુ સેહલુછે. આ દેશમાતો આ પ્રમાણે નાણા આપવા હોય છે ત્યારે કોઇ વકીલને તે બાબેના સગળા કાગળીઆ સોંપી થોડીક ગીની આપી તેનુ મત લેવામા આવેછે કે નાણા આપવા એ સલામતી ભરેલુ છે કે નહીં. એવીજ સેહલી રીત હિંદુસ્તાનમા પણ ચાલી શકે. સરકારે ટ્રસ્ટીઓ પાસે માગવુ કે નાણાના બદલામા તેઓ પાસે શુ જામીનગીરીછે. પછી મેહેરે તમો પુછશો કે વળી ટ્રસ્ટીઓના સ્વાધીનમા ઘણી મોટી રકમ શા માટે જોઇએ? તેના જવાબમા હુ જણાઉંછુ કે જ્યા સુધી મોટી રકમ હશે નહી ત્યા શુધી તે કાંઈ કામે લાગવાની નથી હવે એક શબ્દ બોલવા શીવાય તમને ખોટી રાખવા હુ માગતો નથી ફક્ત તમારી આગળ રજુ કરેલી બાબદો ઉપર વિચાર કરવા તમને અરજ કરૂછુ. વિચાર કરો કે કેટલીકવાર ૧૦૦૦ માઈલ સુધી, કેટલીકવાર ૫૦૦ માઈલ સુધી તમો નકશા ઉપર રેખા પાડી જશો જ્યા સુધરેલા લોકો અને ખેડુઓ વસ્તા હશે પણ જ્યા એક બાંધેલો રસ્તો ન હશે. વિચાર કરો કે થોડાક કરોડથી શુ વળનારછે? શુ તમો માનતા નથી કે બીજા સગળા બાંધકામ એકકોરે મુકતા ફક્ત રસ્તાઓથી મોડે વેહલે ખાચ વળી રેહશે? દુકાળનો અટકાવ કરશે, લશકરની આવ જા

સેહલી થશે અને લોકો ઉપર તથા તેઓના દીન ઉપર તમારી સતા કાયમ થશે અને તેથી આખરેહ તમારી ઉપજમા વધારો થયા વના ન રેહશે. હિદુસ્તાનમા જઈ આવેલો દરેક જન જાણેછે કે જગાત ઉપર કસ્ટમ અને દરેક ઉપર એ અસર થશે, એટલુજ નહી પણ જમીનની મેહસુલ જે હિદુસ્તાનનો પાયોછે તે મકમ થશે. તથા અથવા જે પ્રગણામા રસ્તો ન હોય ત્યા આગ ગાડીઓ બાધવાનુ તથા નેહરો વગરે કરવાનુ લદન ન બને હેવુ છે

મને ધાસ્તી લાગેછે કે જરૂર કરતા મે સભાને વધારેવાર રોકી રાખીછે પણ તેના ખોલાસામા હુ જણાવવાની રજા લઉ છુ કે હુ જે કેવા માગુ છુ તેનુ અરધુ હુ બોલી શકયો નથી મહને ભરૂસોછે કે જે ગૃહસ્થો આજે હાજર છે અને જેઓની આગલ મે માહરો નિયમ રજુ કર્યોછે તે ઉપર તેઓ વિચાર કરશે જે નિયમ કોઈબી રીતે અસલ નથી પણ અને તે ફતેહમંદીથી અને સારા પરિણામથી પાર પડી શકયોછે જે નિયમમા જો કાઈ વજાણ આપવા જેવુ હશે તો તેઓ આપશે યા કાઈ વાધો લેવા જેવુ હોયતો હાલ નહીતો કોઈ બીજે પ્રસગે તે મને સમજાવશે. છેલ્લુ તમારૂ ધ્યાન હુ એક બાબદ ઉપર ખેચવા માગુ છુ તે એકે જે કોઈ સાહેબોએ પારલ્યામેટના અધિકારીઓની બાબદમા બોલવુ હોય તેઓએ તે અખબારોના કાન ઉપર નાખવુ કે પારલ્યામેટના ઉપરજ ફકત હિદુસ્તાનની સરકારનો વાંધો છે, બીજા કસા ઉપર નથી. એ બાબદ ઉપર કાઈ તકરારમા ઉતરવા હુ માગતો નથી અને હિદુસ્તાનની સરકાર ઉપર કાઈબી બદો મેળવા વગર કેહવા માગુ છુ કે પારલ્યામેટે તે ઉપર ધ્યાન આપવુ જોઈએ અને હિદુસ્તાનને ઈનસાફ આપવો જોઈએ જે કાઈ જોઈએછે તે કાઈ સુચામા તેન જોઈતુ નથી અથવા કાઈ પધકામ બદલવા જેવુ નથી પણ નવુ પધકામ હુ ખેરવા જેવુ છે અને હાલનુ સાદુ યત્ર જે કાઈબી કળા વગર આદુ અવળુ ચાલેછે અને જે માટે પારલ્યામેટ કાઈ ખબર કાહાડતી નથી, દરકાર કરતી નથી અને પુરૂ પાડતી નથી તેમા કાઈક વધારો કરવો જોઈએછે. હવે ટુકમા હુ કેહવા માગુ છુ કે જે સીજની અગત્યછે તે નાણુ ઉછીકુ લેવાથી થશે અને તે ઉછીકુ લેવાનુ અને વાપરવાનુ કામ હિદુસ્તાનની હાલની સરકારથી બનાર નથી અને પારલ્યામેટ કે જેનુજ માત્ર કામછે તેની ફરજછે કે ગમે હેવો ગુછવણ ભરેલો યા ખરચાલુ સાંચો હોય તે પુરો પાડવો પણ તે ઘણો સસ્તો અને છુટો, તથા હિદુસ્તાનના ખરચમા એક દમડીનોબી વધારો ન કરે તેવો જોઈએ

સભાપતી—સર બાર્ટલ ફ્રિયરે જે વખાણવા લાયક, જાણવાજોગ અને ઉપયોગી ભાષણ કર્યુ તે માટે આપણી તરફથી તેમનો ઉપકાર માનવાને આ સભા મહિલા સગળાઓ ગજી હશે હેવી માહારી ખાત્રીછે, અને સગળાઓનુ

મન તે ઉપર હવે પછી રોકાશે કોઈ ગૃહસ્થને અત્રે કાંઈ બોલવુ છે કે નહી તે હું કહી શકતો નથી. ઘણાક ગૃહસ્થોને હું ડોકાં હલાવતા જોઉ છું. માહરા પોતાને માટેતો કહુછુ કે મારે જ નહીથી, આનાકાનીથી ખુરશી છોડવી પડશે અને સર બાર્ટલના ભાષાણમા હેવો એક શબ્દ નથી કે જે મે સાભળવા ચાહયો ન હોય. જયાશુધી માહી નજર પોહોચેછે ત્યાશુધીતો હુ આખા ભાષાણથી સંતોષ પામ્યોછુ, અને તે બાબે હુ ધ્યાનથી વિચાર કરીશ અને જયારે ઉમરાવની સભામા ડયુક આવ આરગીલ પોતાનુ બજેટ લાવશે ત્યારે જો હુ સમજી શકીશતો થોડા શબ્દો બોલીશ, પણ તરત વેળા સર બારટલ ફ્રિયરને તેના નિબધ માટે દીલોજાનથી ઉપકાર માનવાને જેઓ આતુર હોય તેઓએ હાથ ઉચા કરવા.

આ પછી મી૦ દાદાભાઈ નવરોજજીની ફરમાસથી મી૦ નાસ્મિથે સુચના કરી અને તેને મી૦ ફ્રિટઝ વિલ્યમે પુષ્ટી આપી કે આ બાબતની તકરાર મુલતવી રાખવી આ સૂચના એકમતથી બાહાલ રહી તારબાદ સભાપતીનો અને સોસાઈટી આવ આર્ટસ તેમના મકાન માટે ઉપકાર માની સભા વિસર્જન થાઈ.

સોસાયટી આવ આર્ટસમા મળેલી સભા; બુધવાર, ૬ ઠી જુલાઈ ૧૮૭૦.

## વિષય—"હિંદુસ્તાનમા જાહેર બાંધકામ" ઉપર સર બાર્ટલ ફ્રિયરે કરેલાં ભાષણ વિષે મુલતવી રાખેલી તકરાર.

### લારડ લીવડનની ગેરહાજરીમા.

મેજરજીન આર્ડલિક ઇસ્કવાયર સી. બી.—અધ્યક્ષ.

---

વાદવિવાદ શરૂ થયા અગાઉ નિચે આપેલી યાદી સભાસદોના હાથમા મુકવામા આવી હતી.

હિંદુસ્તાનમા જાહેર બાંધકામ ઉપર ખરચ કયાંથી કરવો તે બાબે સર બાર્ટલ ફ્રિયરે આસોસીએશનની હજુર તા૦ ૨૨ મી જુને વચિલા નિબંધમાંથી ઉપજાવી કાહાડેલી દરખાસ્તો.

૧—હિંદુસ્તાનમા જે જાહેર બાંધકામ કરવાનુ સરકાર માથે લેય તેનો ખરચ ચાલુ મેહસૂલ ઉપર રાખવો નહી પણ લોનો કાહાડી તેમાથી નિચે પ્રમાણે આપવો.

૨—પારલ્યામેંટે કમીશનરો ઠેરાવવા અને ઇંગલાંડમા સેક્રેટરી આવ સ્ટેટની કૌન્સિલની મંજુરી અને સત્તાથી———રૂપીઆ સુધીની લોન કાહાડવાની તેઓને સત્તા આપવી. તે લોનનુ વ્યાજ હિંદુસ્તાનના સેક્રેટરી આવ સ્ટેટની કૌન્સિલે હિંદુસ્તાનની મેહસૂલમાથી આપવું અને તે નાણું સરકારે માથે લીધેલાં જાહેર બાંધકામ ઉપર ખરચવું.

૩—આવી રીતે કહડાવેલા નાણા હિંદુસ્તાનની વડી સરકારને તથા ઇલાકાની સરકારોને અને સત્તાવાળાઓને નિચલી સરતોએ આપવું.

૪—ઇલાકાની સરકાર અથવા સત્તાવાળાઓ જેઓને નાણું આપવામા આવે તે નિચે પ્રમાણે:—

- મુંબઈ અને મદ્રાસની સરકારો.
- બંગાલ, વાવ્યપ્રાંતના પ્રાંતો અને પંજાબના લફટનંટ ગવરનરો.
- બ્રિટીષ બરમાના ચીફ કમીશનર.
- આઉદના ચીફ કમીશનર.
- મધ્ય પ્રાંતોના ચીફ કમીશનર.
- માઇસોરના ચીફ કમીશનર.
- સીંધના કમીશનર.

૫—કમીશનરોએ ખાત્રી કરવી કે,

૧ લું—દરેક વખતે નાણું ધીરતાં ખાત્રી કરવી કે તેઓના નકસાઓ અને અડસટાઓ, કરવા ધારેલાં કામની પુરતી હદ બતાવવાને

ખરાબરછે કે નહી અને બીજુ જોવુ કે જે રકમ માગીછે તેમાથી મજકુર કામ યોગ્ય રીતે થાઈ શકશે કે નહી.

૨ જુ—તેઓએ ખાત્રી કરવી કે જે રકમ માગવામા આવીછે તે——વરસમા સઘળો ખરચ અદા કરે એટના વ્યાજ સુધા અમુક સરકાર પાછી આપશે તેની જામીનગીરી મળી છે કે નહી અને તેમ હોયતો તે પુરતી જામીનગીરીછે કે નહી

૬—આવી રીતે ઉપજાવી આપેલી અને ઉપલા ધારાની રૂહે પાછી મળેલી રકમોનો હીસાબ ૬૮ વરસની ૩૧ મી ડીસેમ્બરે નિચલી વિગતો સાથે કમીશનરોએ પારલ્યામેંટની હજુર રજુ કરવો.

(ક) જે સરકાર અથવા સંસ્થાઓને નાણુ ધીરયુ હોય તે.

(ખ) જે કામને સારૂ નાણુ ધીરયુ હોય તેનુ નામ, તથા દરેક કામ સારૂ કેટલુ નાણુ જોઈશે તથા કેટલુ આપ્યુ, ખરચાયુ તથા પાછુ વળ્યુ તેનો આગળા વરસના છેડા સુધીનો હિસાબ.

(ગ) વખતે વખત નાણુ પાછુ ભરવા માટે જે જામીનગીરી મળી હોય તેની વિગત

(ઘ) જે કામને માટે લોન માગવામા આવી હોય પણ ના પાડવામા આવી હોય તે કામની વિગત તથા દરેકમા ના પાડવાના કારણ.

**સર બાર્ટલ ફ્રિયર**—સભાપતી, બાનુઓ અને ગૃહસ્થો, આ સઘળુ સારૂ બોલવાનુ તેની મૂખ્ય મતલબ લખી ફક્ત તે ઉપરજ તમારૂ ધ્યાન ખેંચવાથી વાદવિવાદ ટુંકો થશે એવી હુ આશા રાખુછુ. એ સૂચનાઓ છાપવામા આવીછે અને મને એક નકલ મળીછે તેમજ બીજા સાહેબોને પણ મળી હશે. હુ ધારૂ છુ કે મારે કેહવામા કાંઈ દોષ નથી કે જે બાબદ ઉપર આપણે તકરાર કરતા હોઈએ તે ઉપર તર્ક શાસ્ત્રના નિયમથી વળગી રેહવામા સારૂ છે

**મી૦ દાદાભાઈ નવરોજજી**—સર વિલ્યમ ડેનીસનથી આવવાને બનયુ નથી તે માટે એક પત્ર લખી તેણે પોતાની દલગીરી જણાવી છે તે વળી કહેછે કે "મે સર બાર્ટલ ફ્રિયરેનુ ભાષણ વાચીઉછે અને તેના તત્વોને ટેકો આપવાને હુ તૈયારછુ હિંદુસ્તાનમા જાહેર બાંધકામની રીત અંગ્રેજના કરતા અથવા સંસ્થાનોના કરતા કેવળ જુદીજ હોવી જોઇએ માટે એક ઈજનેર તરીકે હુ જો આવત તો મારૂ મત આપી શકત. પણ એ બાબે કોઈ બીજીવાર બોલીશ" વળી સેક્રેટરીએ જણાવ્યુ કે મી૦ ફિટઝ વિલ્યમ જેણે સુચના રાખવા માટે પુછી આપી હતી તેણે પણ નાદરૂસ્તી તથા બીજા કારણોને લીધે દલગીરી પોતાની અશક્તિ જણાવીછે પણ સાથે નિચે જણાવેલી યાદી મોકલીછે.—

"હિંદુસ્તાનમા જાહેર બાંધકામ બાબે સર બાર્ટલ ફ્રિયરે જે અગત્યનો નિબંધ વાચ્યો તે બાબે મારો એવો અભિપ્રાયછે કે એ બાબદ વિષે અત્યાર

સુધી હેવી કાબેલ્યતથી સુમોઆરા થાઈ ન હતી, અને તેમા તકરારમા હેવું બૂ-રવાર કરવામા આવ્યું છે કે હિંદુસ્તાનના કોઈબી ભાગમા બાંધકામ થાયછે તે ત્યાંની અગત્યને પુરતું નથી. હવે પુછવામા આવશે કે તેનું કારણ શું. તે કારણ બેવડી રીતિછે જે આગગાડીઓની બાબદમા લાગુ કીધાથી તે કામને અડચણ કરીછે, એટલું જ નહીં, પણ તેના ખર્ચમા વધારો કરયોછે. આવા મોટાં કામો માથે લેનારા સીવિલ એનજીનીઅરો ઉપર લશકરી એનજીનીઅરોની તપાસદારીથી અને બેદીલી અને દુશમની એ બેઉ નોકરીઓ વચે થાયછે અને એજ કારણને માટે વારેઘડીએ કેટલાક ઘણા લાયક સીવીલ એનજીનીઅરો પોતાના હોદ્દા છોડી હિંદુસ્તાનથી જતા રેહછે. સર બાર્ટળ ફ્રિયર કહેછે કે જ્યારે ૧૮૪૩ મા પેહલાં રેલવેની સુચના હિંદુસ્તાનમા કરવામા આવી, ત્યારે સગળું ખાનગી ગૃહસ્થો પર નાખ્યું હતું અને સરકારે વચ્ચે પડવા ના પાડયું હતું. એ વાત તો ખરી હતી પણ તે વખતે પ્રજા પોતાનું નાણું યુરોપખં-ડના તથા ઈંગલાંડમા રેલવેઓમાં ખરચવાને રાજી હતી કે તેથી તેઓના ના-ણાનું શું થાયછે તે તેઓ જોઈ શકે. વળી આ પ્રમાણે તેઓને વધારે કરવાનું કારણ એ હતું કે આ દેશના માતબરો જેઓ કેહવાય છે તેઓમાના કેટલાક ઘરડા અને ઘરડીઓ હિંદુસ્તાનના મુલકને એક અણજાણી જગ્યા લેખતાં હતાં અને કેહતાં કે ત્યાંના રેહવાશીઓ જંગળી અને અસુધરેળછે, તેઓ આગ-ગાડીમા બેશનાર નહીં અને તેઓને નફો પ્રાપ્ત થનાર નહીં. ખરેખર કેટલાક હિંદુસ્તાનના અનુભવ વાળા ઇંગ્રેજ ગૃહસ્થોને મોહોડે પણ મેં એમજ સાંભ-ળ્યું છે. આવી હાલતમા હિંદુસ્તાનમા સડક ઉભી કરનારાઓ જેઓ ઘણાખરા ઘણા કાબેલ પુરૂષો હતા, જેઓને હિંદુસ્તાનનો ઘણો અનુભવ હતો તેઓએ પોતાથી બનયું એટલો વગ લગાડી તે વખતના સત્તાવાળાઓને સમજતરી તે માટે કહડાવેલી રકમ ઉપર ૫) ટકાની જામીનગીરી અપાવી. જ્યારે આ વાત બાહાર પડી ત્યારે થાપણવાળાઓ જેઓ પેહલાં બીહીતા હતા તેઓ હવે હિંદુસ્તાનમા નાણું રોકવાને દોડયા અને ત્યારથી આજસુધી એવોજ મામલો રહયોછે. હવે સર બાર્ટલ જેમ કહયું કે હાલ હિંદુસ્તાનના જાહેર બાંધકામની બાબદમા કેટલોક ફેરફાર થયોછે તે સવાલ ઉપર આવું છું, તે બોલ્યો કે અ-ગાઉ સગળું કામ ખાનગી રીતે આપવામા આવતું હતું પણ હમણા તે સર-કારથીજ કરવાનો વિચાર સુઝ પડયોછે. તેનો માત્ર જવાબ એજછે કે જો કે ભાગીદારોને ફક્ત વ્યાજનીજ દરકાર છે તેએ કેટલાકના મીનો હિંદુ-સ્તાનથી લખેછે કે હાલની બેવડી રીતિથી તે દેશની સડકો જેનો મોટો ભાગ એકવડી સડક છે તે ઉપર એટલોતો ખર્ચ લાગયોછે કે સાધારણ વખતે તેટલા-માંથી આખાં હિંદુસ્તાન ઉપર બેવડી સડક નખાઈ શકાવે અને તે સગળો ખરચ તે દેશના કર. ભરનારાઓને માથે છે.

"અત્રે તથા ત્યા મતમા જે ફેર પડયોછે તેનુ ખરૂ કારણ જો સોધયો તો એજછે અને તે માટેની અગત્ય સર બારજે હેનીતો સ્પષ્ટ રીતે બતાવેછે કે તે ઉપ્રાત વધારે કેહવાને મારી પાસે કાઈ નથી એ બાધકામોનુ નાણુ ઉભુ કરવા માટે હુ એટલુજ કહુ છુ કે જેટલી જોઇએ એટલી રકમ અત્રે રેલવેને અપાતા બ્યાજ કરતા ઓછે ભાવે મળી શકશે વધુ મેહસૂળમાથી એ કામ માથે લેવાની સુચના માટે સર બાર્ટલના વિચાર પ્રમાણે એકમતો થાઈ હુ કહુ છુ કે તે ન બને હેવુ છે હિદુસ્તાનની હાલ નાણા સબધી હાલત તરફ જોતા એ આપઘાત કરવા જેવુ છે. સેવટે માહારો વિચાર છે કે જાહેર બાધકામો માટે નાણા ઉછીકા કહડાવી તેને પારલ્યામેટે નેમેલા કમીશનના હાથમા આપવા એ કમીશનમા હિદુસ્તાનના અનુભવવાળા ગ્રહસ્થોને ચુટી કાહાડવા તેઓની સખ્યા ઘણી હોવાની અગત્ય નથી, કારણ કે મારોતો અભિપ્રાય એવોજ છે કે ઘણાની મસલહતમા હમેશ ડાહાપણુ હોતુ નથી ગમે હેવી રીતથી ઉપયોગમા આવતી હોય તોપણ હાલ જે રીતિની સૂચના કરવામા આવીછે તેને પાર પાડવાને વડી સરકારના સબધની નીતિ કેવળ નિરઉપયોગીછે"

મી૦ નાસ્મિથે મત આપ્યુ કે સર બાર્ટલની એબાબી સૂચના ઉપર તકરાર કરવાને બદલે સાથે મી૦ પ્રિચાર્ડનો નિબધ બી લેવો તે બોલ્યો કે બેહુમા લખેછે કે હિદુસ્તાનની હાલત ઘણી અસતોષકારકછે સર બાર્ટલ ફ્રિયરે જે ઉપાય બતાવ્યાછે તે હુ ધારૂ છુ કે માહારા હાથમા મેલેલા કાગળમાછે, મને તે વાચવાનો વખત મળ્યો નથી પણ ઉપર ટપકે જોતા તેમ લાગેછે, પણ મી૦ પ્રિચાર્ડે આપેલા ઉપાયો એક બે શબ્દોમાજ આપ્યાછે. તે લખેછે કે "માહરા ધારવા પ્રમાણે જ્યાસુધી પારલ્યામેટ અથવા રાજકરતા એ વાત હાથમા ન લે ત્યાસુધી કાઈ ઉપાય થનાર નથી હવે સવાલ એછેકે વાજબી કોણ મી૦ પ્રિચાર્ડ કે સર બાર્ટલ ફ્રિયર? તેઓ બેહુ વાજબી હોય, પણ જો મી૦ પ્રિચાર્ડની સુચનાઓ ઉપર ધ્યાન આપવુ હોયતો સર ફ્રિયરની સૂચનાને ટેકો આપી શકાય નહી ત્યારપછી મી૦ નાસ્મિથે એક કુટુબનો દાખલો આપી સમજાવ્યુ કે જ્યા સુધી એક છોકરો સ્કુલમા જવાને લાયક હોય નહી ત્યાસુધી તેને કાલેજમા મોકલવો ન જોઇએ અને વળી તે જ્યારે કામકાજમા ધુટાયલો હોય ત્યારેથી તેને કાલેજમા મોકલવો ન જોઇએ અલબત્ત કાલેજ એ સારી છે ખરી પણ તેનો ફાયદો લેવા ઉપ્રાત સઘળી હાલત તથા વખત તપાસવો જોઇએછે હવે એ દાખલો આપણે હિદુસ્તાનને લગાડયે હુ ધારૂ છુ કે થોડા શબ્દોમા હવે સભાનુ ધ્યાન શુ વિચારવુ તે ઉપર લાગવુ જોઇએ પેહલાતો કેઈ પ્રજા સાથે કામ પાડવુ છે? બીજુ તેઓની હાલત શુ છે? અને તેઓની હાજતોની અગત્ય જણાવી તથા તેઓ જાહેર ધ્યાનને લાયક છે તે નકી કરી, હવે સવાલ એછે કે જે ઉપાય બતાવવામા આવ્યોછે તે શુ સપુર્ણછે? આપણે કબુલ કરીએ

કે જાહેર બાંધકામની અગત્ય ન વર્ણવાય હેવીછે. જે દેશમા રેલવે ઉત્તરથી દક્ષિણ અને પુર્વથી પશ્ચિમ દોડતો હોય તે ખરેખર સારી હાલતમા હોવો જોઇએ. પણ તે હજુ બાંધવાનોછે, અને હાલની બલતમા બંધાય હેવી સ્થીતિમા દેખછે? જો મોટા ખરચે તે બાંધવો હોયતો પછા કયછે? જયાંશુધી ઘણુંજ દાહાપણ વાપરવામા આવશે નહી ત્યાંશુધી સગળે બેદીલી અને નુકશાન થશે અને જે મતલબ છે તે ઉંધી પળશે. એક ગૃહસ્થ (હું ધારૂંછું કે મી૦ મેકલીન) સર બાર્ટલ ફ્રિયરના મતને એકમળતો થતો હતો કે આ ચીજો એક સરતથી સારી હોવાથી તે અગત્યનીછે અને તે કાંઇબી ખરચે થવી જોઇએ. તે શી રીતે કરવી તે એક રીતે સર બાર્ટળ ફ્રિયર બતાવેછે અને મી૦ મેકલીનની ખાશી ચીજ આએપત ઉપરનો કર છે. જે ગૃહસ્થ કર તે શું તે સમજતા હશે તેના માથામા કદાચજ આ ઇનકમ ટાકશ જેવો બેહુદો વિચાર આવ્યો હશે હેતું હું તે ગૃહસ્થને માન પુર્વક કહુંછું અને જો મી૦ પ્રિચાર્ડ સુચવેલી બાબદોનો શોધ કર્યો હોયતો સર બાર્ટલ ફ્રિયરનીજ સુચનાને ટેકો આપવો જોઇએ.

**મી૦ ફ્સેટ**—માહારા વિચાર પ્રમાણે હિંદુસ્તાન નાદારીની હાલતમા જાયછે કારણ કે ત્યાં ઘણોજ ખરાબી ભરેલો ઉડાઉ ખરચ કરવામા આવેછે અને જાહેર બાંધકામ ખાતાંમાંજ નહીં પણ રાજ્યના સગળાં કામમા તેમ થાયછે. હવે આપણે હાલના હિંદુસ્તાનને થોડાં વરસ પુર્વના સાથ સરખાવી જોઇએ. ૧૮૫૬ માં બલવાની અગાઉ લાર્ડ ડેલહાઉસીના વખતમા ૩૬ કરોડ રૂપીઆનો ખરચ થયો હતો. ૧૮૫૬ માં જ્યારે તે હિંદુસ્તાન છોડી ગયો ત્યારે તેણે એક ઘણોજ કાબેલ નિબંધ લખ્યો જે સરકારે પ્રગટ કરયો હતો. તેમા તેણે પોતાનો અભિપ્રાય આપો હતો કે જાહેર બાંધકાગ માટે સારી રકમ કાહાડયા ઉપ્રાંત બીજા સગળા ખર્ચ માટે ૩૬ ક્રોડ રૂપ્યાની રકમ હિંદુસ્તાનને તથા ઇંગલાંડને માટે બસછે. હવે લાર્ડ ડેલહાઉસી કાંઇ ચિસ્કો રાજકર્તા ન હતો તેણે જાહેર બાંધકામ ઉપર પુશ્કળ નાણું ખર્ચયું હતું. હું તેના વખતમા હિંદુસ્તાનમા હતો અને હું જાણુંછું કે જાહેર બાંધકામ માટે તેણે એક જબરૂં ખાતું રાખ્યું હતું. તે વેળાએ આપણા હાથમા સીધ હતું, આપણે પંજાબ જીતીતી લીધું હતું અને આઉદને જપત કરયુ હતું, અને ૧૮૫૬ માં આપણા હાથમાંની હાલની સગળી સત્તા હતી. લાર્ડ ડેલહાઉસીએ ઇંગ્રેજી લશકર વધારવાને ખરેખર કાંઇ ઉપાય કીધા ન હતા. તે હેતું ડોળ ઘાલતો હતો યા માનતો હતો કે હિંદુસ્તાનની પ્રજાનો બ્રિટીય રાજ્ય ઉપર ઘણો આહાછે અને પારકાં લશકરને ઉપયોગમા આણવાની કાંઇ અગત્ય નથી. તેણે આ ઘણીજ શોકકારક ભુલ કરી અને તેના પરિણામ આપણને હમણા ખમવા પડેછે. પણ હાલ ૧૮૭૦ મા હિંદુસ્તાનની હાલત શું છે? તે ઘણી સુધરીછે, સુધરી નથી એમતો કેહવાયજ નહી. ગઇ કાલના ટાઇમ્સમાં મેં જોયા પ્રમાણે હિંદુસ્તા-

ની આવક ૧૮૬૯ મા ૪૬૨૫૦૦૦૦૦ રૂપીઆ હતી અને ખરચ ૪૧૫૦૦૦૦૦ રૂપીઆ આવક ઉપરાંત વધારે થયો હતો. ૧૮૭૦ ને માટે ગણત્રી કેરી છે કે ૫૦। ક્રોડ રૂપીઆની આવક થશે અને ખરચ તે ઉપરાંત ૩। ક્રોડ રૂપીઆ વધારે થશે. હવે શું એમ કેહવાઈ શકાશે કે જ્યારે ૧૮૫૬—૫૭ મા ફક્ત ૩૯ ક્રોડ રૂપીઆનો ખરચ ચાલી શક્યો, ત્યારે ૧૮૭૦ મા ૫૦ ક્રોડનો જોઇએ? પણ આપણને ૫૦ ક્રોડજ જોઈતા નથી ૫૪ ક્રોડ જોઇએછે. આજ વાત ફક્ત હિંદુસ્તાનનો ઉડાઉ ખરચ દેખાડવાને બસછે, તે એટલોતો મોહોટોછે કે તે ઘટાડવાને હાહામ દેવા જોઇયે, જેને બળવો કેહતા હતા અને જેહને હુ બંડ કહુછુ તે ઉપર ૪૦ ક્રોડ રૂપીઆ ઉછીના લેવા પડયા હતા તથા તે ઉપર પ્રજાનુ કરજ ઉમેરતા તેનુ વ્યાજ વરસ દાહાડે ૫) ટકા લેખે ૨) ક્રોડ થાયછે વળી ૨॥ ક્રોડ કરતા વધારે આપણે વરસ દાહાડે આગગાડી ઉપર આપ્યે છૈયે. હિંદુસ્તાનની રેલવેમા નાણા આપનારાઓને આપણે ૫) ટકા જામીનગીરી આપીછે અને તે જામીનગીરી પુરી પાડવાને રેલવેના નફા ઉપરાંત આપણને ૧૬૦૦૦૦૦૦ રૂપીઆ કાહાડવા પડેછે વળી આપણે યુરોપીઅન લશકરમા ૨૦૦૦૦ માણસો વધારીને ૬૫૦૦૦ નુ કરયુ છે આગાઉ તે ૪૫૦૦૦ મા માણસોનુ હતુ. હુ ધારૂ છુ કે દેશી લશકરમા ઘટાડો કરી યુરોપીઅન લશકરમા એટલો વધારો કીધાથી દર વરસે ૩ ક્રોડથી વધારે ખરચ ન થાય. તે સઘળુ ગણતા દર વરસ ૬ થી ૭ ક્રોડથી વધારે થનાર નથી જે ૧૮૫૬ ના ખરચ માજ વધારે ગણવાની અગત્યછે, પણ ૧૮૭૦ મા ખરચ ૧૮૫૬ ના ખરચ કરતા ૧૪ ક્રોડ વધારેછે આ ખરચને હુ સાક્ષી કહુ છુ કારણ કે જાહેર બાંધકામ લાર્ડ ડેલહૌસીના વખતમા ચાલતા હતા અને તે ઉમરાવ જાહેર બાંધકામ ઉપર મોહોટો ખરચ કરતો હતો હિંદુસ્તાનમા ખરચનો મોટો ભાગ બેશક જાહેર બાંધકામ ઉપર થાયછે, હિંદુસ્તાન એકહેવુ દેશછે કે જ્યા કેહવાઈ શકાય, વા હુ કહુ છુ કે, તે ભૂમીના માલેક સરકારછે જાહેર બાંધકામ માટે જુવેની રકમનો મોટો ભાગ હમણા બરાકો, ફીલ્લાઓ, દીવાદાંડીઓ, રસ્તાઓ પુલો વગેરે અગત્યના બાંધકામ ઉપર ખરચાયો હતો, માહારા અભિપ્રાય પ્રમાણે આ બાંધકામો હિંદુસ્તાનના વાજબી કારભારને માટે અગત્યનાછે અને ગમે એના ખરચ છતા દર વરસના દેશના સાધારણ ખરચમા તે ગણાવા જોઇયે આ જાહેર બાંધકામોમા મોટો ઘસારો વ્યર્થ પડેછે એમાતો કાંઈ સંશય નથી સર ચાર્લ્સ વિન્ગફિલ્ડે પારલ્યામેંટમા ગયે વરસ જણાવ્યુ હતુ કે વિલાયતમા સાત આઠ વરસમા બરાકો ઉપર ૧૫ ક્રોડ રૂપીઆ ખરચાયા હતા અને એટલુ છતા એ બરાકો રેહવા લાયક ન હોવાથી તોડી પાડી ૫૦, ૪૦ માઈલ દુર બીજી બાંધવામા આવતી હતી આ મોહોટા ખરચ માટે કોણ જોખમદારછે તે તપાસવાને હિંદુસ્તાનમા એક કમીશન મોકલવાની અગત્યછે ?

એ ખરાબી કરનારા ગુનેહગારને ઇનસાફની દરબારમા ઘસડવા જોઇએ, પણ એ બાંધકામોને છુપાવી રાખવા એ વાજબી નથી, જે રીત હાલ હિંદુસ્તાનના ખજાનચીઓએ પકડેલી દીશેછે. તેઓ આ ખરચને દુર રાખી "સસપેનસ" હિસાબમા નાખવા માગેછે. મી૦ ભાસી જેને હિંદુસ્તાનના કાંઇબી ગ્યાન વગર ત્યાં (વખતે જાણીજોઇને) મોકલવામા આવ્યો હતો તેણે ૧૮ માસ અગાઉ પોતાના બજેટમા આ ખરાબોના હિસાબને "સસપેનસ" હિસાબમા લઇ જવાની ભલામણ કરી હતી. ૧૫ ક્રોડ રૂપીઆ ઉછીકા લઇને તેની વધારે મેહસુલ ગણવી એ બહુંજ પસંદ કરવા જોગછે ખરૂં, પણ એ કાંઇ હિસાબ રાખવાની રીત નથી. આ દેશમા રેલવેનો હિસાબ પણ એમજ રાખવામા આવેછે. સર આર્ઠર ક્રિપર સુચના કરેછે કે આ વ્યર્થ ધસારાને અટકાવવા સારૂં પારલ્યામેંટમાં એક 'આક્ટ' પસાર કરાવી પગારદાર 'ટ્રસ્ટીઓ' નેમવા. માહારા વિચાર પ્રમાણેતો આ રીત ઘણી બેહુંદી, આડી અવળી અને કંટાળા ભરેલીછે. પાછું ભરવાને માટે જો હિંદુસ્તાનની મેહસુલ બસ ન પડે અને જો ઇંગલાંડમાથી નાણું ઉછીકું કહાડવું પડે તો હાલના જેવીજ હાલત રેહ. હિંદુસ્તાનની પ્રજા ઉપર નવા કર નાખવા પડે અને 'ટ્રસ્ટીઓ' ને પાછા ભરવા માટેના બે ક્રોડ રૂપીઆ માટે આપપત ઉપર કર નાખવો પડે અને એ રીતિએ નાણાંનો ધસારો ન થશે તેની જામીનગીરી શું ? કાંઇજ નહી. ઇંગલાંડમા નાણું કહડાવી હિંદુસ્તાન મોકલે અને ત્યાંની સરકાર હાલની માફકજ ઉડાઉ ખરચ ચલાવે. બાકી તેજ આદત, તેજ નોકરો પાછા ઉપયોગમા આવે અને ઇંડનમા બેઠેલા થોડાક લોકો તે અટકાવી શકનાર નથી. માટે મારૂં મતતો એ છે કે જે થાપણ વાળાઓ નાણું આપવા ઇચ્છતા હોય તેઓએ તે બાંધકામની ઉપજમાથી મળતાં વ્યાજ ઉપર સંતોષ પામી બેસી રેહવું. તે ઉપજ ઘણી વધુ કેહવામા આવેછે અને જોઇએતો તે ઉપજમાથી તેઓ ૧૦ ટકા લે તેની મને દરકાર નથી.

**મી૦ જાન ફલેમીંગ**—સભાપતી સાહેબ છેલલા બોલનાર ગૃહસ્થે જે ટીકા કર્યા તે હાલની બાબદથી લગાર વેગળાછે. ધસારાના આગ તેમ અપરાધી ગુનપાથી તે કાંઇબી ઉપયોગમા આવતા નથી પણ જે ગૃહસ્થ કોઇએક દાખલા બતાવે તે ખરેખર આપણા રાજને ફાયદો કરેછે. આપણી આગળ સર આર્ઠર ક્રિપરે આ ધસારો કેમ પુરો પાડયો તે રજુ કરયું નથી પણ એ ધસારો કેમ એકદમ કાહાડી નાખવો તે બાબે ઉપાય બતાવ્યાછે, મનેતો હેતું લાગેછે કે સર આર્ઠર ક્રિપરની દરખાસ્તોની મતલબ કરકસર કરાવવાનીછે. જે ઇલાકાની સરકાર અથવા જેઓ નાણું ખરચેછે તેઓ ઉપર તે સારી રીતે ખરચવાનો બોજો મુકવાની તેની મતલબછે. તે એટલા માટે કેહેછે કે જે સરકાર નાણું માગવા આવે તેની પાસે તે સારી રીતે વાપરવાની જામીનગીરી

વી અને તેમ કરવાના તે ઉપાય દેખાડેછે. એક ગૃહસ્થે હિંદુસ્તાનને એક મલકત સાથ સરખાવ્યું અને સવાલ ઉઠાવ્યો કે હિંદુસ્તાનને વધારે ખરચ જોઇએછે કે નહીં અને જો જોઇતો હોયતો તે પાછો ભરી શકશે કે નહીં. હું ધારૂછું કે જેઓ હિંદુસ્તાનથી વાકેફછે તેઓ જોશે કે હિંદુસ્તાનમાં મોટા ખ-રચની અગત્યછે અને તે ખરચ પાછો ભરવાને તે દેશ શક્તિમાન છે. મે-હસુલમાંથી એ ખરચ પૂરો પાડવાની હાલની રીતિથી તે દેશનો હિસાબ ઘણો ગુંચવણ ભરેલી હાલતમાં આવી પડ્યોછે. હિંદુસ્તાન કાંઈ નાદાર નથી, જેમ એટલું નાણું તે ખરચશે પણ બમણું તે મેહસુલમાં પાછું આવશે. આપણા દરેક ખાતામાં મેહસુલ વધવાથીજ માલમ પડેછે કે નાણું કાંઈ વ્યર્થ ખરચવામાં આવ્યું નથી માટે લાખો લાખો રૂપૈઆ મુક્ત કરતાં આપણી આગળ રજુ થયલી દરખાસ્તો ઉપર ધ્યાન આપવું જોઇએ, ગયલી બીનાનો ઉપાય આપણે કરી શકનાર નથી પણ ભવિષ્યનો કરવો જોઇએ. ભૂતકાળ ગયોછે તેમાંથી આપણે દાખલો લેવો જોઇએ. આ દેશમાં નાણું કહડાવવા સારૂ એક 'કમીશન'ની દરખાસ્ત આજે કરવામાં આવીછે. હું જે કાંઈ બોલુંછું તે વાંધા તરીકે બોલતો નથી પણ પ્રશ્ન તરીકે કહુંછું. હું ધારૂછું કે તે સૂચનામાં કેટ-લીક હરકતો છે યાને એ પ્રમાણે કીધાથી હિંદુસ્તાનની સરકારની એક હરીફ સત્તા ઉભી થશે. તે અડચણ સર બાર્ટલ ફ્રિયર કેમ ટાળશે તે હું સમજી શકતો નથી. જો એ ઉછીના નાણાનું વ્યાજ મેહસુલમાંથી આપવામાં આવેતો તે નાણાં કેમ કહડાવવા તે બાબે વડી સરકારને પુછવું જોઇએ. તેના જવાબમા સર બાર્ટલ ફ્રીયર કહેછે કે "દરેક ઇલાકાની સરકારે તે ખરચ ક્યાંથી લાવવો એ દેખાડવું. પણ કેટલાક કામોછે જેમાંથી પેદાએશ થતી નથી અને દરેક સરકારની ઉપજ હાલ દેશની એકદર મેહસુલમાં જાયછે. સર બાર્ટલ ફ્રિયરની આ રીતિથી વડી સરકાર અને ઇલાકાની સરકાર વચ્ચેના સંબંધ-માં ફેર પડે હેવું લાગેછે. આ ફેરફાર કાંઇ ખરાબ થશે તેવું કેહવા હું મા-નતો નથી પણ તે એવો થશે કે દરેક ઇલાકાની ઉપજનો ચોકસ ભાગ 'ઇમ્પિરીયલ' ખરચ માટે ખજાના ખાતે જશે અને બાકીનો ભાગ અમુક ઇલાકાના ખરચ માટે રેહશે વળી હું ધારૂછું કે એ ઇલાકાની સરકારોને પોતાના ઇલાકા માટે કરો નાખવાની સત્તા આપવી જોઇએ. આખા હિંદુસ્તાનને એકજ જાતીનો કર નાખવો એ ભૂલ ભરેલુંછે. ત્યાં ઘણીક જાતના લોકો સાથે કામ પાડવુંછે અને હું ધારૂછું કે પોતાને હસ્તકના લોકો સાથ કરવી બાબદ વર્તવાને ઇલાકાની સરકારોને સત્તા આપવી જોઇએ. આટલા ટીકા કરી હું સમાપ્ત કરૂછું કારણકે સમય થોડોજછે.

સર બાર્ટલ ફ્રિયરના બોલવાને મી૦ ફડ તરત એકમળતો થયો પણ તેણે આગલ પગલું ભરી ઇલાકામાં જાહેર બાંધકામ કેમ થાયછે તે ઉપર વિચાર

કરવા ફરમાવ્યું. પેહલાં બે ચીજ જોઇએ, એકતો બરાબર હિસાબ અને બીજું તો બરાબર નાણા. એ જો હોયતો કામ પાર પાડવામાં કાંઇ ઝાહાજી અડચણ રેહ નહીં. જ્યારે ઇંગલાંડમાં કાંઇ કામ ઉઠાવવામાં આવેછે ત્યારે શું કરોછો? તમારા ભરૂસેદાર કોઇ ઇજનેરને તમો તે કામની ગણત્રી કરવાનું સોંપોછો. તે થયા પછી તમો ઇજારો આપોછો અને ઇજારેદારની મંજુરી વગર ગણત્રીમાં તમારેથી કાંઇ ફેરવાતું નથી. પણ જો ફેરવવાની અગત્યજ પડતો શું કરોછો? તે ગણત્રીમા તમો એક ગૃહસ્થનું નામ દાખલ કરોછો જે ઉપર ઇજારેદારનો ભરૂસો હોયછે અને ફક્ત તેના હોકમથીજ કાંઇની ફેરફાર થાઇ શકેછે. જો કાંઇની વાંધો પડેછે તો તે ગૃહસ્થ એક ખિતાબ જુરીનો અખત્યાર ધારણ કરી વાતનો નિવેડો આણેછે અને કામ થાયછે. આ પ્રમાણે જો તમો કરોતો સર બાર્ટલ ફ્રિયરે બતાવેલી ત્રણ અડચણનો રસતો આવે. તે એછે કે ઉપાયો વાપરવામાં આવેછે તે તદન અસંપુર્ણ છે, બીજું શું કરવું તે હમેશ અંદેશન રેહછે અને ત્રીજું વખત તથા નાણાનો વ્યર્થ ઘસારોછે. પણ ગણત્રીઓ અને ઇજારાઓ પૈસા વગર નકામાછે, તમારી પાસે પુષ્કલ નાણું જોઇએ. તમો ગમે એટલું નાણું કાહાડી શકો પણ ચોકસ કામ ઉપર ખરચ શું થશે તે કેમ કહી શકો? એક ચોકસ કામ પાર પાડવા માટે આટલી ઇંટ, આટલા મજુર, આટલા પુલ વગરે જોઇશે એમ કોઇ વિદ્યાવાન કારીગર તમને કહી શકશે અને જો કોઇ હોનારત ન બને તો કેટલા વખતમા થશે તેબી કેહશે. પણ એ કામ બે ત્રણ વરસ ચાલે ત્યાંસુધી મજુરી કેટલી મોંઘી હશે અથવા મરકી, લડાઇ યા હેવાં કારણોથી શું શું ફેરફાર થશે તે કોણ કહી શકશે? હેવાં હેવાં કારણોથી ખરચ ઘણો વધી જાયછે એટલા માટે તે બચાવવાને અગાઉથી મોટી રકમ હાથમા જોઇએ. આપણે હિંદુસ્તાન બાબે જેબી પુસ્તક વાંચયે છૈએ તેમાથી માલમ પડેછે કે તે દેશમા ગંજાવર મોટાં બાંધકામો થયછે. આ કામો કેમ થયાં તે બાબે તવારીખથી શું કાંઇબી માલમ પડતુ નથી? હિંદુસ્તાનના લોકોથી એ બનતું મુશ્કેલછે? જો તેઓ ખતી ખુશીથી તે ન કરેતો જબરીથી તેઓ પાસે કર લઇને કરાવવું વાજબીછે કે નહીં એ એક રાજદ્વારી સવાલછે. બદલો વાળી આપનારા બાંધકામો બાબે બોલતાં મી૦ ઉડ મી૦ સમનરમેન બાજી શાસ્ત્રાર્થ રજુ કરી હતી કે "જાહેર ઉપયોગના અને ખાનગી હકોને અસર કરે હેવાં બાંધકામો ચલાવવામા અને બાંધવામા સરકારનો હાથ રાખવો જોઇએ. વળી મી૦ ઉડ કેહેછે કે જણાવ્યા જેટલો વ્યર્થ ઘસારો થતો નથી અને જો ચોકસ કામો કરીથી કરવામા આવેતો તે કાંઇ ઘણે ઓછે ભાવે થાય નહીં. ત્યાર પછી ઉડ પૈસા કેમ ઉભા કરવા તે બાબે સુચના કરેછે. તે લગાર અચકાઇને સર બાર્ટલ ફ્રિયરની સુચનાઓની ખામીઓ બતાવેછે કે તે રીત તો 'સેક્રેટરી

આવ સ્ટેટ' ના હોકમ પ્રમાણે નાણું ન કહડાય પણ તે હોલ્ડર ફકત વ્યાજ ભરે. આપણે જે કરવું જોઇએ તે એકે હિંદુસ્તાનની મેહસૂલમાથી દર વરસ એક ચોકસ રકમ જેમકે ૩ કરોડ રૂપીઆ કાહાડવી અને પછી તે રકમનું ગમે તે કરવાને 'કમીશનરો' ને મુખ્તા આપવી. પ્રજાએ માત્ર આટલું કરવુ કે 'કમીશનરો' પાસે જઇ કેહવુ કે હમારી પાસે ઉછીકું આપવા માટે કાંઇક નાણું છે ત્યારે 'કમીશનરો' ઉત્તર આપશે કે તે નાણા પાછાં ભરવાને તમારી પાસે હિંદુસ્તાનની મેહસૂલની જામીનગીરીછે, પણ એ નાણું કાહાડવાનું ઇંગલાંડમાજ શા માટે રાખવુ જોઇએ.

અહીઆ મી૦ ટેલરે યાદ લીધી કે દરેક બોલનારને આસોસીએશનના ધારા પ્રમાણે ફકત ત્રણજ મીનીટ બોલવાનો હકછે.

**મી૦ ઉડ**—ત્યારે હુ સર બાર્ટલ ફ્રિયરની સૂચનાઓ ઉપર એક સુધારો કરવાની સૂચના કરી સમાપ્ત કરૂછુ. તે એકે ઇંગલાંડની મેહસૂલમાથી દર વરસ જાણે ૨) ક્રોડ રૂપીઆ ઉભા કરવા અને હિંદુસ્તાનના 'કમીશનરો' ને તેમજ એક ક્રોડ રૂપીઆ આપવા, તથા ૫) મી કનમ કાહાડી નાખવી. વળી બીજું એમ કરવુ કે કરજ વાળી દેવા માટે સઘળાં નહીં પગાર કરનારાં જાહેર બાંધકામોમા તે ઉપર થતા ખરચના વ્યાજ ઉપ્રાત સેંહેકડે ૫) ટકા બીજા 'કમીશનરો' ને આપવા.

ડાકટર બીઠી બોલ્યા કે હિંદુસ્તાનની હાલની હાલતને ઘણી બીહીકથી જોવાની ટેવ પડી ગયલી લાગેછે. યાદ રાખવુ કે ઘણાક મોટાં બાંધકામો થયાછે અને તે ઉપર રેલવેની ઝડપથી પૈસા વેરવામા આવ્યાછે અને તેથી મજુરી અને સામાનના ભાવ ઘણા વધી જવાથી ખરચ મોટો થયોછે. તૈયાર થયલા બાંધકામોને ઉપયોગી કરવા માટે વખત જોઇએછે, અને મેહલો જેવી બગાઓ યુરોપ્યન સીપાહીઓ માટે બાંધી તેના માસ ઉપર ગરમીને લીધે રેહવાઇ ન શકયાથી તે છોડવી પડી તે બરાબો સીવાય બીજાં સઘળાં બાંધકામો પાછો બદલો ધીરેધીરે વાળી આપે હેવી વકીછે. સર બાર્ટલ ફ્રિયરે જાહેર બાંધકામ માટે જે નાણું કહડાવવાની રીતિ બતાવી તે રેલવેની "ગારેનટી સીસ્ટમ" ના જેવી ડાકટર બીઠીને પસંદ ન આવી. તે જામીનગીરીની રીતિથી ઇંગ્રેજી પ્રજા રાજી હતી અને તેઓને ચહડચહડુ વ્યાજ મળતુ હતું. પારલ્યામેંટના ત્રણ અધિકારીઓને 'ટ્રસ્ટીઓ' દાખલ હિંદુસ્તાનના ખર્ચ ઉપર તકેદારી રાખવા માટે નેમ્યાથી કાંઇ ખર્ચમા ઘટાડો થયો અથવા કામ ઝડપમા થાય એવું તેને લાગતું નથી. શુ આપણને ખબર નથી કે થોડાક સિવાય બાકીના પારલ્યામેંટના અધિકારીઓ હિંદુસ્તાનની બાબદમા ઉંતટ રાખતા નથી અને તે દેશ વિષે ઘણા અજ્ઞાનછે! ડાકટર બીઠીનો વિચાર હતો કે જો સર બાર્ટલ ફ્રિયરની સૂચના પસાર થાઇ તો પૈડવાની 'કૌન્સિલ' પ્રાત ગુઠી જશે

અને હિંદુસ્તાનના અનુભવવાળા ગૃહસ્થો જે ત્યાંની સરકારને મદદ કરેછે તે આપણા હાથમાંથી જતી રેહશે.

મી૦ મૅકલીન—મ્હને હેવું લાગેછે કે સર બાર્ટલ ફ્રિયરનો નિબંધ બે ભાગમાં વેંહચાઈ ગયલોછે. પેહલોતો જાહેર બાંધકામમાં ચોકશ સુધારો કેમ કરવો તે તથા નાણું કેમ મેળવવું તે બતાવેછે. પેહલી બાબદમાં તેને ઘણાઓ એકમળતાં થશે કે જેઓને મોટાં કામો સોંપ્યાછે તેઓને માથે સંખ્યાબંધ સત્તાવાળાઓ રાખી જરા જરામાં નડવા કરતાં તેઓને છુટા રાખ્યા હોયતો વધારે સારું. તે ઉપરાંત એ કામ કરનારા અમલદારો વધારવા માટે કાંઈ ઉપાયો કીધા હોય તોપણ ઘણું ઠીક પડે. અલબત્તાં 'રાયલ એનજીનીઅરો' જેવા કાબેલ કારીગરો બીજા ન હશે પણ આપણને માલમ છે કે જ્યારે કામ વેંહચાઈ જાય ત્યારે તે કામેલ્યાતે રદ જાયછે. હિંદુસ્તાનમાં જાહેર બાંધકામની મોટી ખામી એછે કે આજે એક માણસને રેલવેનું કામ સોંપ્યું હોય તો તેનેજ બીજે દાહાડે કોઈ ગોદીનું અને ત્રીજે દાહાડે વળી ટંકશાળનો વડો અથવા તે પછી 'એકાઉનટંટ જનરલ' તરીકે કાંઈ બેસાડેલો આપણે જોઈશું. આ રીતિ જાંહાંસુધી બદલવામાં આવે નહીં ત્યાંસુધી વગર ઢીલ અને ધસારા વગર કામ ચલાવવું માહાલ છે. સર બાર્ટલ ફ્રિયરના નિબંધના બીજા ભાગમાં વધારે નાણું ઉભું કરવાની અગત્યની બાબદ ઉપર વિચાર કરયોછે. ખરી વાતતો એજકે વધારે નાણું જોઈએ પછી તે ઉછીનું લ્યો કે મેહસૂલમાંથી આપો એ એકનું એકછે. ઉછીનું લેવું એ જોકે ઠીક નથી અને ઉછીનું લીધા વગર આપણા ખીસામાંથી કામ ચાલેતો બેહતર છે ખરું પણ હિંદુસ્તાનની સરકાર જેમ છે તેમ ઘરધણી તરીકે ઉછીનું લેવાની રીતિ જ્યાંસુધી આપણા હાથમાં ઉપાવશે ત્યાંસુધી ફાયદાકારકછે. ત્યારે જે કોઈ એ પ્રમાણે નાણાં કઢાવવા માટે સૂચના કરે તેણે ખાત્રી કરવી કે તે ઉપાયો શું છે. હું ધારું છું કે આ ઠેકાણે સર બાર્ટલ ફ્રિયરની રચના ભુલ ભરેલીછે. વિલાયત મધે મૅનચેસ્ટર અને બોલટન જેવા શેહેરોને તે હિંદુસ્તાનની મીલકતો સાથ સરખાવેછે તે મને વાજબી લાગતું નથી. તમારે યાદ રાખવું જોઈએ કે મૅનચેસ્ટરનાં લોકો સારી પેઠે જાણેછે કે તેઓના સાધન કેટલાછે, કાંહાંસુધી તેઓ પોંહાચી શકશે ઈત્યાદી. પોતાની આશા ન થાઈ શકે હેવું દેવું તેઓ કદીબી કરનાર નથી પણ હિંદુસ્તાનમાં તેમ નથી. ત્યાંના લોકોને પોતા ઉપર કર નાખવાની સત્તા નથી અને નાણું કોણે કઢાવવું કમીશનરોએ કે હિંદુસ્તાનની સરકારે તે સર બાર્ટલ ફ્રિયરે પોતાના ભાષાણમાં શક ભરેલું રાખ્યું છે. સર બાર્ટલ હેવું કેહતા જણાયછે કે વડી સરકારની સત્તા હજુ હિંદુસ્તાન ઉપર કાયમ રેહવી જોઈએ અને ઈલાકાની સરકારે ફકત જો વડી સરકારની રજા હોયતો હિંદુસ્તાનની મેહસૂલનો કાંઈબી ભાગ રાકવો અને જો તે સત્તા મળેતો નવા કર ના-

બો. હું એટલા માટે ધારૂંછું કે જો ઇલાકાની સરકારના 'કમીશનરો'ને નવાં માહાબારત કામો ઉઠાવી પોતાનું નામ કરવાની ઇચ્છા હોય તો એ તેઓથી નવા કર નાખી નાણું મેળવી ન શકાય. હાલના વખતની ઇલાકાની સરકારોમાં ખામી એજછે કે તેઓ ધાર્યું થોડું કરતા નથી પણ અનીધાર્યું કરવા ઇચ્છેછે. આખા દેશનાં સગળાં શેહેરોને પારીસ જેવુ બનાવવાનો તેઓને લોભ છે. સર બાર્ટલ ફ્રિયરની રીત પ્રમાણેતો ઇલાકાની સરકાર ઉપર હજુ આક્રોસ રેહશે અને જાહેર બાંધકામમા નાણું ખરચતાં વડી સરકાર તેમને અટકાવશે. ત્યારે વડી સરકારે તેમા શુ કરવુ ? હુ ધારૂછુ કે વડી સરકારની ફરજ એછે કે દર વરસ બાંધકામ ઉપર ખરચવા માટે જમીનની મેહસુલમાથી તેઓ પાસેથી શુ ફાજલ પડી શકે તે રકમ ચોકશ જુદી પાડવી જોઇએ પછી તે આમ ખર્ચો કે તેમ ખર્ચો અને આપણે ઉછીકાં લઇએ કે નહીં પણ એટલુતો માલમ પડશે કે આપણી હદ શુ છે, અને દર વરસ ભરવાને આપણી પાસે કેટલી મેહસુલછે તે માલમ પડશે.

**મી૦ થાડવિક**—આ વખતે લગાર વચ્ચે બોલવાની હું રજા લઉ છુ. આપણે પેહલાથી જે સમજવુ જોઇએ કે જે બાંધકામો બાબે આપણે વિચાર કરયે છૈંએ તે કરકસરથી થતા તથા ઉપજવાલા બાંધકામોછે. જો આપણુને હિંદુસ્તાન રાખવુજ હોયતો તે આપણે સારાં બાંધકામોથીજ રાખવુ અને તે સારા કામમાં પાણી પોહોચવુ કરવાના, એકઠુ કરવાના, ભરી રાખવાના બાંધકામો ગણાઈ શકાય. જો આ કામો બરાબર થાયતો ઘણી કરકસર થાઈ શકે, તેમજ નાશકારક રોગો દુર કરવાની ફરજછે તેથીબી સરકારને ઉપજ થાઈ શકે. બીજી જાતના બાંધકામછે તે માલ લઈ જવા લાવવા બાબેનાછે. જો બાંધકામ ચાલતું હોય તો માલ ખસેડવાને રસ્તા જોઇએ. આ સગળાં ઉપજવાલાં બાંધકામ કેહવાય, પણ સવાલ એછે કે કરકસર કેમ કરવી ? સર બાર્ટલ ફ્રિયરે જે સુચનાઓ રજુ કરીછે તેમા એકપરતો ઘણુંજ બારીક ધ્યાન આપવું જોઇએ. પાણીના અને તનદુરસ્તીને લગતાં બાંધકામ ઉપર માહારે વિલાયતમાં ધ્યાન આપવું પડયું હતું અને તે ઉપરથી હુ કહી શકુ છું કે તેવા કામો બે ત્રણ ઠેકાણે ધ્યાન આપનાર આસામીઓને સોંપવું યાને 'કૌનસિલ' કે જે આ વાતમા સમજે નહીં તેને સોંપવુ, એ કામ કરયા કરતા તે તોડી પાડવા જેવુ છે. હેવું કેહવામા આવેછે કે બરાકો ઉપર ખરચેલા ૨૨૫ કોડ નકામા ગયાછે પણ ત્યા બધાયલી બરાકો માટે "સેનેટરી કમીશનરો" કેહછે કે તેઓને માથે જોખમ નથી પણ તે ઇલાકાના ઇજનેરોને જોખમ બધાયછે. આ ધસારો કાઇજ નહીં પણ મસલહત ન લેવાથી અને બરાબર ધ્યાન ન અપાયાથી લાગયોછે નહીતો 'સેનેટરી' કામો ઘણા કરકસરવાલા માલુમ પડશે. આલજીરીઆમા ફ્રેંચ લશકરમા સરાણ હિંદુસ્તાનની માફક જ દર હજારે

સાહાડ હતાં તે ઘટાડીને ૧૨ કરયાછે. આપણે હિંદુસ્તાનનાલશકરના માત્ર ૨૦ નો આંકડો આણુંયોછે પણ તેઓની ખાત્રી થાઇછે કે બરાબની બાજુમાંજ નહીં પણ આસપાસેના મુલકમાંથી ગટરો કરવી જોઇએ અને વળી એમ કીધાથી નહીં થયછે હેતું તેઓએ દાખલા આપી દેખાડયુંછે. નકશાઓને પસંદ કરાવવાને વરસોના વરસો ચાલયાં જાયછે તે બાબે મારે એટલું કેહવાનુંછે કે હિંદુસ્તાનથી આવતાં તથા જતાં જે વખત જાય તેથી ઉપ્રાંત વિલંબની કાંઈ અગત્ય નથી અને ઇંગલાંડમા નકશાઓ પસંદ થાયછે તે કરતાં વધારે વિલંબ શા માટે લાગવો જોઇએ. અને ૧૫ દાહાડામા એક નકસો તૈઆર થાયછે બીજા આસરે ૧૫ દાહાડામા તે ઠેકાણેના લોકોને જાહેર કીધામા આવેછે અને આસરે બીજા ૧૫ દાહાડામા અને ઘણુંતો બે માસમા સંપુર્ણ નકસો તૈયાર થાયછે. 'સરવે' કરવામા આવેછે, પણ તે કામ આગલ ચલાવવા માટે નાણા વગરેનો બંદોબસ્ત બે ત્રણ માસમા થઈ જાયછે. હું હીમતથી કહુંછું કે મારા વખતમા જે આસરે ૬ ક્રોડ રૂપીઆના બાંધકામ થયાં તે જે હમેશની ખાનગી રીતથી કરવામા આવતે તો ૧૬ ક્રોડ રૂપીઆની અંદર થતે નહીં. એટલા માટે હું કહુંછું કે સર બાર્ટલ ફ્રિયરનો નિબંધ ઘણો ઉપયોગી છે અને તેમા બતાવેલી કરકસરની રીતિ જો બરાબર અમલમાં આવેતો જે કરતાં હમણા વરસો લાગેછે તે માટે તેટલા માશ લાગે અને વખતનો તેમજ બીજો ધ-સારો અટકી જાય. એક ગૃહસ્થે આપણા હિંદુસ્તાન માહેના લશકરપર થતા મોહોટા ખરચ બાબે એશારો કરયોછે એ સવાલ હિંદુસ્તાન માટે મોટા કરકસરનોછે, જો હડી લાખ લશકરથી હિંદુસ્તાનને ઇંગલાંડ પકડી ન રાખતે તો છુટાં રાજોનું શું થાત ? આ હડી લાખના લશકરથી ૩૦ લાખના લડાયક લશકરની અગત્ય જતી રેહછે જો તે ગંજાવર લશકર હતેતો હિંદુસ્તાન સુધારાના બાબમાં કાંઈ કરી શકતે નહી.

**મી० ડબલ્યુ ટેલર**—દરેક ગૃહસ્થે દશ મીનિતથી વધારે ન લેવી તેના ફાયદા બતાવી તથા સર બાર્ટલ ફ્રિયર જેવા કાબેલ ગૃહસ્થ આ સભામા આવી આ-અગત્યની બાબદ લાવ્યા તે બાબે સભાને મુબારકબાદી આપી બોલ્યા કે, આપણે હમણાં જે તકરાર કરવાને મલ્યા છૈએ તેની મતલબ સમજવામાં માહારી અગાઉ કેટલાકસૂબાધીત બોલનારાઓએ ગોતું ખાધુંછે એમ કેહવામા હું કાંઇ તેઓને હિનુ લગાડવા માગતો નથી. હિંદુસ્તાનને લગતા તથા ઇંગલાંડને લગતાં કેટલાક સવાલો ઉપર તેઓએ સારી તકરાર ચલાવીછે, પણ હું ધારંછું કે આપણી હજુરમા સવાલ એછે કે હિંદુસ્તાનમા નાણા સંબંધી મોટી કડાકડી ચાલેછે. આ કડાકડીનું કારણ હિસાબમાં ભુલ થાય અને જાહેરબાંધકામનો મોટો ખરચછે. અને થોડાંક અથવાડીઆંપર મી० પ્રિચાર્ડે વાંચેલો નિબંધ અને સર બાર્ટલ ફ્રિયરનો આ નિંબધ એકએક સાથ સંબંધ ધરાવેછે. જા-

હેર બાંધકામ જે હિંદુસ્તાનમા મોટા ખરચનું મોટું સાધનછે તેને નાણા સંબંધી કારભારથી હું કાંઈ જુદું ગણતો નથી સર ખાર્ટલ કબુલ કરેછે કે કારભારમા નાણા સંબંધી, મત્તા સંબંધી, ઉતર અને જાપ સંબંધી મોટો ઘસારોછે અને તે નાણાના ઘસારા કરતા પણ ઘણો નુકશાનકારકછે. બીજો મોટો ઘસારો ઢીલનોછે તે ઢીલ એવીછે કે એક કામ આજે સર કીધું તો ઘણે વરસે પુરૂ થાયછે ત્રીજુ શું છે? ફેરફાર અને લાપરવાપણું આ લાપરવાપણા, ઘસારો અને ઢીલનું કારણ એજછે કે આ મોટા ખરચમા હાથ ઘાલનારાઓમા કોઈને તેમા લાભ નથી એટલા માટે સર ખાર્ટલની ભલામણછે કે 'ટ્રસ્ટીઓ' નેમવા, તેઓ નાણું ઉછીકું કઢાવી હિંદુસ્તાનમા ખરચ સારૂ વેહચી આપે આ ઉપાયતો ઠીકછે પણ તેમા બે ત્રણ અડચણો મને દીસેછે પેહલીતો એકે 'ટ્રસ્ટીઓ' નેમ્યા તથા નાણું કઢાવ્યા પછી તે ક્યા જાય? તે પાછું એજ ખરચાઉ ખાતામા જાય વળી આ 'ટ્રસ્ટીઓ' ઇંગલાંડમાજ રેહકે હિંદુસ્તાનમા તે સર ખાર્ટલે જણાવ્યું નથી, જો તેઓ ઇંગલાંડમા રેહતો તેઓ ઘણા દુર પડે અને હિંદુસ્તાન જાયતો ત્યાના ખાતાની અસર તેઓ પરબી લાગુ પડે. ખામી માત્ર એકજછે તે નબળો કારભારછે જેઓને હિંદુસ્તાનનું હીત હૈડે હશે તેઓ તથા દરેક કર ભરનાર માગી શકશે કે જયારે ત્યાના નાણાની કોથળીનું મોહો પારલ્યામેંટના કબજામાછે ત્યારેતો તે નાણું ક્યાથી આવેછે, ક્યા જાયછે તથા બીજુ શું જોઈએ તે બાબે તેઓએ ચોકશી રાખવી જોઈએ અને પોતે કારભાર ચલાવવો જોઈએ એટલા માટે સર ખાર્ટલ ફિયરની સુચનાને ટેકો આપવાને બદલે હું આસોસીએશનની હજુર નીચે આપેલી દરખાસ્ત રજુ કરૂંછું.

મી૦ ટેનરે ત્યાર પછી પોતાની દરખાસ્ત વાચી તેની મતલબ એ હતી કે, હિંદુસ્તાનની હાલની નાણા સંબંધી બારીક હાલતના કારણ તપાસવા માટે એક "સીલેક્ટ કમીટી" નેમવાની અરજ આ આસોસીએશને પારલ્યામેંટને કરવી

મી૦ ટેલર પછી બોલ્યા કે —આ દરખાસ્ત કરવાની મારી મતલબ એછે કે એક ચોકશ ખાતાની તપાસથી કાંઈ વળવાનું નથી બ્રિટીશ પારલ્યામેંટની તથા હિંદુસ્તાનની નાણા સંબંધી હાલતની હાલની અજ્ઞાન હાલતમા ઉપરપેના સુધારાથી આપણે સંતોષ પકડી બેશી રેહવું ન જોઈએ જો પારલ્યામેંટના સ્વાધીનમાજ નાણાની કોથલી હોયતો એક કર ભરનાર તરીકે માહારથી નાણુંબી તે કોથલીમાછે અને એક કર ભરનાર તથા બ્રિટીશ રાજની પ્રજા તરીકે મહને પુછવાનો હકછે કે એ કોથલી શા માટે ઉંઘાડી. એટલા માટે હું આ દરખાસ્ત કરૂંછું.

મી૦ મેટલાંડ—હું સર ખાર્ટલના નિબંધ ઉપર કેટલાક ટીકા કરનાર હતો પણ કોઈ કોઈ ગૃહસ્થોએ મારા હાથમાથી એ તક છીનવી લીધીછે જે હોરના

પર તે હતો અને જે હોદ્દા પર છે તે ઉપરથી એ બાબદ સમજવાને તે મારા વિચાર પ્રમાણે સર્વેમા લાયકછે. સર બાર્ટલ ફ્રિયરની એક સુચના હેવી દીશેછે કે કમીશનરો ઠરાવવા અને જેમ અત્રે કરવામા આવેછે તેમ પારલ્યામેંટની સત્તાથી નાણું કહડાવવુ અને તે ઇંડીઆની સરકારને ધીરવું, પણ તે માટે વડી સરકારની પરવાનગી મેલવવી અને તે સરકારે તે થાપણ તથા વ્યાજ સુધા પાછુ વાળવુ. આપણે યાદ રાખવુ જોઇએ કે આ રીતિછે તે આપણી અગત્યની રેલવે સંબંધી બાંધકામોથી કેવળ જુદી છે. તે રીતિએ હાલ એક અબજ રૂપીઆ કહડાવીને ખરચવામા આવ્યાછે અને હિંદુસ્તાનના લોકોતો ફક્ત પોતે મુસાફરી કરે તેનુ દામ આપી જાણેછે પણ એ દર ઉપરાંત જો તેઓને કરો તથા વ્યાજ એટલુ જ નહીં પણ મુદ્દલ નાણું બી ભરવુ પડે, તો વાતમા ઘણો ફેર પડી જાય, અને હેતુ થવાથી બાંધકામો જેની હિંદુસ્તાનમા ઘણી અગત્યછે તેમા અટકાવ થાય અને હાલની પ્રજા ઉપર ઘણો મોટો બોજો થાઈ પડે. કેમકે એક રેલવે ઉપર પાચ ક્રોડ અથવા દસ ક્રોડ રૂપીઆનો ખરચ કીધા પછી વીશ વરસમા તેનુ નાણું વાળવામા આવેતો વરસપર પરા વાપરવા જોગ બાંધકામનો ખરચ ફક્ત વીશ વરસના લોકો પાસેથીજ લીધા જેવુ થાય. આ બાબદ ઉપર ઘણી સંભાલથી વિચાર કરવો જોઇએ. એક ગૃહસ્થ બોલ્યો કે પેદાયશ દેખાડનારા બાંધકામ માટે નાણું મેહસુલમાથી આવે કે ઉછીકું લેવાય એ સઘળુ સમાતરજછે, હુ ધારૂછુ કે તે કેવળ ઉતરાછે. હુ ધારૂછુ કે પાછી પેદાયશ કરનારા બાંધકામો ઘણાજ નફા ભરેલાછે અને તે હાલની માફક વડી સરકારની જામીનગીરી વાળી કુંપનીઓથી અથવા હમણા જેમ હિંદુસ્તાનની સરકારે ધારયુ તેમ પોતેજ કરવા જોઇએ અથવા તો સર્વેથી સરસ રીતિ પ્રમાણે જેમ હોલકર તથા બીજા રાજાઓએ મદદ આપી તેમ થવા જોઇએ. વળી માહારા જમણા હાથ પરનો ગૃહસ્થ બોલ્યો કે હિંદુસ્તાનની સરકારે પોતાના મોટા ખરચમા જાહેર બાંધકામ ઉપર કાંઈ જાહાજુ ખરચ્યુ નહીં તેને હું એકમળતો થતો નથી. વડી સરકારે રેલવે બાંધવા પર નહીં પણ વ્યાજ જામીનગીરી માટે જે નાણું ખરચ્યુ છે તે તરફ જોતા તથા ઈસ્ટ ઇંડીઆ રેલવે જે ત્યાં સર્વેથી મોટી અને જુની છે તે દર સેંકડે પાચ ટકા વ્યાજ આપેછે અને હજુ વધુ આપવાની આશા બતાવેછે તે તરફ જોતા તથા દર વરસ આ રેલવે કુંપનીઓની ઉપજમા વધારો થાયછે તે તરફ જોતા એમ ન કેહવાઈ શકાશે કે હિંદુસ્તાનની સરકારે સઘળુ નાણું નહીં પેદાયશ કરનારા કામો ઉપર ખરચ્યુ છે. હુ ધારૂંછુ કે તેઓએ ઘણી સારી રીત ખરચ્યુછે અને પાછના જમાના માટે મોટો ફાયદો કરી રાખ્યોછે

સભાસતીએ આ પછી પુછ્યુ કે કોઈ ગૃહસ્થ ઉપલી દરખાસ્તને ટેકો આપેછે?

મી૦ પ્રિચાર્ડે દરખાસ્તને ટેકો આપતા જણાવ્યુ કે—આ દરખાસ્તનું

હું છું કે હાલ જેમ ઈલાકાની સરકાર જાણતી નથી કે તેમના સરાફ કોણછે, નાણા ક્યાછે પણ ફક્ત કેટલુંક લખવાથી અને મેહનતથી નાણા મલેછે તેને બદલે તેઓ સારી રીતથી જાણશે કે તેઓને ધીરનાર કોણછે, કેટલી પુંજીછે અને બીજું નાણું લીધા અગાઉ તેઓને કેટલું ભરવુછે. આ રીતથી તેઓનો હસાબ જાણે પોતાના સરાફોને તાંહાં કેમછે તે તેઓને માલમ પડશે. એક બીજી સૂચના કરવાની રજા લઉં છું તે એકે મારો એક મીત્ર બોલ્યો કે હું જે બોલુંછું તે હિંદુસ્તાનની વડી કૌન્સિલ કબુલ કરેછે. પણ તેમ નથી અને હું માફ કેહવા માગુંછું કે હું જે બોલુંછું તે મારા પોતાના તરફથીછે.

મી૦ ટેલર—હું ખચીત કરી તેમ બોલ્યો હતો.

સર બાર્ટલ ફ્રિયર—જો તમારા બોલવાની મતલબ સમજવામા મેં ભુલ કરી હોયતો તે તમો સુધારશો હું ઉપકાર માનીશ. મેં જે આ નિબંધ ઉભો કરેલોછે તે કાંઈ ખુદ સત્તાવાળાઓ તરફથી મળેલા હેવાલ પરથી નહીં પણ વર્તમાન પત્રોમાંથી અને સરકારી ગેજેટમા સરકારે લોકોના ફાયદા માટે છપાયેલા હેવાલ પરથી લીધોછે અને જે સુચનાઓ મેં કરીછે તે એક ખાનગી ગૃહસ્થ તરીકે સમજવી. હું હવે કાંઈ બીજા શબ્દો બોલી તમને તસદી આપનાર નથી અને દરખાસ્ત વિષે કાંઈ બોલી શકતો નથી કારણ કે હું કાંઈ આસોસીએશનનો અધિકારી નથી, પણ એટલું જણાવુંછું કે તે દરખાસ્ત આપણા હાથમા જે સવાલછે તેને લગતી નથી.

મી૦ દાદાભાઈએ સૂચના કરી કે તે તા૦ ૨૭ મીએ એક નિબંધ વાંચનારછે ત્યારે ઉપલા ઠરાવ માટે અગાઉથી ખબર આપવી કે જેથી સભાસદોને તે ઉપર તકરાર કરવાને સમય મલે.

મી૦ ટેલરે મંત્રીની આ સૂચના બાહાલ રાખી.

મી૦ ગેરડન પણ સર બાર્ટલ ફ્રિયરની દરખાસ્ત મુજબની એક બીજી દરખાસ્ત રજુ કરનાર હતો પણ તે મુલતવી રાખવામા આવી.

સભાપતીએ સર બાર્ટલ ફ્રિયરનો દીલોજાનથી ઉપકાર માનવાની દરખાસ્ત કરી, જેને મી૦ ટેલરે પુષ્ટી આપ્યાથી એકમતથી પસાર થઈ.

મી૦ મેક્વીને દરખાસ્ત કરી અને મી૦ ટેલરે ટેકો આપ્યાથી સભાપતીનો ઉપકાર માની તથા આસોસીએશનના ઉપયોગ માટે સોસાઈટી આવ આર્ટસે પોતાનું મકાન આપ્યું તે માટે તેમનો ઉપકાર માની સભા વિસર્જન થઈ.

## સોસાયટી આવ આર્ટસમા મળેલી સભા, જુલાઈ ૨૭, ૧૮૭૦

સર ચાર્લસ ટરાવેલ્યન, કે, સિ, બિ, સભાના નાયબે સરનશિન—અધ્યક્ષ.

### વિષય—"હિંદુસ્તાનની હાજતો અને ત્યાના સાધનો" બાબે નિચે આપેલો નિબધ મી૦ દાદાભાઈ નવરોજજીએ લખેલો સભાસદોમા અગાઉથી વેહચવામા આવ્યો હતો.

---

ગૃહસ્થો—મી૦ પ્રિચાર્ડનો કાનેન નિબધ સાભળવા પછી તથા સર ચાર્લસ ત્રિયરે જે આપણી હજુર મેહરબાનીની રાહે વિચારવત, સાત અને ઉલટ ભરેલુ ભાષાણ કર્યુ તે પછી ચોથીવાર નાણા સબધી બાબદ ઉપર તમને શ્રમ આપવા માટે હુ કાઈક ખોલાસો કરવા ધારતો હતો, પણ હવે તે ક્ષમા માગ વાની કાઈ અગત્ય રહી નથી કારણ કે આજે મળવાથી ફરી આપણા અધ્યક્ષના વિચાર જાણવાની આપણને તક મળશે, જેની શક્તિથી તથા લાબા અનુભવથી તમે વાકેફ્ છો તેને માનવાને વધારે વખત મળે એટના માટે આ નિબધ મે પેહલાથી વેહચ્યો હતો કે જેથી તે વાચતા જેટલો વખત તે હવે સારી રીતે કામમા આવશે હુ નિચે આપેના સવાલો રજુ કરુ છુ —શુ હાલ હિદુસ્તાન પોતાની સગળી હાજતો પુરી પાડવા જેટલી ઉપજ કરવાની હાલતમાછે?

હુ પેહલા જોવા માગુ છુ કે તેની હાજતો શુ છે

૧ લુ પુરતો ખોરાક, કપડા, અને આખી વસ્તીને નિરોગી હાલતમા રાખવા માટે મકાનો

૨ જુ. જુદી જુદી સસારી ફરજો અને હાજતો માટે પૂરતા સાધન

૩ જુ દરેક પુરૂષ પાસે પુરતી બાકી તથા ઘણુ કરી દર વરસ પ્રજાની દોલતમા બાકી કે જેથી કોઈ કુદરતી આફત અથવા ન ધારેલા બનાવની સામે થવાને બની આવે.

૪ થુ. નવા બાધકામ અથવા સુધારાને માટે સાધનો.

૫ મુ પારકા રાજઅધિકારને માટે પગાર કરવાને નાણુ જે દર વરસ ૧૦ ક્રોડ રૂપીઆ હિદુસ્તાનથી ખેચાઈ જવાને લીધે મોહોટો અને જાથુકનો ખાડો પાડેછે.

પેહલી ચાર હાજતો સગળી પ્રજાને સામાન્યછે પણ પાચમી ફક્ત હિંદુસ્તાનનાજ સબધમાછે આપણી નાણા સબધી ગુચવણ અને ખરાબીનુ એ એક મુખ્ય કારણછે આ ચોકસ કારણ ઉપર પારકા રાજઅધિકારના સવાલનો પાયોછે એક સુધરેલી પ્રજાની સગળી હાજતો પુરી પાડવા જેટલુ, એટલુજ નહી પણ સે પારકા રાજઅધિકારને તેની કિમ્મત આપવા જેટલુ જે પેદા કરી ન શકે તે રાજઅધિકાર ટકી પણ ન શકે જો કોઈ પારકુ રાજ આ પરિ

ણામ નિપજાવી ન શકે તો તે પ્રજા ઉપર એક કચરી નાખના બોજા જેવું થાઈ પડે. અને પછી ભુખમરો, ગરીબી યા બળવો એ તેના પરિણામ થાય. માટે જો બ્રિટીશો પોતાનું રાજ્ય કાયમ રાખવા માગતા હોય (અને હુ અંતાકરણથી ઇચ્છું છું કે તેઓ ઇગલાંડ અને હિંદુસ્તાનના લાભ માટે ઘણાક કાળ સુધી તે ભોગવે) તો તેઓ એ સવાલ ઉપર તતકાળ ધ્યાન આપવું જોઇએ, તેઓએ પોતાને સાફ પુછવું જોઇએ કે પોતાની સઘળી હાજતો ઉપરાંત વળી ઇંગ્રેજી રાજ્ય અધિકારની ૧૦ ક્રોડની કિમ્મત આપવાજોગ સ્થીતિમા હાલ હિંદુસ્તાન શું છે? જ્યારે હિંદુસ્તાન એ સઘળા માટે પુરતુ પેદા ન કરી શકે ત્યારે તે માટે 'વાઇસ્રાય' ને અથવા ખજાનચીને ઠપકો આપવામા કાંઈ માલ નથી, કેમકે તેઓ ખાલીમાથી આંકડો ઉપજાવી ન શકે.

કોઇ એમ ધારશે કે ફકત આ ૩૧૦ ક્રોડના મોટા ખર્ચને લીધેજ હિંદુસ્તાન સરસાઈ કરી શકતુ નથી પણ તે ઉપરાંત તેને માથે એક અબજ રૂપી આનુ દેવુ છે. આ દેવાનુ કરજ જો હિદુસ્તાનમાંજ રાખવામા આવેતો તેથી કરકસરમા કાઇ ફેર જહાજો ન પડે, પણ હિદુસ્તાન કુલ દેવામા ૨૫ ક્રોડ રૂપીઆ આ દેશ માહેનાછે તે ઉપરાંત આ દેશમા ૩૦ ક્રોડ રૂપીઆની 'લોન' કહાડાવવામા આવીછે જેથી કરી દર વરસ આ દેશમા રૂપીઆ ૨૦ લાખ વ્યાજ તરીકે આવેછે. વળી હિદુસ્તાનના બીજાં નોધાયલા દેવાના ૨૯૦ ક્રોડમાથી નજદીક ૩૦ ક્રોડના નાણા યુરોપ્યનોનાછે જેથી કરી તે રકમના વ્યાજનો મોટો ભાગ ખી ઇગલાંડ ઘસડાઈ જાયછે. વળી ઇસ્ટ ઇંડયા કુપનીના અસલ થાપણના વ્યાજ તરીકે બીજા ૬૦ લાખ રૂપીઆ જાયછે, એટલે દશ ક્રોડ ઉપરાંત ૩ ક્રોડની આ બીજી રકમ થાઈ, જે સઘળુ હિદુસ્તાનને પોતાની હાજતો ઉપરાંત વધારે કાહાડવુ પડેછે. વળી છેલા ૨૦ વરસમા 'રેલવે' બધાઈ તેના જામીનગીરીના વ્યાજ માટે આસરે ૩૦ ક્રોડ રૂપીઆ હાલના જમાનાને કાહાડવા પડયાછે. આ માહેથી ૧૪ ક્રોડ તો 'રેલવે' ની ઉપજમાથી પાછા વસુલ થયાછે, પણ આપણેતો એ યાદ રાખવુ જોઈએ કે આ ૩૦ ક્રોડ રૂપીઆનો બોજો આવતા જમાનાના ફાયદા માટે હાલના જમાના ઉપર જ્યારે તે ન આપી શકે ત્યારે નાખવામા આવ્યો હતો.

પણ હજુ આ સઘળાનો છેડો આવ્યો નથી. આ જમાનાને છેલાં ૧૨ વરસમા "અસલ સાધારણ જાહેર બાંધકામો" ને નામે કેહવાના કામ ઉપર આસરે ૩૦ ક્રોડ રૂપીઆનો ખર્ચ કરવો પડયોછે અને તે સરાસર વગરેના ૬૦ લાખ રૂપીઆ થયાછે તે જુદા અને એ સઘળું આવતા જમાનાને માટે હાલના જમાનાને કરવું પડયુંછે અથવા તો જાણે કે જે વરસમા આ બાંધકામ બંધાયાં તેજ વરસ સુધી ચાલવાના હોય તેમ કરવામા આવ્યુંછે. [illegible] રીતની તાણ હાલના જમાના ઉપર પડીછે અને હવે હું પુછુ છું કે

આવા બોજાઓ નાખીને તે પેદા કરવાને હિંદુસ્તાનને અંગ્રેજી રાજ્યવાળાઓએ શક્તિવાન કીધુ કે એમ કોઈ પુરવાર કરી શકશે? અથવા આ સઘળુ પુરૂ પાડવાને હિંદુસ્તાન કેટલેક દરજ્જે ભુખે મુવુ છે? અને જો એમ હોય તો હાલના અને ભવિષ્યના લોકો પોતાને મળતા ફાયદા અને ગુજરાન માફક ભરે તેમ કરવાને બદલે ભવિષ્યના લોકોના સુખને સારૂ હાલના લોકના ઉપર બોજો નાખવો એ શુ વાજબી છે?

બીજો સવાલ એ છે કે હિંદુસ્તાન પેદા શુ કરે છે? આ સવાલનો પુરેપુરો જવાબ આપવાનુ હુ માથે લેતો નથી, મારી મૂળ મતલબ હિંદુસ્તાનના મીત્રોને એ અગત્યની બાબદ ઉપર તકરારે લગાડવાની છે, જો કોઈ પુરતી રીતે દેખાડી શકે કે હિંદુસ્તાન પોતાની હાજતોના જેટલુ પેદા કરી શકે છે તો મારા જેટલુ કોઈ રાજી થાય નહી. હુ ખુશી એટલા માટે થાઉ કે જેમ હિંદુસ્તાનને દલીદ્રતામા અને દુકાળમા ન જોવાને હુ આતુર છુ, તેમજ બ્રિટીષનુ રાજ્ય ઘણા લાંબા કાળ સુધી કાયમ રેહે તે જોવાનેભી હુ આતુર છુ. હવે આપણે જોઈએ કે હિંદુસ્તાનની કરકસરની હાલત કેવી છે.

આપણી આસોસીએશન ઉપર કામનુ ઘણુ દબાણ હોવાથી મારો નિબંધ ઘણી અડચણથી મે તૈયાર કર્યો છે અને એટલા માટે જેટલા જોઈએ એટલા આંકડા હુ રજુ કરી શક્યો નથી, અને જેટલા તુરત મળી આવ્યા તેને કામે લગાડવાની ફરજ પડી છે.

'યુનાઈટેડ કિંગડમ' મા ૧૮૫૮ થી ૧૮૬૭ સુધી દશ વરસમા નગદી મળી આયાત ૨૬૪૦૦૦૦૦૦૦ રૂપીઆની હતી અને નિકાસ ૨૧૧૦૦૦૦૦૦૦ રૂપીઆની થઈ હતી. આ આયાતમા 'લોનો' ની પાછી ભરણી તથા વ્યાજ હિંદુસ્તાનનુ તથા બીજા દેશોનું ગણવામા આવ્યુ છે અને તેમાજ ૧૦ ક્રોડ હિંદુસ્તાનથી રાજદરબારીનાણા આવ્યા છે. તેમજ બીજા હાથ ઉપર નિકાસમાથી સડક માટેની 'લોન' અને તેવીજ મુદતમા હિંદુસ્તાનને માટે બીજુ નાણુ ઉછીનુ ગયુ તે તથા બીજા રાજ્યને આપેલુ ઉછીનુ નાણુ બાદ કરવુ પડે છે. નાહાની રકમોને હુ હસાબમા ગણતો નથી. સઘળુ જોતા હુ ધારૂ છુ કે ન વેપારી આયાત કરતા તેટલીજ નિકાસ વધારે હશે. યા બીજા શબ્દોમા વ્યપારી નિકાસ કરતા વ્યપારી આયાત ખરેખરી આસરે ૫૩ ક્રોડ હશે યાને નિકાસ ઉપર ૨૫ ટકા જેટલો નફો થયો ગયો. વધારે હદમા રેહવા માટે કોઈભી પ્રજાનો વ્યપારી નફો સેંહેકડે ૧૫ ટકા યા ઓછામા ઓછો ૧૦ ટકાથી અંદર ન હશે. 'યુનાઈટેડ કિંગડમ' ની આવી હાલત છે. દરમ્યાન મારે કેહવુ જોઈએ કે ઇંગલાંડના અને હિંદુસ્તાનના ખજાનચીઓ વચ્ચે મુકાબલો કરો એ શુ અણઘટતુ નથી? પેહેલાના હાથમા વિસ્તીર્ણ દેશ છે જેની ૭૦ ક્રોડની સઘળી મેહસુલ પાછી ફરજ ભરનારાઓમાજ જાય છે અને તેમા વળી હિંદુ

સ્તાનથી રાજદ્વારી ૧૦ ક્રોડ રૂપીઆનો દર વરસે વધારો થાયછે, પણ બીજા પાસેતો ગરીબ દેશછે જેની મગળી મેહસૂલ ૫૦ ક્રોડ રૂપીઆની થાછી કર બ રનાગઓમા જતી નથી પણ ચોખ્ખા ૧૦ ક્રોડ રૂપીઆ દેશમાથી બાહેર જતા રેહેછે

હવે આપણે જોઈએ કે સંસ્થાનોની શી હાલતછે દાખના તરીકે આ સ્ટ્રેલ્યા અને કનેડા આસ્ટ્રેલ્યાની અયાત નગદી મળી ૧૮૫૮ થીતે ૬૭ સુધી ૧૦ વરસમા ૩૦૬૦૦૦૦૦૦૦ રૂપીઆનીછે, અને નિકાસ નગદી મળીને ૨૬૮૦૦૦૦૦૦૦ રૂપીઆનીછે અને તેથી નિકાસ ઉપ્રાત અયાતની રૂપીઆ ૪૧ ક્રોડની બાકી રેહેછે કનેડાની અયાત નગદી સુધા ૧૪૮૦૦૦૦૦૦૦ નીછે અને નિકાસ ૧૨૦૦૦૦૦૦૦૦ નીછે જેથી અયાતમા ૨૮ ક્રોડ રૂપીઆ વધેછે

આ ઉપરથી દેખાયછે કે સંસ્થાનો કેવા આબાદ થતા જાયછે અને એજ બ્રિટીષ હાકમી તળે હિંદુસ્તાન "ઘણુંજ ગરીબ' છે તે હુ દેખાડીશ.

હિંદુસ્તાનના આંકડા જોયા અગાઉ આપણે યુનાઇટેડ સ્ટેટ્સને તપાસ્યે ૧૮૬૮ અને ૧૮૬૯ની એકદર અયાત ૩૮૧૦૦૦૦૦૦ તથા ૪૬૩૦૦૦૦૦૦ ડાલરની થાઈ હતી અને તેજ મુદતમા નિકાસ માત્ર ૩૪૧૦૦૦૦૦૦ તથા ૩૬૫૦૦૦૦૦૦ ડાલરની થાઈ હતી

હવે હિંદુસ્તાન માટેની ૧૮૫૮ થી ૬૭ સુધીના દસ વરસ હુ લઉછુ. આ વરસો માટે હુ આંકડાઓ આપુ તે અગાઉ યાદ રાખવુ કે મારા 'હિંદુસ્તાન તરફ ઇંગ્લાંડની ફરજ" નામેના નિબંધમા મે જણાવ્યુ હતુ તે પ્રમાણે ૧૮૫૮ સુધી ઇંગલાંડે હિંદુસ્તાન પાસેથી પોતાની હાકમીની કિમ્મત તરીકે ઓછામા ઓછી ગણત્રી કરતા અને વ્યાજ, લુટો તથા આગળા વખતની લાંચો ન ગણતા ૨ અબજ રૂપીઆ લીધાછે આ નાણા એક તરફથી આ દેશના ચપળ અને ચચળ લોકોના હાથમા ફળવંત થાઈ પડતછે, કાહા સુધી તે હુ કહી શકતો નથી પણ બીજા હાથ ઉપર હિંદુસ્તાનની નિપજ શક્તિને ઓછી કરીછે આ બાકાને આપણા રાજકર્તાઓએ કોઈ દાહાપણ ભરેલી રાજદ્વારી યુક્તિએ પુરો કરયોછે તોપણ હાલ તુરત આ વાતને એક કોરે નાખતા અને હિંદુસ્તાનને હાલ જેમ છે તેમ લેતા, આપણે જોઇએ છૈઇએ કે 'રેલવે' ની ઉપજ અને આગ્રીમની મદદ છતા તથા નેહરો અને બીજા બાંધકામો તથા વવની એશાતી જમીન છતા ટુકમા પેદાએશ વધારવાની મગળી બાબદોને ગણતા ૧૮૫૮ થી ૬૭ સુધીની કુલ નિકાસ, ખજાના સુધા ૪૫૬૦૦૦૦૦૦૦ ની થાઇછે અને અયાત ખજાના સુધા ફકત ૪૧૯૦૦૦૦૦૦૦ રૂપીઆની થાઇછે! આ અયાત જો કે નિકાસ કરતા ૩૭૦૦૦૦૦૦૦ રૂપીઆ સુમારે ઓછીછે તોયે તેમા 'રેલવે લોન' અને બીજા જાહેર દેવાની 'લોન' જે આ દસ વરસમા કાહાડવામા આવી હતી, તે તથા અમેરીકાની લડાઈ વેળાએ રૂમા થયના મોટા નફા સુધાછે. જો આ 'રેલવે લોન' ઇત્યાદી નેથી, ગ

જદુવારી નાખું વાળવામા જરા સબળ પડેછે તે જો ન હોતેતો હિંદુસ્તાનની હાલ હાલત શું હોતે ?

ગણો કે હિંદુસ્તાનની નિકાશ વરસ દાહાડે ૫૦ ક્રોડની છે. હવે આ રકમ શું રાજદુવારી ૧૦ ક્રોડ રૂપીઆ નફાના કરી આપવાને તથા વળી અસલ થાપણમા બાકી રાખવા માટે શક્તિમાનછે? જેમછે તેમ અફીમની મેહસૂલ જે ચીનથી આવેછે તે રાજદુવારી ઘસારા માટે ૭ ક્રોડ કરી આપેછે અને બાકીની વરસ દાહાડે દેશની ઉપજમાથી લેવામા આવેછે, જેથી વરસ દાહાડે એટલી ઉપજ કરનારી થાપણ નબળી પડેછે.

એ ઉપ્રાત હિંદુસ્તાનને એક બીજો ગેરફાયદો ખમવો પડેછે તે મી० મિલના શબ્દોમા નિચે પ્રમાણેછે —

"એક દેશ જે પારકા દેશોને જાથુક ભરણું કરવુ હોય તે પોતે પગાર કરેછે તેટલુ આપછે, એટલુંજ નહીં પણ પારકા રાજના માલ સાથ પોતાની પેદાશોને ગેરફાયદે અદલ બદલ કરવાની ફરજ પડવાથી પોતે કાઈક આપછે."*

"સઘળુ જોતા હિંદુસ્તાન ઘણુ ગરીબ દેશછે, અને લોકોનો મોટો જથ્થો ઘણા થોડા નિર્વાહ ઉપર રેહેછે." હેવુ જે મત લાર્ડ લારેન્સે તા० ૨૬ મી માર્ચ ૧૮૬૪ ને દાને આપ્યુ તેમ હાલની હાલત જોતા અજાયબ જેવુ કાઈ નથી. તે પોતાની 'મીનીટ' મા વધારે લખેછે કે "જે કરોની બાબ અનુભવથી તેઓને ટેવ પડી ગઇછે તે ઉપ્રાત બીજા કરોને માટે તેઓ અધીરા પડી ગયાછે. નવા કરોની મતી ગુસ્સો કરાવનારી અને જુલમાત ભરેલીછે, અને જેમ બને તેમ આવી બેદીલીના વગર ફળના કારણો આપણે દૂર કરવા જોઇએ." ૧૮૬૪ ના વરસમા જ્યારે રૂના સુકાળથી મુંબઈ દેવાની બની ગઈ હતી, જ્યારે શેરના સ્વપ્ના સરખા દ્રવ્યમા મોજ મારતી હતી, જ્યારે તે વેળાની અપાત ઘણી મોટી આશરે ૫૦ ક્રોડની હતી (જો કે તે નિકાશ કરતા ૧૬ ક્રોડ ઓછી હતી) તે વેળાએ હિંદુસ્તાનના સર્વેથી વડા અમલદાર 'વાઈસરાય' પોતે જાહેર કર્યુ કે "સઘળુ જોતા હિંદુસ્તાન ઘણુ ગરીબછે અને લોકોનો મોટો ભાગ ઘણા થોડા નિર્વાહ ઉપર રેહેછે." અને મી० ગ્રાંટ ડફ જે હિંદુસ્તાનને લગતો સર્વેથી વડો અમલદાર આમની સભામાછે તેણે છેક છેલી ૧૦ મી મેએ આમની સભામા અફીમની મેહસૂલ બાબે મી० લાસનના સવાલના ઉતરમા આમની સભાનેજ સવાલ કર્યો કે "શુ અત્યારથીજ ગરીબ વસ્તીને વધારે ધુળમા કચડવાનું" વાજબીછે ત્યારે દુકાળ પડતામાજ લખો લોકો ધસડાઈ જાય અને જેમ ૧૨ વરસમા બનયુ છે તેમ બનવામા કાઈ અજાયબ જેવુ છે? હું દ્વિતીય પ્રશ્નને અરજ કરું છુ કે શુ તેઓના ગજાનુ

---

* જુવો "મિલ્સ પોલીટીકલ ઇકોનામી પુ. ૨, પાનું ૧૭૮, ૩ આવૃતી.

જો હિંદુસ્તાન પોતાની હાજતો જોઈતું પેદા ન કરતી હોયતો દેખીતો જવાબ એછે કે વધારે પેદા કરાવો, અને વધતી પેદાએશમાંજ તેની આબાદીછે. હિંદુસ્તાનમાં પોતાની સત્તા કાયમ રાખવાને માટે ઇંગલાંડ તેમ કરવાને બંધાયલું છે. હું ધારૂંછું કે સર આર્ટલ ક્રિયરની સૂચના સર્વેથી વધારે વાજબીછે. મોટા જાહેર બાંધકામો ખરેખર અગત્યનાં છે અને તે માટે થાપણ આ દેશે પુરી પાડવી જોઈએ અને તે ઉડાઉપણે તથા ગેરવાજબીપણે ન ખરચાય તે માટે પારલ્યામેંટે તે ઉપર વારેવાર નજર રાખવી જોઈએ. જ્યાંસુધી અત્રે આસની સભામાં કરવામાં આવેછે તેમ 'બજેટ' ની દરેક રકમને તપાસવા માટે આપખાખ્તાર અને લોક તરફના સભાસદો હિંદુસ્તાનની ધારા બાંધનારી સભામાં હોય નહીં ત્યાંસુધી આવા 'ફંડો' ઉપર દેખરેખ અને કબજો રાખવાને તથા વખતે વખત હિંદુસ્તાનના કારભાર ઉપર ધ્યાન રાખવાને પારલ્યામેંટની જરૂરછે. સરકારના હોદ્દેદારો ઉપર કાંઈપણ ટિકા કરવાની મારી મતલબ નથી પણ એતો કુદરતી છે કે જ્યારે હસાબ આપવાનો કોઈને ધાસ્તી હોય ત્યારે તે પોતાના કામમા વધારે ધાસ્તી રાખે.

પડત પડેલી જગ્યાઓમા કુદરતી સાધનો ઘણાંછે, અને હાલ ખેડાતી જમીનમા વધારે પેદા કરી શકે હેવાં બીછે અને જો બરાબર કામમા લાવવામા આવેતો ખાણીઆ ઘણું છે, લોઢું ધાતુ અને હેવા બીજા પદાર્થોનો આપણે હાલ તુરત વિચાર કરતા નથી. પડત પડેલી જગ્યાને કામમા લાવવાની ઘણી મોટી અગત્યછે, પણ જ્યારે સરકાર તે ઉપર ધ્યાન ન આપે ત્યારે તે કેમ કામમા લાવવી અને સુધારવી તથા ખેતીવાડી કેમ દાખલ કરવી અને થાપણ તથા મજુરી વગર વ્યવહારના સાધનો કેમ સુધારવાં? જો દુકાળથી હજારો ઘરડાઈ ન જાય અને ઘરમા કામ મળવાથી બાહાર જવાની ફરજ ન પડેતો મજુરીતો પુષ્કળ મળી શકે. ૧૮૫૮—૬૭ સુધીના સાલોમા હડી લાખથી વધારે કામ કરવાને શક્તિવાન આદમીઓ બીજે દેશ ગયાછે. જો પોતાનાજ દેશમા કામ મળેતો બીજે ઠેકાણે જવાને હિંદુસ્તાનના દેશીઓ રાજી નથી. આ વાતતો ખબરીછે કે ૧૮૬૨—૬૩ અને ૬૪ ના મુંબઈ ઈલાકાના રૂના સુકાળના સાલોમાં એક માણસ બાહાર ગયું ન હતું પણ હમણાં તે વળી પાછું ચાલુ થયું છે, પણ મજુરી અને જમીન થાપણ વગર નકામીછે. મી૦ મિલ આફ પુરવાર કરેછે કે થાપણથી કરી ઉદ્યોગની હદછે અને કાયદા તથા સરકાર થાપણ ઉભી કરયા વગર ઉદ્યોગ ચલાવી શકે નહી, માટે થાપણ હિંદુસ્તાનની મોટી હાજતછે, અને તે જેમ પારકા રાજને કામનીછે તેમજ તે દેશના લોકોનેપણ ઉપયોગીછે.

રાજઅધિકારનો અને લશ્કરી ખરચ જાણે અગત્યનો અને વાજબી હોય તેવું ધારણ કરીને અત્યાર સુધી હું બોલ્યો છું.

ષણ ૧૮૯૩ ના એપ્રિલ માસમા સભાપતીએ પોતાના 'બજેટ' ના ભા-

પાણમા જણાવ્યું હતું કે "હાલ જેમ છે તેમ લશકર રાખ્યે તોપણ સઘળી જાતના લશકરને ગણવાને જો કરકસરથી ખરચ કરવામા આવે તો ૧૨ ક્રોડ રૂપીઆ બચેછે, હેતુ જેઓએ મત આપ્યું તેઓને હું મળતો થાઉંછું. અંગ્રેજી 'વાર ઑફીસ' ના હસાબ જેમ 'પારલ્યામેંટ' મા જવા અગાઉ તપાસવામા આવેછે તેમ હિંદુસ્તાનના લશકરના ખરચ તપાસવામા આપણી હિંદુસ્તાનની પ્રજાનો મોટો લાભછે."

હવે ૧૮૬૯ ના ડીસેમ્બર માસમા મી૦ નવરોજજી ફરદુનજીએ દેખાડયું તેમ નામદાર ડયુક આવ આરગાઈલ બોલ્યા કે "જ્યારે મારો નંબર ૧૨ મા વાળો નાણા સંબંધી દસ્તાવેજ ઠેઠ ૨ જી જાનેવારીએ લખ્યો ત્યારે જેમ બને તેમ ખરચમા ઘટાડો કરવાની ગરજ મને સાફ દીઠી હતી. તે દસ્તાવેજમા લશકરી ખરચ ઉપર મેં તમારું ધ્યાન ખેચ્યુ હતું; અને ૧૮૬૩—૬૪ ના જેટલા આંકડા પર તે લાવી મેળવાને અને હાલની રકમ કરતા, સામાન્ય રીતે ગણતા ૨૫૦ લાખ આસરે ઓછા કેમ થાઈ શકે તેના કારણ બતાવ્યા હતા." મી૦ ગ્રાન્ટ ડફ કહેછે કે "એનો (લશકરનો) નમસો ભાગ એનો મોટો ખરચછે (ભાષણ તા૦ ૩ જી આગષ્ટ ૧૮૬૯).

આનરેબલ મી૦ ચાપમેને તા૦ ૨૮ મી એપ્રિલે "સુપ્રિમ લેજીસલેટીવ કોન્સિલ" મા ટાનની નાણા સંબંધી તંગીનું કારણ હેતુ બતાવ્યું કે "જો કે મેહસુલ ઘણી મોટી વધતી જાયછે પણ તેમ ખરચભી તે કરતા વધતી ઝડપથી વધતો જાયછે. * * * * * * * હું સાફ ધારુંછુ કે જે ટલો વાજબી અગત્યનોછે તે કરતાબી વધારે ખરચમા વધારો થતો જાયછે" અને તેના પુરાવામા હાલની નાણા સંબંધી અડચણ માલમ પડવા પછી છ સાત વરસમા થયેલો ખરચ બતાવેછે. તે વળી કહેછે કે "આપણી નાણા સંબંધી રીતમા મૂળમાથીજ સુધારો થયો જોઇએ."

તેજ દીવસે નામદાર વાઈસરાયે પોતાના ભાષણમા કહેછે કે "જો મને પુછવામા આવે કે હવે પછીના 'બજેટ' ના મુખ્ય નીયમો હાલના જેવાંજ જોઇએ કે નહી તો હું સ્પષ્ટ કહુ કે તેમ ન જોઇએ."

જાહેર બાંધકામ ખાતામા દરેક જાતનો ધગારો આપણે ઘણાકોને મોહોડે તેમા મુખ્ય કરી સર ચાર્લ્સ ટ્રિવલ્યનને મોહોડે આપણે ઘણું સાંભળ્યુંછે.

રાજઅધિકારને લગતા ખરચની બીજી રીતે તપાસ થઈ શકશે, ૧૮૫૬ ના વરસમા એકંદર ખરચ ૩૨૦૦૦૦૦૦૦ રૂપીઆ કરતા ઓછો થયો હતો, ૧૮૭૦—૭૧ ના વરસમા ૪૯૦૦૦૦૦૦૦ રૂપીઆની ગણત્રી કરવામા આવી હતી. મેહસુલમાથી અસલ બાંધકામોનો ખરચ હું તરતવેના છોડી દઉંછું કારણ કે તેનોતો સઘળાઓએ વિચાર કરીમોછે, એટલા માટે ખરચમા વધારો આસરે ૧૭૦૦૦૦૦૦૦ રૂપીઆનો થયોછે. હવે સવાલ એછે કે દર વરસ

૨૭૦૦૦૦૦૦૦ રૂપીઆનુ વધારે મેહસૂલ પેદા કરવા માટે એ રાજ્ય અધિકારી ખરચ વાજબી ગણાવા માટે ૧૭૦૦૦૦૦૦૦ રૂપીઆ કેટલીવાર ફરી ફરીને ઉપજ્યા હશે !

કોઈ એવુ દેખાડશે કે ૧૮૫૬ ના કરતા એ ૧૭૦૦૦૦૦૦૦ રૂપીઆ હાલ ત્રણગણા વધારે ઉપજ્યા કે જેથી સરકાર રાજ્યોપયોગ સારૂ ૨૫ ટકા લઈ શકે ! વળી આ કેવો જુલમછે કે આ વધુ રૂપીઆ ઉપરાંત નિમકની મેહસૂલ માયી ત્રણ ક્રોડ રૂપીઆ ઉપજાવવામા આવેછે !

આ ૧૭૦૦૦૦૦૦૦ રૂપીઆનો ખરચ વધ્યો તે વેળાએ બળવા અને દુકાળથી કેટલા જાન અને મિલકતની તથા પેદા કરવાની શકતીનો નાશ થયો હશે.

એટલા માટે હુ આશા રાખુછુ કે હિદુસ્તાનનુ ભલુ કરવાનો માર્ગ પાણી પોહોચતુ કરવાના બાંધકામ, સડકો, રસ્તાઓ, અને અગત્યના જાહેર બાંધકામો તથા તે દેશના રાજકારભાર ઉપર પારલ્યામેંટની દેખરેખછે એવુ મે સારી રીતે દેખાડયુછે. જ્યાસુધી પારકા રાજનો ખરચ આપવા માટે વ્યપારની નિકાસ પુરતી મોહટી ન હોય અથવા ઇગલાડને તેના રાજઅધિકારની કિમ્મત આપતા અપાત તથા નિકાસ સરખી ન હોય ત્યાસુધી પોતાની હાજત જેટલુ હિદુસ્તાને પેદા કીધેલુ ન કેહવાય.

હિદુસ્તાનની હાજતો પુરી પાડવાનો એક બીજો માર્ગછે જેથી ઇંગલાડ એક ભલા કારભારીની પેઠે હિદુસ્તાનને પોતાની આબરૂ અને શક્તિનો ફાયદો ઇગ્રેજી પ્રજાને એક દોહોડીવાનો પણ ગોતો લગાડયા વગર આપી શકે. જો જાહેર દેવા માટે ઇગલાડ જામીનગીરી આપેતો હિદુસ્તાનને માથે વ્યાજનો બોજો હલકો થાય. હુ વળીસૂચના કરછુ કે આ ફેર પડે તે હિદુસ્તાનના કર ભરનારાઓના ગજવામા જવા કરતા દેવુ અદા કરવામા આપવુ, તેનુ પરિણામ એ થશે કે આખુ દેવુ ટુક વખતમા અપાઈ જશે અને ઇંગલાડને પોતાની મેહેસૂલમાથી કાઈ આપવુ પડશે નહી. ઇગલાડની મદદ આપવાની ફરજછે અથવા એ બાબદ વિશે વધારે આ સમયે હુ બોલી શકતો નથી

મી૦ પ્રિચાર્ડના નિબધ વિશે સર બાર્ટલ ફ્રિયર પોતાના ભાષણમા કહેછે કે જોકે હિદુસ્તાનની મેહસૂલ વધતી જાયછે તોપણ ત્યાંનો ખરચ તેથી વધારેછે અને બીજીરીતે મેહસૂલ વધારવાને તે ઉપાયો માગેછે માનપુર્વક કેહવા મા ગુછુ કે હિદુસ્તાનના રાજ્ય અધિકારી અથવા ખજાનચીની કાળજી મેહસૂલ કેમ વધારવી તે બાબે નહી પણ આબાદી કેમ વધારવી તે બાબે જોઇએ. વ્યય રૂમાથી સોહી નિકળી શકતુ નથી. જો આબાદી વધશેતો મેહસૂલ પોતાની મેળે વધશે અને ખજાનચીને ખાડાઓથી અડચણ ન પડશે પણ આ દેશની માફક નાણાની રેળછેલથી ગુચવણ પડશે.

ભાષણમા જણાવ્યુ હતુ કે "હાલ જેમ છે તેમ લશ્કર રાખ્યે તેથી આગળી જાતના લશ્કરને ગણવાને જે કરકસરથી ખરચ કરવામા આવેલો ૧૨ ક્રોડ રૂપીઆ બચ્યાછે, હેવુ જેઓએ મત આપ્યુ તેઓને હુ મળતો થાઉછુ. અંગ્રેજી 'વાર હાઉસ' ના હસાબો જેમ 'પારલ્યામેંટ' મા જવા અગાઉ તપાસવામા આવેછે તેમ હિંદુસ્તાનના લશ્કરના ખરચ તપાસવામા આવશે તો હિંદુસ્તાનની રૈયતનો મોટો લાભછે."

હવે ૧૮૬૯ ના ડીસમ્બર માસમા મી૦ નવરોજજી ફરદુનજીએ દેખાડયુ તેમ નામદાર ડયુક આવ આરગાઇલ બોલ્યા કે "જ્યારે મારો નંબર ૬૨ મા વાળો નાણા સબંધી દસ્તાવેજ છે તી ૨ જી જાનેવારીએ લખ્યો ત્યારે જેમ બને તેમ ખરચમા ઘટાડો કરવાની ગરજ મને સાફ દીઠી હતી. તે દસ્તાવેજમા લશ્કરી ખરચ ઉપર મે તમારૂ ધ્યાન ખેચ્યુ હતુ, અને ૧૮૬૩—૬૪ ના બજેટના આંકડા પર તે લાવી મેળવીને અને હાલની રકમ કરતા, આસરે પુરુ સ્તમ લગગ્ર ગણતા રૂ૫૦ લાખ આસરે ઓછા કેમ થાઇ નહી તેના કારણ બતાવ્યા હતા" મી૦ ગ્રાંટ ડફ કહેછે કે "એનો (લશ્કરનો) નકામો ભાગ એનો મોટો ખરચછે (ભાષણ તા૦ ૩ જી આગષ્ટ ૧૮૬૯)

આનરેબલ મી૦ મ્યાસીએ તા૦ ૨/ મી એપ્રિલ "સુપ્રિમ લેજીસ્લેટીવ કૌન્સિલ' મા હાલની નાણા સબંધી તંગીનુ કારણ હેતુ બતાવ્યુ કે "જો કે મેહસુલ ઘણી મોટી વધતી જાયછે પણ તેમ ખરચથી તે કરતા વધતી ઝડપથી વધતો જાયછે * * * * * * * હુ સાફ ધારૂછુ કે જે ટેસો વાજબી અગત્યનોછે તે કરતાબી વધારે ખરચમા વધારો થતો જાયછે" અને તેના પુરાવામા હાલની નાણા સબંધી અડચણ માલમ પડવા પછી છ સાત વરસમા થયેલો ખરચ બતાવેછે. તે વળી કહેછે કે "આપણી નાણા સબંધી રીતમા મૂળમાથીજ સુધારો થવો જોઇએ"

તેજ દીવસે નામદાર વાઇસરાયે પોતાના ભાષણમા કહેછે કે "જો મને પુછવામા આવે કે હવે પછીના 'બજેટ' ના મુખ્ય નીયમો હાલના જેવાજ જોઇએ કે નહી તો હુ સ્પષ્ટ કહુ કે તેમ ન જોઇએ"

જાહેર બંધકામ ખાતામા દરેક જાતનો ધસારો આપણે ઘણાઓને મોહોડે તેમા મુખ્ય કરી સર ચાર્લ્સ ટ્રિવેલ્યને મોહોડે આપણે ઘણુ સાંભલ્યુંછે

રાજઅધિકારને લગતા ખરચની બીજી રીતે તપાસ થઇ શકશે, ૧૮૫૬ ના વરસમા એકંદર ખરચ ૩૨૦૦૦૦૦૦૦ રૂપીઆ કરતા ઓછો થયો હતો, ૧૮૭૦—૭૧ ના વરસમા ૪૯૦૦૦૦૦૦૦ રૂપીઆની ગણત્રી કરવામા આવી હતી. મેહસુલમાથી અસલ ખાતાઓનો ખરચ હુ તરતવેના છોડી દઉછુ કારણ કે તેનોતો સગળાઓએ વિચાર કરીઓછે, એટલા માટે ખરચમા વધારો આસરે ૧૭૦૦૦૦૦૦૦ રૂપીઆનો થયોછે હવે સવાલ એછે કે દર વરસ

૧૭૦૦૦૦૦૦૦ રૂપીઆનું વધારે મેહસુલ પેદા કરવા માટે એ રાજ્ય અધિકારી ખરચ વાજબી ગણવા માટે ૧૭૦૦૦૦૦૦૦ રૂપીઆ કેટલીવાર ફરી ફરીને ઉપજ્યા હશે!.

કોઈ એવું દેખાડશે કે ૧૮૫૬ ના કરતાં એ ૧૭૦૦૦૦૦૦૦ રૂપીઆ હાલ ત્રણગણા વધારે ઉપજ્યા કે જેથી સરકાર રાજોપયોગ સારૂ ૨૫ ટકા લઈ શકે! વળી આ કેવો જુલમછે કે આ વધુ રૂપીઆ ઉપરાંત નિમકની મેહસુલમાથી ત્રણ ક્રોડ રૂપીઆ ઉપજાવવામાં આવેછે!

આ ૧૭૦૦૦૦૦૦૦ રૂપીઆનો ખરચ થયો તે મેળાએ ખવાયા અને દુકાળથી કેટલા જાન અને મિલકતની તથા પેદા કરવાની શક્તીનો નાશ થયો હશે.

એટલા માટે હું આશા રાખુછું કે હિંદુસ્તાનનુ ભલુ કરવાનો માર્ગ પાણી મોહોયાનુ કરવાના બાંધકામ, સડકો, રસ્તાઓ, અને અગત્યના જાહેર બાંધકાગો તથા તે દેશના રાજકારભાર ઉપર પારલામેંટની દેખરેખછે એવું મેં મારી રીતે દેખાડયુંછે. જ્યાંસુધી પારકા રાજનો ખરચ આપવા માટે વ્યાપારની નિકાશ પુરતી મોહોટી ન હોય અથવા ઇંગલાંડને તેવા રાજઅધિકારની કિંમત આપતાં આયાત તથા નિકાશ સરખી ન હોય ત્યાંસુધી પોતાની હાજત જેટલું હિંદુસ્તાને પેદા કીધેલું ન કહેવાય.

હિંદુસ્તાનની હાજતો પુરી પાડવાનો એક બીજો માર્ગછે જેથી ઇંગલાંડ એક ભલા કારભારીની પેઠે હિંદુસ્તાનને પોતાની આંટ અને શક્તિનો ફાયદો ઇંગ્રેજી પ્રજાને એક દોહોડીયાનો પણ ગેરો લગાડયા વગર આપી શકે. જો જાહેર દેવાં માટે ઇંગલાંડ જામીનગીરી આપેતો હિંદુસ્તાનને માથે વ્યાજનો બોજો હલકો થાય. હું વળી સુચના કરૂંછું કે આ ફેર પડે તે હિંદુસ્તાનના કર ભરનારાઓના ગજવામાં જવા કરતાં દેવું અદા કરવામા આપવું, તેનુ પરિણામ એ થશે કે આખુ દેવું ટુંક વખતમા અપાઈ જશે અને ઇંગલાંડને પોતાની મેહેસુલમાંથી કાંઈ આપવું પડશે નહી. ઇંગલાંડની મદદ આપવાની કેટલી જરૂરછે અથવા એ બાબદ વિષે વધારે આ સમયે હું બોલી શકતો નથી.

મીઠ પ્રિચાર્ડના નિબંધ વિષે સર ચાર્લ્સ ટ્રિવેર પોતાના ભાષણમાં કહેછે કે જોકે હિંદુસ્તાનની મેહસુલ વધતી જાયછે તોપણ તેનો ખરચ તેથી વધારેછે અને બીજીરીતે મેહસુલ વધારવાને તે ઉપાયો માગેછે. માનપુર્વક કેહવા માગુછું કે હિંદુસ્તાનના રાજ્ય અધિકારી અથવા ખાજનચીની ફાળજી મેહસુલ કેમ વધારવી તે જાણે નહી પણ આબાદી કેમ વધારવી તે જાણે જોઇયે. ખરચમાંથી સેહેલી નિકળી શકતું નથી. જો આબાદી વધશેતો મેહસુલ પોતાની મેળે વધશે અને ખજાનચીને ખાડાઓથી અડચણ ન પડશે પણ આ દેશની મારફ નાણાની દેળદેવથી ગુચવણ પડશે.

હાલની જમીનગીરીની રીતમાં સર ચાર્લ્સ ફ્રિયર કાંઈ વાંધો લેતા નથી, હું મી૦ ફિટ્ઝવિલિયમને એકમળતો થઈ કહું છું કે એ રીત અસલ નિયમમાં ખામી ભરેલી અને કાંઈ ઘણી માફક આવતી નથી હું ધારું છું કે ધિક્કારમાં પડેલા જાહેર બાંધકામ તરફ પગલાં ફેરવાને ઉત્તેજન આપનારાઓને કાંઈ ચેતા નથી હું દલગીર છું કે મી૦ એન્ડ્રુના નિબંધ ઉપરથી જમીનગીરીની રેલવે અને સરકારી રેલવેનો વાંધો તકરારથી પત્યો નથી મારી ખાતરી છે કે જમીનગીરીની રેલવે ઉપર ઘણો ખોટો ખરચ થયો છે પણ મી૦ જુલાંડ ડાનવર્સ જે એ બાબતમાં સમજે છે તેનું પણ એવું જ મત છે એમ હું જ ધારું છું અલબત્તા ખાનગી કામો ઉઠાવવા જોઈએ પણ તે સાચા જોઈએ ખાતરી નથી ચોક્કસ કામો સરકાર અને ખાનગી કંપનીઓ સાથે મળી કરે અને તે ઉપર સરકારનો કબજો રહે કે જેથી સહુ કોઈ પોતાના હિસ્સા જેટલો જોખમ લે તેવી મી૦ સમનર મેનની સૂચના જે આપણને સર ચાર્લ્સ ફ્રિયરે કહી સંભળાવી તે મને વાજબી લાગે છે એથી કરી ખાનગી ભાગીદારો તરફથી અનુભવવાળા અધિકારીઓનો આપણને લાભ મળશે કેમકે જો કાંઈ ખોટું થશે તો ભાગીદારો તેમને પૂછી શકશે

હિંદુસ્તાનમાં તથા અને ઘણી તકરાર થઈ ચુકી છે હિંદુસ્તાનની અને ત્યાંના રાજ્ય કારભારની હાલત કેવી રીત બાબત કેવા જુદા જુદા મત પડે છે તે આપણે જોઈએ છીએ, અને આ સી બાબતમાં પારલામેંટે હવે આ નું જોઈએ તે આપણને આગાઉ કરતાં હમણાં વધારે સાફ રીતે દેખાય છે કારણ કે સઘળું જોતાં પારલામેંટ એ મુખ્ય મૂળ છે અને મને આશા છે કે ૨૦૦,૦૦૦,૦૦૦ લોકો તરફ પોતાની ફરજ બજાવવાને પારલામેંટ ચુકશે નહીં

આ નિબંધની તથા આગલા નિબંધોની અસલ મતલબ મી૦ ટેલરની સૂચનામાં આવી રહે છે માટે સભાપતીનું ભાષણ પુરૂં થવા પછી મી૦ ટેલર જો પોતાની દરખાસ્ત પાછી રજુ કરશે તો વાદવિવાદ સારી રીત સર બંધ કીધો કહેવાશે

રાજઅધિકાર બાબે તપાસ કરવાને પારલામેંટને અરજ કરવા બાબે સર ચાર્લ્સ ફ્રિયરનું મોતેબર અભિપ્રાય આપણે સાંભળ્યો છે આપણા સભાપતીએ પણ આપણને હેવોજ વિચાર આપ્યો છે અને વળી મી૦ ફાસેટે પોતાનો વિચાર આપેલો છે કે "આમની સભા તરફથી બારીક અને તિક્ષણ હિંદુસ્તાનની નાણાં સંબંધી તપાસ કરવાને આ જેવો અગત્યનો હિંગામ છે તેવો કોઈવાર આવ્યો ન હતો"

આ તપાસથી કરી જેમ હિંદુસ્તાનના લોકોને ફાયદો થશે, તેથી વધારે યા તેમ નહીં તો તેટલોજ ફાયદો હિંદુસ્તાનની સરકારને થશે

૨૧ મી જુલાઈ ૧૮૭૩.

---

આ પછી સર ચાર્લ્સ ટ્રેવિલ્યને નિચે આપેલુ ભાષણ કર્યું હતુ.

## "હિંદુસ્તાનની નાણા સબંધી હાલત."

નામદાર ઉમરાવો, બાનુઓ અને ગૃહસ્થો—હુ ધારૂં છુ કે હાંઆ જેઓ આવ્યાછે તેઓ માહારા તરફથી કાંઈ મોહોટા અગત્યની બાબદ વિષે ભાષણ સાંભળવાની વકીથી આવ્યાછે એટલા માટે માહારી ભાષણ કરવાની મકસદ હુ કહી સંભળાવુ છુ.

મારી જીંદગીના પેહલા ૧૨ વરસ હિંદુસ્તાનના રાજઅધિકારની નોકરીમા ગયા તેમાના પેહલા છ દિલ્હી, રજપુતાના અને હિંદુસ્તાનના બીજા ભાગમા ગયા અને બાકીના છ કલકતાની 'સેક્રેટેરીયેટ'મા ગયા. ત્યાદ બાદ બ્રિટીષ ખજાના ખાતામા ૧૯ વરસની નોકરી કીધા પછી મને મદ્રાસનો 'ગવરનર' નેમવામા આવ્યો જ્યા ૧૪ માસ સુધી નોકરી કીધા પછી મને હિંદુસ્તાનના ખજાનચીની જગા આપવામા આવી અને વડી કૌન્સિલને વણ બજેટ આપ્યા જેથી એ મોટા મ્હાલનો મને અનુભવ થયોછે. હિંદુસ્તાનની નાણા સંબંધી હાલતમા એક ધાસ્તી ભરેલો મામલો આવ્યોછે અને મારી અનુભવનો ફાયદો પ્રજાની હજુર ધરવાની હુ મારી ફરજ વિચારૂ છુ, અને તેમ કરવાનુ વધારે કારણ મને એમ મળ્યુ છે કે મુંબઈના રેહવાશીઓની અરજીથી મને ઘણુ લાગ્યુ છે. તેની દરેક લીટીમા બ્રિટીશ તરફ વફાદારી દીશેછે. મોટા કરમાથી છટકી જવાની કાંઈપી નિશાની આ અરજીમા અથવા જે સભામા તે મઝાર થાઈ તેના કામકાજમા જોવામા આવતી નથી. તે અરજી પાર્લામેંટની હજુર ઘણીજ માનપુર્વક અને વાજબીની રાહે આવીછે અને કોઈપી ઇંગ્રેજી પ્રજાને બોલવાને જેટલો હકછે તેટલોજ તેઓને પીછે. માહારી જુવાનીના નિર્મળ પેહલાં વરસો હિંદુસ્તાનમા કાહાડ્યાથી હિંદુસ્તાન પર મારી પેહલી પ્રીતી હતી અને હવે માહારા ઘડપણના વખતમા એ છેલી પ્રીતી રેહશે તેવુ મહને લાગેછે (સાંભળો સાંભળો) અને એજ કાળજી કાયમ રાખવાના વિચારથી મે માહારા બેટાને હિંદુસ્તાન મોકલી તેમા લાભ લેતા શીખવ્યોછે. (સાંભળો સાંભળો) માહારૂં ભાષણ અલબત્તા દરેક બાબદ ઉપર ટીકા કરશે પણ તે બાબદોને સંપુર્ણ પુરી કરી શકશે નહી.

માહારા મીત્ર મી૰ દાદાભાઈ નવરોજજી વિલાયતમા લેવાતા કર બાબે બોલી પોતાનો નિબંધ શરૂ કરેછે. એક સાધારણ પણ માહારા વિચાર પ્રમાણે ભુલ ભરેલા વિચાર પ્રમાણે તેઓ કેહેછે કે "નાણા સંબંધી આપણી હાલના મંઝરનુ એ મુખ્ય કારણછે." પોતાના નિબંધમા તેને તે "ખડણી," "રૂણ," "મજદુરારી હકતા" વગેરેના નામ આપેછે તથા "પારકા રાજ્યથી થતા પરિણામ" વિષે બોલેછે પણ હું તેને એકમતો થતો નથી, આ વિલાયતના કરશુ છે? પેહલુતો

નેમવામા આવ્યાછે. આ લોકોતો યુરોપ્યન અમલદારો ઉપ્રાતછે, બંગાળમા જયા મેહસૂલ એકઠુ કરવાનુ કામ હજુ બી પક્કા યુરોપ્યન કલેક્ટરોનાજ હાથ મછે, અલબત્ત આ કામ દેશીઓને આપવુ જોઈએ એ બાબદતો અકબર અને ટોડરમળના વખતથીજ નક્કી થાઈ હતી કારણકે દેશીઓ અને મુખ્ય કરી હિંદુઓએ મેહસૂલ એકઠી કરવા અને નક્કી કરવાના કામમા ઘણા બાહોશ ગણાતા આવ્યાછે આ બાબદ ઉપરથી મારા એક બિમાર મીત્રની વાત યાદ આવેછે. તેને સેરવો તથા જેલી ખાવાની બનામણુ વૈદે કરી હતી. તેણે શુ કરયુ કે સગળા મજબુત ખોરાક ઉપ્રાત ઉપર ચોટની તરીકે સેરવો અને જેલી ખાવા માંડી.

આટલુ છતાંબી આપણા રાજ્ય અધિકારીઓ પોતાને ફરકમરવાળા સમજેછે કારણ કે તેઓતો સગળાઓએ કબુલ કરેલી રાજ્યનીતિ પ્રમાણે ચાલેછે હાલની રીતિ મોતેબર, ખાલિશ અને છુટા હાથવાળીછે પગારમા અને બીજી બાબદમા પણ તેમજછે આગળા ગવર્નર જનરલોના વખતમા વડી સરકારની નીતિ હતી કે યુરોપ્યન સરકારી અમલદારોને ગરમીના દાહાડા કામ છોડી સીમલા તથા હેવે ઠેકાણે ભરાઈ બેસવા ન દેવા. હુ જયારે હિંદુસ્તાન ગયો ત્યારે જોઈ આશ્ચર્ય પામ્યો કે તે ખાસી રીતિ ગુમ થાઈ ગઈ હતી. નજદીક અરવાગરમ સુધી હિંદુસ્તાનના જુદા જુદા ભાગના લશકરી અને બીજા અમલદારોનો મોટો મેળાવડો થાયછે અને તેઓ પોતાનો હોદ્દો પોતાના હાથ તળેના અમલદારોને સોંપેછે વળી અગાઉના વખતમા કામચલાઉ હોદ્દાઓ સામે મજબુત વિચાર હતો, હેતુ ધારવામા આવતુ હતુ કે જેટલો કાયમના અમલદારને અનુભવ તથા કાળજી હોય તેટલી કામચલાઉ અમલદારને ન હોય, પણ હમણા એ વિચાર નિકળી ગયોછે. વળી હમણા ગેરહાજરીની રજા આપવામા ઘણી છુટ વપરાયછે. હુ કાંઈ તેનો વાક કાહાડતો નથી પણ હાલની સરકાર કેટલી છુટા હાથવાળી છે તે દેખાડવા માગુ છુ

નાણા સંબંધી સવાલના બાબમા ત્રણ ચીજો વિષે હુ બોલીશ પેહેલુ— લશકર. આપણી સરદારીઓ આગળા દેશી રાજ્યો રણજીતસીંગ, ગોવાલિયર, આઉદ અને હૈદ્રાબાદ જોકે હરદાર વગરના થાઈ ગયાછે અને બાકીના સગળા દેશી રાજ્યોને સુલેહમા રાખી આપણી પક્ષમા લીધાછે જોકે આપણુ બંગાળનુ મોટુ લશકર જેની પુઠે દેખરેખ રાખવાને ઘણાક અમલદારો અને દેશી લશકર રાખવુ પડતુ હતુ તે હવે નથી અને દેશી રાજ્યોની બંદુકો લેઈ લઈ આપણે તેઓના દાત કાહાડી નાખ્યાછે, જોકે આપણુ લશકર હાલ સર્વેમા વધુ અને હરીફ વગરનુછે અને સંકથી કરી એક લશકર ૧૦ નુ કામ કરી શકેછે અને છેલ્લુ તથા મુખ્ય જોકે હિંદુસ્તાનના દેશીઓ કેળવણી તથા વિદ્યા સંપાદન કરવા તથા પોતાના આગળા બનવાથી ઉતરા ઉદ્યમ કરવા મંડયાછે

તેવા વખતમા પણ 'બજેટ' જોતાં લશકરી ખરચ રૂ૧૫૭૮૫૩૪૧૦ નો થયોછે, યાને આખી મેહસુલનો ત્રીજો ભાગ ખારસો આઈ જાયછે. યુરોપના લશકરી રાજોના ખરચ કરતાંબી તે વધારેછે એટલુંજ નહી, પણ ઇંગલાંડ પોતે ટાપુઓનોજ નહી પણ બ્રિટીષ સંસ્થાનોનો તેમા કનેડા સુધાનો બચાવ કરેછે તેના ખરચ કરતાંબી વધારેછે, જે સગળા મુલકો કદાપી વસ્તીમા નહી તોપે કુસપનોમા તથા કદમા બ્રિટીષ હિંદુસ્તાન જેટલાજ મોહટા છે. બ્રિટીષ લશકરનો આ વરસનો ખરચ ૧૧૭૧૨૨૦૦૦ રૂપીઆનો અને હિંદુસ્તાનનો લશકરનો ખરચ ૧૫૦૦૬૧૧૧૦ રૂપીઆનો યાને ૩૫૮૩૧૪૧૦ રૂપીઆનો વધારે થયોછે.

આ લશકરી ખરચ કેમ વધ્યો તે બાબે જોતા જ્યારે રાણીએ પોતાને હસ્તક રાજ્ય લીધું ત્યારે અસલતા હિંદુસ્તાન તથા બ્રિટનના લશકર જોડી નાખ્યાં પણ તેમ કરતા ખરચની કાંઈ દરકાર કરી નહી.

પેહલ વેહલું તો હિંદુસ્તાનમા ફકત નામના હોદ્દાઓ ઉપર મોટા પગારના અમલદારોછે તે બાબેની ફરીઆદી આપણે માથેછે.

વળી આગાઉ હેવો ધારો હતો કે જેમ નોકરીમા અગત્ય પડે તેમ ખાતાઓ નેમવામા આવતાં હતાં અને તે ખાતાઓમા ફકત ખાલી પડેલી જગાઓને ચડાવ્યામા આવતી હતી જેથી કાંઈ પક્કે પાયે કહી શકાતું ન હતુ કે તેને ક્યારે ચહડાવ્યામા આવશે જેથી કરી જેઓને કરણ નોકરી કરવાનો યોગ્ય નહી તેઓ જલદી નાકરીઓ છોડતા હતા પણ હમણા એક ન સાંભળેલો નવો ધારો દાખલ કરવામા આવ્યોછે જેથી નોકરીમા વધતી પડવી નોકરીની મુદત પ્રમાણે આપવામા આવેછે અને ખાલી જગા વગરે કાંઈ જોવામા આવતું નથી પણ જેવો એક અમલદારે ચોકસ વરસની નોકરી પુરી કરી કે ચડતી પદ્દી ઉપર તેનો હક લાગુ થાઈ ચુકેછે પછી ખાલી જગા હોયે કે ન હોય. આનુ પરિણામ હેવુ નિપજેછે કે મોટા હોદ્દાનો આધાર ફકત નોકરીની મુદત ઉપર રેહેછે અને બીજા અમલદારોનો હક અથવા દેશને અગત્ય છે કે નહી તે જોવામા આવતી નથી. આ પ્રમાણે હોવાથી જે કોઈબી ચોકસ વરસો સુધી નોકરી કરેછે તે મોટા હોદ્દા ઉપર આવી શકેછે અને મોટું 'પેનશન' મેળવી શકેછે. એટલા માટે સર્વે કોઈ સેવટ સુધી રેહવાનો ઠરાવ કરેછે, અને સગળા, સાથે ઘરડા થવા માગેછે. થોડુકમાંજ અમલદારોની એક મોટી સંખ્યા મોટા પેનશનવાળી થશે જેવી કોઈએ પોતાના જનમમા પણ જોઈ ન હોય.

અલબતાં આ કાંઈ માહરું મત નથી. ગયા એપ્રિલમા આયપત ઉપરના કર બાબે વડી સરકારની કૌન્સિલમા તકરાર થાઈ તે વેળાએ વડા સેનાપતી સર વિલ્યમ મોન્સફિલ્ડ બોલ્યા કે "વગર કારણના ખાતાઓના થતા વધારા ઉપર હું તમારું ધ્યાન ખેંચવા માગુંછું, જનરલ ટાનિંગટન અને કર્નલ ખુમ એઓના

ટીકા જોકે બારીક બાબતોમા જુદા છે તોએ સગળુ જોતા તેઓ હવે પછીનો ચીતાર ખરેખર ઘણો ભયકાર આપેછે ટુંકમા આપણી સગળી કરકસર આ વગર કારણનો ખરચ ખાઈ જાય એવી વાસ્તીમા આપણે છૈએ હાલી હાલતમા તે ખરચ પેદા કરવાને ધાસ્તી ભરેલા ધગાડા કરવાને લોકોની જુમથી ફરજ પડવાને લીધે વધારે જોખમ ભરેલુ થાઈ પડશે '

પણ એટલાથીજ કાંઈ બસ થયુ નહી ઘણાક વરસો થયા કાઈજ ફરીઆદ નહી પણ હિંદુસ્તાનના અમલદારોની કરવામા આવેછે અને જેમ છુટ મુકવામા આવેછે તેમ તેમ વધતા દાવાઓ ઉભા થતા જાયછે જાણે ક ને કાંઈ છુટ મુકવામા આવી તો ખ અને ગ ને પણ તેજ પાયા ઉપર રાખવા જોઇએ, અને એ રીતે દાવાઓની હદ વધતી ગઈ એવો હેતુ માલમ પડ્યુ કે સગળા રાણીના અમલદારો કરતા હિંદુસ્તાનના અમલદારો વધી ગયા અને પછી આગળાઓના દાવાઓથી ગણત્રીમા લેવા પડ્યા

લાર્ડ મેઓએ અગાઉ કરતા વળી લશ્કરી ખરચમા અતિઘણો ઘટાડો દેખાડયો અને તેનુ પરીણામ વિલાયતની સરકારના ઉતર ઉપર રાખ્યુ તેમા પેહલો સવાલ ટોપખાતાને લગતો હતો ટોપખાતાની ભાંજઘડ માત્ર એ હતી કે ઇંગલાંડ, હિંદુસ્તાન અને સંસ્થાનો સગળા મળી તોપખાનુ ઘણુ વધી ગયુ અને હિંદુસ્તાનમા વધી પડેલા ટોપખાતામા અડચણ હતી કે તેનુ કરવુ શુ એ ટોપખાતાનો સવાલ મેંવમા મજબુતછે કેમકે હવે સામે થવા માટે દેશી ટોપખાનુ છેજ નહી રણજીતશીંગે એક ટોપથી કામ સરૂ કર્યુ અને પોતાથી બની એટલી ટોપો એકઠી કીધી, જ્યાં જ્યાં તે કીલ્લો લેતો ત્યાંથી ટોપોને પાછળ ઘસડતો હતો તે એટના સુધી કે તેના પડોશીઓ કરતા તેનુ ટોપખાનુ મોટુ થયુ અને તે ઉપર તે ઘણો મુસ્તાક હતો દેશીઓ સારી પેઠે જાણતા હતા કે જેમ રણજીતશીંગનો પંજાબમા તહરાસ હતો તેમ આપણો આખા હિંદુસ્તાનમા હતો અને તે એકે આપણી પાસે આખુ ટોપખાનુ હતુ એટલા માટે આ વડા મોટા ટોપખાતાનો ખરચ હિંદુસ્તાનના લાભમા નહી પણ અંગ્રેજોના લાભમા હતો

વળી સરકારને જે સુચના કરવામા આવી હતી તેમા દેશી લશ્કરનેબી કમતી કરવાનો વિચાર હતો બંગાળના લશ્કરનેતો જેટલુ જોઇએ તેટલુ ઘટડવામા આવ્યુ છે પણ મુંબઈ અને મદ્રાસ અને મુખ્ય કરી મદ્રાસના લશ્કરમા હજુ ઘણા વધારે માણસો છે અગાઉના કોસ્તાનુ લશ્કર અગાઉ હિંદુસ્તાનનો મોટો ડાબ હતો તે ઉરચળાણથી કરી આપણે હિંદુસ્તાન જીતીલુ હતુ, તેને ૧૦૦ વરસ વહી ગયાછે અને સગળો મામલો ફરી ગયોછે આનો સમાધાની ભરેલા હવે માહારાણીનો એકે મુલક નથી અને મદ્રાસ ઇલાકાના લોકોની રીતભાત, લડાઈ તથા બંડ ફીતુરથી તદન જુદી થાઈ ગઈછે બંગાળ ખાતે

એક કવાયદવાળું સારૂં લશકર અને મદ્રાસ ખાતે એક યુરોપ્યન રીજમીટ લશકની મદદથી તથા હિંદુસ્તાનની દક્ષીણે જે સંપુર્ણ પોલીસખાતું સ્થાપ્યામા આવ્યું છે તેથી સાધારણ રીતે કેહવાતો હિંદુસ્તાનનો અખંડ દિવિપકલ્પ તથા તેને લગતું સગળું આસાનીથી બચાવીશકાય. સીપાહીઓ તથા બીજાઓ આળશાઇમા દાહાડા કાહાડે એ તેઓના હકમા લાભકારી નથી. હમણા આપણે જોયું હશે કે મદ્રાસની દેશી રીજમીટને કોઇપણ પારકાં રાજ માટે ઉપયોગમા આણી નથી. ખરી વાતતો એછેકે બીજા લોકોની માફક તેઓ લડાયક આદત ભુલી ગયાછે અને તેઓના બાયડી છોકરાંઓ તથા બીજાં સગાંઓ માથે પડયછે. આ એક બીજો સવાલ વિલાયત પુછાવવામા આવ્યો હતો. મદ્રાસના લશકરમા કમતી કરવા માટે પેહલાં સર પાત્રીક ગ્રાંટ અને મેં પોતે તથા હવે લાર્ડ મેયોએ સૂચના કરી હતી તે બાબે કાંઇ રીજમીટના લાભમા અથવા કરકસરના લાભમા વિચાર કરવામા આવ્યો ન હતો પણ અમલદારોના લાભમા વિચાર કરવામા આવ્યો હતો. હું ધારૂંછું કે હેવી અગત્ય વિચારવામા આવી હતી કે હિંદુસ્તાનમા નોકરી કરતા સગળા ઇંગ્રેજી અમલદારોને સરખો ઇનસાફ આપવો જોઇએ અને એ ધારણપર સગળુ કામ મુલતવી રાખવામા આવ્યું.

આ કારણોને લીધે લાર્ડ મેઓએ સુચવેલો ઘટાડો લશકરમા થાઇ શકયો નથી અને પારકા રાજયના મોટા ખરચનો આ એક જાણવાજોગ નમુનોછે. જો આપણને હિંદુસ્તાનના દેશીઓ સાથ નહી પણ આપણા સ્વદેશીઓ સાથ કામ હતેતો આ મામળો તદન ફેરવાઇ જતે. જો કાળજી રાખનારી પ્રજાની દેખરેખ હતે અને પારલ્યામેંટ લોકોના નહી પણ પોતાના નાણા ખરચતેતો ફર્યાદ કરવા જેવું કાંઇ રેહતે નહી. પારલ્યામેંટ ઉપર જે દબાણ કરવામા આવ્યું હતું તે હિંદુસ્તાનના કર ભરનારાઓના લાભને માટે નહી પણ ઇંગ્રેજી અમલદારો જેઓ લાભની આશા રાખતા હતા તેઓને માટે હતું.

બાજો દાખલો જાહેર બાંધકામનોછે. ઇસ્ટ ઇંડયા કુંપનીના વખતમા જયારે સાધારણ રસતાબી ન હતા ત્યારથી તદન જે ફેરફાર થાઇ ગયોછે તેનો આ સંપુર્ણ દાખલોછે. લાર્ડ મેયોએ કૌન્સિલને યાદ દેવાડી કે "૧૮૬૯—૭૦ મા આઠ ક્રોડ રૂપીઆ અને ૧૮૭૦—૭૧ મા ૭ા મીડ રૂપીઆ જે જાહેર બાંધકામ ઉપર થયાછે તેજ કાંઇ ખરચ સરકારને જોખમે થયો હોય હેવું નથી. આપણે હિંદુસ્તાનમા રેલવે ઉપર વ્યાજ વગરે ખરચ સારૂં ૧૮૬૯—૭૦ મા ૧૫૭૦૦૦૦૦ રૂપીઆ કાહાડવા પડશે. સરકારી જામીનગીરી તળેની રૂલવેઓ એજ વરસમા બાંધકામ ઉપર ૮૦૦૦૦૦૦૦ રૂપીઆ ખરચશે. જેથી કરી ગયા વરસમા ઉપયોગી બાંધકામ પાછલ વ્યાજ તથા અમલની 'લોન' ની તેરીખ સુધાં ગણતા ૧૪૦૦૦૦૦૦૦ રૂપીઆ થાય! એજ પ્રમાણે ૧૮૭૦, ૭૧ નો એકંદર ખરચ ૨૧૪૨૮૮૦૦૦૦ નો થશે." ० ० ० ० ० ० ० ०

તે નામદાર બોલ્યો કે "બીજી રીતે બોલતા જાહેર બાંધકામ ઉપર કુલ ખરચ આ સાલની મેહસુલ બાદ કરતા રૂ૧૩૮૦૦૦૦૦ ની થશે જે કુલ મેહસુલ સાથ સરખાવતા ૪૭ ટકા થાયછે. આ પ્રમાણે આજ વરસમા વધશે, જેથી ચાલુ સાલમા કુલ મેહસુલનો હડધો ભાગ જાહેર બાંધકામ ઉપર થવા જશે, અને સુધારો કરવાની આવી કાળજી પૃથ્વિના કોઈભી લોકોએ બતાવી ન હશે."

આ ઉપર કોઈને બોલવાને વખતે મન થાય કે "ne quid nimis" "festina lente" "ઝાઝી ઝડપ કરતા ઘણી ઉતાવળ" થાયછે. જાહેર બાંધકામ ઘણા સારાછે પણ એના જેવાજ યા બેહતર બીજા કામો છે. જ્યારે જાહેર બાંધકામ અને દીવાળા અથવા કચરી નાખનાર કરો વચ્ચે આપણને પસંદ કરવાની ફરજ પાડે ત્યારે આપણને વિચાર કરવો જોઇએ. એ બાબદમા અને ટેવાજ બીજા કામમા ડાહાપણની ઘણી અગત્યછે. ૨૫ વરસનુ જે કામ તે પાંચ વરસમા કરવાની તજવીજના પરિણામ, આ કાંઈ આપણે પેહલી વાર જોયા નથી આયરલાંડના દુકાળની વેળા તથા ત્યારપછી સગળાના મોહમા હેવાજ શબ્દો હતા કે "આયરલાંડમા એટલો અપુરુ ઉપાઇ રહેલો ખજાનોછે કે ૮૦૦૦૦૦૦૦ લોકોની આપરીથ વસ્તીને પાળવાને તે બસછે," અને કેટલીક રીતે એ વાત ખરીછે પણ તેમ કરવા અગાઉ બીજી એક સદી ઉપર ફુટકો મારવો જોઇએ. જો કોઈ જાદુઈ લાકડીના જોરે એ દેશનો સગળો અપુરુ ખજાનો એકદમ બાહાર પડે તો તેથી વસ્તીનુ પાળણ થાઈ શકે, પણ એ સગળો એકદમ બાહાર પડી શકે નહી

હિંદુસ્તાનમા આ દોડાદોડીના તથા ૩૫ વરસ સુધીની ઉતાવળના પરિણામ મી૦ દાદાભાઈ નવરોજજીના શબ્દોમા બોલ્યે તો "સગળી રીતની ખરાબીછે, ખાબો પડી ગઈ, પુલો અને દેવલો ધોવાઈ ગયા" આ સગળુ માહારા પોતાના જોવાથી અને બીજાઓના આગ્રહથી કહુછુ.

નેહરોના બાંધકામો જો કરકસર અને મધ્યમપણાથી કરયા હોય તો તે ઘણા ફાયદાકારકછે, તેમા મુખ્ય કરી નાહાના પણ હિંદુસ્તાનની સરકારને નામે હાલના ખજાનચીએ જે કામો બતાવ્યાછે તે કાંઈજ નહી પણ ઠાલો ખરચ અને બાગુતુકુ કામછે. "ખરેખર આપણે સુધારાના સમુદ્રમા ભુસકો માર્યો છેએ હાલના આપણા ૧૦ અબજ દેવામા બીજા ૧૦ વરસમા બીજા ૪)૫ અબજ વધશે." ગોદાવરીના બાંધકામો જે એક વેળા ઘણા પસંદ પડતા હતા તેથી આપણે ધડો લેવો જોઇએછે 'કરક ઈરીગેશન કુંપની'ને આપણે આસરે ૧ ક્રોડ રૂપીઆ આપ્યાછે 'એનફિનસ્ટન લાંડ કંપની'ને ૧૮૩૦૦૦૦૦ રૂપીઆ આપ્યાછે. કાનીંગ ટાઉનમા 'રેલવે' કરવા માટે કાંઈભી હાસલ વગર આપણે આપણા ખીસામાથી ૫૦૦૦૦૦૦ રૂપીઆ આપ્યાછે જે કલકતાથી ૪૦ મેલ દુરછે. કોઈભી દેશના ઈતિહાસમા આપણે જોયું નથી કે બે આબાદ

બારીઓ એકકથી ૪૦ મૈલને અંતરે હોય તોએ આવાં બુલમા નાખનારાં કામ માટે હિંદુસ્તાનની પ્રજા પાસેથી ૫૦૦૦૦૦૦ રૂપીઆ લીધામા આવ્યાછે અને તે રેલવેને ચાલુ રાખવાને જે ખરચ થાયછે તથા પોર્ટ કાનીંગ કુંપનીને જે નાણું ધીર્યું છે તેતો જુદું.

'લોનો' કાઢવાની હાલની નવી રીતથી જાહેર બાંધકામ ખાતાં કરતાં વધારે જથ્થાબંધ નાણાંનો નિકાળ થઈ જાયછે અને એ વધારે ધારતી જરૂરો એમછે કે તેમા ચોકશ ધણીઓના લાભછે અને વારેઘડીએ હેવી રકમો 'બજેટ' મા નાખવામા આવતી નથી. આટલાં બધાં જાહેર બાંધકામો સાથે કાહાડવાની રીતથી મજુરીની તંગાસ થાયછે અને તેમા કામો માથે લેવામા ગરબડ ચાલેછે. મુંબઈમા પણ જાહેર બાંધકામની દોડાદોડ હોવાથી મજુરીની કિંમત ઘણી વધી ગઇછે.

એકજ ઠેકાણે સગળું કરવાની ગોઠવણ વગર આ બાંધકામો થાય શકે નહી. દરેક કામમા સંચલ ઇજનેરો અને ધણીઓનો લાભ જોઇએ, પણ હિંદુસ્તાનમા તેમ થવાને બદલે અમલદારોનો અટકાવ એકાછી એક ચોડાબંધ આવી પડેછે અને સગળો જોખમ જતો રહેછે પછી તેના પરિણામ ગુંચવણ અને સગળા અખત્યારની ગેરહાજરી છે. જે રકમ દર વરસ વેહેંચવામા આવેછે તે ઘણી થોડીછે અને જુદી જુદી સરકાર, અધિકારીઓ અને તેઓના હાથ નિચેના અમલદારો પોતપોતાનો 'પલાન' રજુ કરવાથી હુટાહુટ અને અધીરાઈ થાઈ પડેછે અને કાંઈ કામ થતું નથી. મર બાર્ટલ ફ્રિયરે આ આસોસીએશનની હજુર ભાષણ કર્યું તેમા જણાવ્યું તેમ જાહેર બાંધકામ ખાતાંનો ખરેખર ઉપયોગી અમલદાર તે નવા 'પલાનો' રજુ કરે તે નહી પણ જે નવા 'પલાનો' કાપી નાખી તેઓને અખત્યારમા રાખી શકે. હિંદુસ્તાનનું જાહેર બાંધકામ ખાતાનો થોડા હેવાતો મોટોછે કે ઇંગરેજી લશ્કરનું ખાતું પણ તેવું નથી. તે ઘણા વરસનો કચરો મહાઈ થયા વગરનો એકઠો થઈ પડયોછે.

ખરચની એકજ રકમ ઉપર માત્ર હું બોલવા માગુંછું તે "કરારો અને સરતોની રૂહે અપાતા લવાજમો" ને નામે ઓળખાયછે. તે રકમ ૧૭૮૭૭૯૦૦ રૂપીઆનીછે, પણ આટલાથીજ કાંઈ વળ્યું નહી. દાખલા તરીકે મી૦ માસીરાણીએ, પણ આરકાથીજ કાંઈ વળ્યું નહી ... એ ઘણુંજ આગ્રહનીથી ૧૮૬૭—૬૮ ના 'બજેટ' મા શાહાજાદા અઝીમ એ ખુદીજ આણુકાનીથી ૧૮૬૭—૬૮ ના 'બજેટ' મા શાહાજાદા અઝીમ જાહાના દેવાંની ૧૫૦૦૦૦૦ ની રકમ દાખલ કરી હતી તથા તેના સગાંઓ અને નોકરો માટે ૨૧૫૦૦૦૦ ની વધુ રકમ વરસ દાહાડે જુદી કાહાડી હતી. કેળવણી, વિદ્યા, હુનર બાબે જણાવ્યું કે તે મુબારકબાદી આપવા જોગ બાબતો છે પણ તેમા જાહાજો વધારો થયો તેના જાણવામા આવ્યો નથી. સગળી વખતે અને ઝાંઇબી ખરચે રાજનો વિચાર કાયમ રાખવો જોઇએ પણ વખતે, એકુતોની માહા મેહનતના ઉપજેલા પૈસામાંથી થતો ઉડાઉ ખરચ ...

અને પ્રગનોંકમા 'એજનસી' ને માટે જતી મોટી રકમની વાત સાધારણ રીતે જણાયતો આવી કીસમના નવા દાવાવાળા મોટા લોકોના દાવા ઉપર થોડુજ ધ્યાન આપવામા આવે.

દરદનુ વર્ણન કરયા પછી હવે હુ તેના ઉપાય ઉપર આવુછુ 'આપણી હિંદુસ્તાનની નાણા સબંધી ખરાબ હાલતનુ એક મોટુ કારણ આપણો અપુર્ણ હિસાબ છે. આપણી હાલત શુ છે તે જોવાને તક મળે એટલો જલદીથી હિસાબ કોઈવાર તૈયાર કરવામા આવતો નથી અને તેમા અટકાવ થાય એટલો જલદીથી તે તપાસવામા આવતો નથી. આવી હાલતનો ઉપાય કરવાને મે તજવીજ કરી અને લાર્ડ હાલીફાકસે એમા મદદ કરવાને માહારા હાથ તળે બે ઘણા હુશીયાર અમલદારો નેમ્યા સર રિચાર્ડ ટેમ્પલ પોતાના ૧૮૬૯—૭૦ ના નાણા સબંધી રિપોર્ટમા કહેછે કે "મારે કબુલ કરવુ જો ઈએ કે ઈંગલાંડથી મેસર્સ ફોસ્ટર અને વીલીયન એઓને સર ચાર્લ્સ ટ્રાવેલ્યનના હાથ તળે મોકલવામા આવ્યા તેઓએ, હિસાબની રીતમા અને ત પાસમા ઘણો સુધારો કરયો હતો" પણ મને ધાસ્તી લાગેછે કે ઉપના ગૃહસ્થોની આ સુંદર રીતિ હજુ પકડી રાખવામા આવી નથી. હુ વધારે લાંબુ કરયા વગર એ બાબદને ટુક મુદ્દામાથી જોઉછુ.

જ્યારે દરેક ઈલાકો પોતપોતાનો ખરચ ચલાવતો હતો ત્યારે કરકસરનુ એક મોટુ કારણ હતુ. પણ હવે જ્યારે સઘળી મેહસુલ એકજ ઠેકાણે એકઠી કરવામા આવેછે ત્યારે દરેક ઈલાકાની સરકારની માત્ર એકજ મકસદ એછે કે આવતી ઉપજમાથી પોતે સર્વેથી મોટો ભાગ લેવો. ગણતીઓ કરતી વખતે ખજાના ખાતા ઉપર ઈલાકાની સરકારોનુ દબાણ ઘણુ જબર છે, સઘળા પોતા તરફ તાણવા માગેછે

હિંદુસ્તાનની નાણા સબંધી બાબતમા ધારા કાયદાથી કાંઈબી સંભાળ રહી નથી, જો કે દરેક ખજાના ખાતાનો ફેરફાર ધારા કાયદાની રૂહે થાયછે. જો કે લાર્ડ મેકાલેના વખતથી હિંદુસ્તાનના ન્યાય શાસ્ત્રમા ઠેવુ ઠરાવવામા આવ્યુ હતુ કે દરેક ધારા કાયદાને અમલમા લાવ્યા અગાઉ ત્રણ માસથી તેની ખબર સરકારી ગેજીટમા આપવી જોઈએ અને ધારા બાંધનારી સભા થયા પછી ઠેવુ નક્કી કરવામા આવ્યુ કે દરેક ધારાને બા રીકીથી તપાસવાને એક કમીટી ઠરાવવી, પણ છેલા આયપત ઉપરના કરની વેળા તે તા૦ ૨ જીએ જાહેર કરવામા આવ્યો અને તા૦ ૫ મી એપ્રિલે પ સાર કરવામા આવ્યો અને એ કાયદો કેનિંગમા રજુ કરવામા આવ્યો તેની ખબર મુંબાઈ મલે તે પસાર થયા પછી ૧૬ દાહાડે પડી હતી.

માહા ભાયગે રાજ્ય અધિકારી અમલદાર કાંઈ સારો નથી. 'એકઝકયુટીવ કૌન્સીલ' મા ખજાના ખાતાના ખાતામા દરેક હિસાબને તપાસવાની તો પ્રાન

છેજ નહીં. અને ટીકા થવાની ધાસ્તીથી તથા તે બાબેની ચર્ચાથી જે ફા
યદો થાયછે તે હિંદુસ્તાનમાં તો જોવામાં આવતોજ નથી. હિંદુસ્તાનનો દેશ
કાંઈ એક દેશ નથી પણ ઘણા દેશો એકઠા મળી થયલોછે. યુરોપમાંથી રૂશી-
આ કાઢી નાખ્યે અને બાકી રેહે, એટલો એ મોટોછે, અને તેના મુખ્ય રાજ્યો
તરફથી ઇલાકાની સરકારો અને કમીશનરો છે જેઓ વડી સરકાર સાથે પા
ધરો વ્યવહાર રાખેછે. જેમ આખો યુરોપખંડ એકજ રાજ્યથી ચાલી ન શકે
તેમ આખુ હિંદુસ્તાનપણ એકજ ઠેકાણેથી ચાલી ન શકે. વાર્ષિક 'બજેટ'
તૈયાર કરવાના વખતમાં ખરચના ખાતામાં કસરતા મરે જે જુગજુ પડેછે
તેવી ખાચરાકના દુકાળ સિવાય કોઇબાર અગાઉ સાંભળવામાં આવી ન
હતી. ગણત્રી કરવામાં અને તેઓને ગોઠવવામાં તથા નાણાં સંબંધી સઘળું
પરિણામ સંપુર્ણ કરવામાં હાલમનો આખો વખત જાયછે, અને એકભાગની
કલકત્તામાંજ પરચુરણ વિગતો મળી શકેતો તેને ગોઠવવાનો પણ વખત રેહ
તો નથી. કેટલાક અગત્યના ઇલાકાઓનો હિસાબ 'બજેટ' બાહાર પડયા
સુધીમાં આવી પણ પોહોચતા નથી.

"ડીસેનટ્રેલીઝેશન" યાને સઉ સઉને છુટું પાડી આપવાનો સવાલ
આપણે ઉદરની પડે કરડયે છૈએ. માહારો વગુ જુદા જુદા 'બજેટ' ઉપ
રથી માલમ પડશે કે જેમ ગમે તેમ લોકલ ફંડ તરીકે વાપરવાને દર વરસે
ઓછ ફંડો ઇલાકાઓની સરકારને સ્વાધીન કરવામાં આવ્યા હતા અને એ
કઇ ખાતાઓ જેવાકે ઇનાકાઓના રસ્તા અને પોલીસ તેઓને સ્વાધીન ક
રવામાં આવ્યા હતા. વળી હું દર વરસ 'લોકલ ફંડ બજેટ' તૈયાર કરતો
હતો. ત્યારપછીથી વગર રોકટોકની ઘણીક તકરારો ચાલી હતી પણ કાંઈ નિ
વેડો આવેલો લાગતો નથી, પણ એ બાબતની ખામીઓ હવે હેવી તો જોરથી
પ્રકાશવા લાગીછે કે હવે તેનો નિવેડો લાવવાની ખરેખરી અગત્ય માલમ
પડેછે. હવે મરતીખોર ગેધાને ગિરડામાથી પકડવાનો સમય આવ્યોછે.
હિંદુસ્તાનનો ખરેખરો કારભાર ઇનાકાઓની સરકારના હાથમાછે. ઘણાજ
અગત્યના રાજ્ય કારભારને માટે ઇલાકાની સરકાર મોટીછે અને વડી સર
કાર નાહાનીછે. ઇલાકાઓની સરકારે શું કરવુ તે પુરવાર કરવા વગર એ
બાબતને ઉડાવી નાખવી જોઇએ. વડી સરકારનું શું કામછે તે પુરવાર ક
રવુ જોઇએ, અને તે ઉપરાંત જે બાકી રહે તે ઇલાકાની સરકારને સોંપવા
ખવુ જોઇએ.

વડી સરકારના હાથ તળે લશ્કર, પારકા રાજ્યો સાથે વહીવટ, કરજ, ધારા
કાયદા બાંધવાનુ કામ, ટપાલ અને તાર ખાતા સઘળા સોંપવા જોઇએ. પણ
ટપાલને લગતા બે સવાલ છે.

• લશ્કરના ખાતામાં હો જ્યારે દેશી લશ્કરી ગજવાળાઓને હથીઆર

અને બારીક બાબતો બાબર હશે અને જ્યાં જ્યાં બાધરો રાજકારભાર ચલાવવાના કારણો હશે ત્યાં ત્યાં મેહસૂલના ભાગો વાજબી રીતે ઉપયોગમાં આવશે. જેઓને લાગેછે વળગેછે તેઓ સર્વથી સારી રીતે જાણેછે કે તેઓને શું જોઇએછે અને તે કેમ મેળવી શકાય. જો ઘણો અને નકામો ખરચ થતો હશે તો તેમાં તેઓનો પોતાનો વાંક કેહવાશે કારણ કે ઉપાય કરવાનું તેઓના પોતાના હાથમાંછે. જો અગત્યનું મેહસૂલ એક બાબ અને લોકોને નાપસંદ કરશી એકઠું કરવું પડશેતો વધારે સારો રસ્તો શોધવાનું તેઓનાજ હાથમાં રેહશે. જોડો પેહરનાર જાણેછે કે જોડો ક્યાં ખુચેછે. હવે જાહેર બાબદામ બાને બોલતા આપણા હાથમાં નકામા અને નુકશાન કરનારા ઓફીસરોના ઘોડામાંથી સીવીલ એન્જીનીઅર આવશે. આપણા હાથમાં બાધરી સત્તા અને જોખમ આવશે અને અણઘડપણાને તથા મારામારીને બદલે સુઠ સુઉને હકનું મળશે

થોડાક વરસ થયા હિંદુસ્તાનના શેહરોમાં "મ્યુનીસીપાલીટી" ની રીતને સુધારવા પાછળ ઘણી મેહનત કરવામાં આવીછે અને તે રીત હવે ગ્રેટ બ્રિટન ની માફક તથા યુરોપના બીજા સુધરેલા દેશોની માફક નાના ગામડાઓ માંહી દાખલ કરવી જોઇએ. જે કામો સ્પષ્ટ રીતે જોતાં એકજ ગામ અથવા શેહરનેજ માટે હોય તે 'મ્યુનીસીપાલીટી' એ કરવા જોઇએ. જે નાણું સાધારણ ખજાનામાંથી અથવા બાકીમાંથી ન મળે તે થોડી મુદતના સાલાણાથી કાઢવું જોઇએ બાંધકામો ઉપજ કરનારાંછે કે નથી કરનારા તેનો જે ફેર બતાવવામાં આવ્યોછે તે કલ્પિતછે તેો સર બાર્ટલ ફ્રિઅરના જેવાજ માહાશે પણ વિચારછે સઘળા બાંધકામો ઉપજ દેખાડનારા હોવા જોઇએ, નહી તો તે બાંધવા ન જોઇએ. જે કામો ઘણા વરસ સુધી ચાલે તેવા મજબૂત હોય અને ભવિષ્યના લોકોને લાભકારી હોય તેવા કામોનો ખરચ ઘણાક વરસોપર વેહચી નાખવાની નીતિ ઘણી સારીછે પણ એ નીતિ કેવા કામો ઉપર લાગુ પાડવી તેનો આધાર તે કેવી ઉપજ કરશે તથા કેવી કરશે તે ઉપરછે. કેટલીક ઉપજમાં પાધરૂ નાણું આવેછે પણ કેટલાકમાં તથીએ વ ધારે અગત્યનું આવેછે. દાખલા તરીકે એક સાધારણ રસ્તો ૩, ૪ ટકા ની ઉપજ કરતા વધારે ઉપયોગીછે કારણકે તેથી બીજી જાતની ઉપજોમાં મ દદ થાયછે.

આવી રીતની સરકારે વડી સરકારની રજા વગર જાહેર કરજમાં કાંઇ બી હુકમો કરવો નહીં તેવા કામો કે જેમાં પ્રજાનો લાભ હોય યા બા નગી હક હોય તે કામો વડી સરકારની રજા વગર કરવા નહીં.

હવે હું કર ઉપર આવું છું. મોહસૂલ ભરવા પછી કાંઇજ નહીં પણ નવા કરો શોધતા આપણે આવ્યા છૈએ. આ કરો સૌથી કાહાડવાનું કામ

આપણા ઘણાક અર્થ શાસ્ત્રીઓને અને રાજ્ય અધિકારીઓને માનીતુ થાઈ પડ્યુછે પણ તેમ કરતામા આપણે બે ઘણી મોહટી ભુલો કરીછે ૧ લુંતો કરની બાબ થી આપણુ ધ્યાન એટલુ તો ખેંચાઈ ગયુ હતુ કે આપણે ખરચ તો મૂળગોજ વિસરી ગયા છૈયે અને ખરૂ જોતાતો તે મુખ્ય ચીજછે કારણકે જયાસુધી ખરચ ન હોય તયાસુધી કરની જરૂર ન પડે અને ૨ જુ જેમ આપણી ફરજછે તેમ આપણે વિચાર કરયો નથી કે કઈ જાતનો કર હિંદુસ્તાનને માફક આવશે (સાંભળો સાંભળો)

પાધરા કરો અને આડા અવળા પડતા કરો સાફ રીતે જુદા જણાવયાછે, આડા અવળા કરથી સઘળી વસ્તી ઉપર સરખ પડતી રીતે સરખી રીતે બોજો પડેછે અને તેઓના સુખ અને રીતભાતો ઉપર ઘણોજ નજીવો બોજો પડેછે ઘણુકરી તેઓ માલના ઉપર પોતાને વગર જાણે કર ભરયા જાયછે આડો કર હાલ ગનાડામા એટલો બધોતો ચાલેછે કે આપણી કું જગાત ખપની ચીજોમાથી મળેછે અને તે જરૂરની થાઈ પડીછે હાલી દાખલા કરો હિંદુસ્તાનમા નિમક ઉપરની જગાત અને દારૂ તથા દવાઓ ઉપરની જગાત અને તે આખી મેહસૂલનો ૬ ઠ્ઠો ભાગછે, પણ જો લોકોના વિચાર ધ્યાનમા લઈએતો આપણી નાણા સંબંધી રીતિમા તે વગર ચાલવાનો સાંભવ પડશેકે આપવા ઉપરના કરને બદલે જયારેથી કોઈ દેશીઓ બીજી રચના કરેછે તયારે કોઈ પૈસો આડી રીતે પડતો કર લાવેછે અને જયારે તેઓનુ કામકાજ અને "મયુનીસીપાલીટી" તેઓને સોંપવામા આવેછે ત્યારે દેશમા આવતી ચીજુસો ઉપર કર નાખી તેઓ નાણા ઉભુ કરેછે

હિંદુસ્તાનમા હેવા આડા અવળા કર માટે હમેશ એવો વાંધો ઉઠાવવામા આવેછે કે હિંદુસ્તાન ઘણુ ગરીબ દેશછે અને લોકોના મોટા ભાગને ઘણા થોડા ભાગ ઉપર નિર્વાહ કરવો પડેછે હિંદુસ્તાન ગરીબ હોય કે માતબર પણ તેનામા પેદા કરવાની શક્તિ અતિશય મોહોટીછે તે કોઈથી ના કહેવાઈ શકાશે નહી અને તે શક્તિને ઉપયોગમા આણવાને આ સદીની શરૂઆતથી ઘણી મેહનત કરવામા આવીછે તથા વધુ ઉપજ ત્યાના રેહવાસીઓને વેહચવામા આવીછે

અગાઉ હિંદુસ્તાનમા કર નાખવામા આવતો હતો જેથી ઘણાક હસવા સરખા અને ઘણાક અનીતિ ભરેલા બનાવો બનતા હતા તેને બદલે લાર્ડ કાર્નવાલીસે જગાત દાખલ કરી જેથી થોડાક ગણત્રીની વસ્તુઓ ઉપર જગાત પડતી હતી, પણ પછવાડેથી દર વધારવામા આવ્યો અને આખા દેશ ઉપર સૈતાનના ચોકાની માફક ફુરજાઓ પથરાઈ ગયા પણ તે સઘળુ લાર્ડ વિલ્યમ બેંટીકે કાહાડી નાખ્યુ "ટ્રાનસીટ" અને "ટાઉન ડયુટીસ" ઉપર ૧૮૩૫ મા તેના હૂકમથી મે ઞે "રિપોર્ટ" ઘડી કાહાડયો તે ઉપરથી હાલના જ

માનાંના લોકોને માલમ પડશે કે હિંદુસ્તાનના રાજકારભારમાંથી કેવા સજડ સડો નિકળી ગયોછે.

જમીનની મેહસૂલ ઉઘરાવવાની જે દેશી રીતછે તે ઘણીજ માઠીછે. તે વડે સઘળી રીતની ખરાબી અને જુલમાત ચાલેછે અને સઘળી જાતના સુધારા અટકી પડેછે. ત્યાર પછી લાર્ડ વિલ્યમ બેન્ટીક જે સઘળા સુધારાનો આગેવાન હતો તેનેથી સારૂં કરતાં મારા વખતમાં જમીનના મેહસૂલમાં ઘાસરો ઘટાડો થયો. જ્યારે ખેતીવાડીની પેદાશ ઘણી થોડી હતી ત્યારે તેની ઘણી ગરજ માલમ પડતી હતી પણ તેટલાંતો હેવા બનાવ બનયા કે જેથી ખેતીવાડીની પેદાશના ભાવમા ઘણો વધારો થાઈ ગયો જેથી ખેડુતોનેતો લાભ થાઈ ગયો. તેઓનાં ભાવના વધવાથી અને કરના કમતી થવાથી બેહુધી કમાઈ ગયા અને વળી સડકો, રસ્તાઓ, નેહેરો અને બીજાં જાહેર બાંધકામોપીતો ખેરબી તેઓની આબાદીમા વધારો થયો.

વળી હિંદુસ્તાનની પેદાશનો ખપ નિજ્યોછે. ક્રાઈમિયાની લડાઈથી સનની નિકાસ કરતાં રૂશિઆન બારાંઓ બંધ થઈ ગયાં અને હિંદુસ્તાનનું શુત અને સન રૂશિઆન કરતાં વધારે સારૂં માલમ પડ્યું અને હવે યુરોપના બજારમા તેજ ખપેછે. તેમજ અમેરીકાની લડાઈ વેળાએ હિંદુસ્તાનના રૂ માટે દોડાદોડી પડી. ટુકમા હાલ જેવી ચીજની અગત્ય હોય તે પુરી પાડવાને હિંદુસ્તાન શક્તિમાન દેખાયછે હેવી તેની અજાયબ જેવી ભૂમી, સુર્ય અને પાણીની મોટી ઈશ્વર કૃપાથી શક્તિછે.

તેના પરિણામ શું નિપજયાછે? હિંદુસ્તાનની નિકાસ અને અપાત ૧૮૪૧ મા ૨૪ ક્રોડ પરથી વધીને ૧૮૬૮—૬૯ મા ૧૦૬ ક્રોડની થાયછે અને રાજદુવારી બીજા નફા થયાછે તે તો વધારે અગત્યનાછે. તે ઉપ્રાંત દરમા પણ મી૦ વિલસનના અગાઉ કેહવા પ્રમાણે ઘણો વધારો થયોછે. અગાઉ એક દાહાડાની મજુરીના બે આના પરથી રોજના ૮ આના થયાછે. પણ સર્વેથી જાણવાજોગ સુધારોતો ખેડુતોની સ્થીતિમાં થયોછે અને તેઓ તથા તેમના કુટુંબો મળી હિંદુસ્તાનની વસ્તીનો મોટો ભાગ ગણાયછે. તેઓ ગામના નાણાં ધીરનારાઓના હાથમાંથી છુટ્યાછે જેઓના હાથમા તેઓ ખરૂં વરસો થયા કચડાયા હતા. તેઓ પાસ હમણા આબાદી અને સુકાળ થાઈ ગયોછે માટે હવે તેઓને એક સારી રીતપર કેળવણી આપવાનો અને સુધારવાનો વખત આવ્યોછે. જ્યારે તેઓ ધુળમા રગડોળાયલા હતા અને આવાનું પુરૂપાધરૂં મળતું ન હતું ત્યારે હેવી તજવીજ કરવાનું વ્યર્થ હતું, તેઓની સ્થીતિ હમણા હેવીતો સારીછે કે હવે કેવા બજાર રાખીશું, નેગીન પરણાવતી વખતે શું રીત આપીશું વગરેના તેઓ આસી વીચારો કરતા માલમ પડયાછે. ખેડુતોનેતો માર ભારો વધાયો નહીં થયોછે. વપાર

મેવી જવાથી અને થોડો ખાવાથી પ્રજાને મોટો ગેરફાયદો થયોછે ભોગ ભાવથી સરકારને જે લાભ થયો તે ભોગ વેપારીમા વહેંચાઈ ગયો પણ એ ફક્તોનો નફો તો ખરચો અને તેઓનો નફો સરખી અ ઠીક હતો તેનું પરિણામ એ નિપજ્યુ કે હવે ગરીબ બાપડો ભુખે મરતો એકુન એ હાલના વખતનો નહીં પણ આગળા વખતનો સમજવો

ખરી ઉપજવાળા કરોતો આડા અવળા કરીછે જે લોકોનો મોટો બાજ આપેછે અને હિંદુસ્તાનના એકુતો તે આપવાને પુરા શક્તિમાનછે મુખ્ય કર નિમક ઉપર જગાતછે અને જુનથી તેનો સખ્તો પડયોછે સાધારણ રીતે હેતુ કેહવામા આવેછે કે એ કર નિમક ઉપર હોવાથી સઘળા લોકોએ ઓછુ નિમક ખાવુ પડશે તોએ નિમક એવી ચીજછે કે હિંદુસ્તાનનો દેશી તેમા કદીની કસર કરવાનો નથી, બીજી કોઈની ચીજમા તે કરકસર કરશે પણ નિમકમા તેમ કરનાર નથી

વળી દારૂ અને દવા ઉપરની જગાતછે તેને એવી રીતે ઉંચી ચઢાવવી જોઇએ કે જેથી દાનચોરીને ઉત્તેજન મળે નહીં એ રીતિથી હિંદુસ્તાનની સરકાર કામ ચલાવેછે

હવે આપણે 'ઇસ્ટાંપો' જોઇએ કાયદાની બાબતમા સ્ટાંપ મારવાથી મુકદમાઓ ચલાવવાનો હોંશ નરમ પડેછે માટે 'સ્ટાંપ' રાખવા જોઇએ એ વિચારને હુ એકમળતો થતો નથી કેમકે એનેથી ઉનરીજ કેહવતછે કે "ઇન સાફ ગમે હેવા ગરીબનેભી મળી શકે હેવો જોઇએ' એ વાત નહીં તો કેમ ખરી પડે ! હિંદુસ્તાનની નાણાં સંબંધી ખાડી હાલતને લીધે ધારા કાયદાના કામ ઉપર આપણને દીલગીરીથી કર નાખવો પડેછે અને જેવો નાણાં સંબંધી કારભાર પકા પાયા પર રચવામા આવે કે પેહેલો કર એ કાહાડી નાખવો જોઇએ

હવે આપણે 'કસ્ટમ' ઉપર અ ૦૫, ૧૮૬૦ મા મી૦ વીલસને પોતાના 'બજેટ' રજુ કરતી વખતના ભાષણમા જણાવ્યુ કે "સઘળુ જોતા આ વરસે 'કસ્ટમ' મા આ સાળ ૩૪૩૦૦૦૦૦ રૂપીઆ ઉપજશે અને આગળા વરસમા ૨૦૭૩૦૦૦૦ રૂપીઆ ઉપજ્યા હતા " પણ સર રિચાર્ડ ટેમ્પલ પોતાના ૧૮૭૦—૭૧ ના 'બજેટ' મા 'કસ્ટમ' ની ઉપજ ફક્ત ૨૪૧૬૫૦૦૦ રૂપીઆની દેખાડેછે આ ઉપરથી માલમ પડેછે કે જોકે હિંદુસ્તાનનો વ્યાપાર આ છેલ્લા દસ વરસમા ૬૦૦૦૦૦૦૦૦ રૂપીઆથી ૧૦૬૦૦૦૦૦૦૦ રૂપીઆ સુધી વધ્યોછે તોએ 'કસ્ટમ' માતો ૧૦૧૩૫૦૦૦ રૂપીઆ ઓછા ઉપજ્યા છે ! જો 'કસ્ટમ' ની જગાત કાયદાસરની કેહવાય તો આખા હિંદુસ્તાનને માટે ૬૨૪૦૦૦૦૦૦ ની ઉપજ હોય એ કાંઇજ નહીં પણ હસવા સરીખુછે

જ્યારે હિંદુસ્તાન પોતાના ખરચને માટે સઘળુ કર પાડેછે ત્યારે જેમ બ્રિટીશ સંસ્થાનોને પોતાને સબળ પડતી રીતે મેહસુલ ઉભી કરવાનો અ ખત્યા

રહેછે તેમ હિંદુસ્તાનનેપણ આપવો જોઇએ. જ્યારે આસ્ટ્રેલ્યા અને કાનેડા બ્રિટીશ વ્યપારને નુકશાન કરે હેવા કરો નાખેછે ત્યારે આપણે તે સાંખી જઇએ છૈયે, પણ બીજા હાથ ઉપર આપણે હિંદુસ્તાનને સાધારણ મેહસુલ માટે જગાત સુદ્ધાં નાખવા દેતા નથી. નબળાને માટે એક કાયદો અને સબળાને માટે બીજો કાયદો એમ આપણે રાખવું ન જોઇએ. અથવા બીજા શબ્દોમા બોલતાં ધનવાકની રાહે જોતાં જે દેશમા છુપી શક્તિ ઘણીછે અને જેનુ ભવિષ્ય ઘણું મોહુંછે પણ જે ઉપર આપણો કાબુ ઘણો જડ બેસી ગયેછે તે ઉપર આપણે લાભ લેવો ન જોઇએ. યાને જે કેનેડા અથવા આસ્ટ્રેલ્યા અથવા કેપ અને ન્યુઝીલાંડની તરફ ચાલ ચલાવવાને આપણે હિમ્મત ન કરયે તે ચાલ હિંદુસ્તાન તરફ ચલાવવી ન જોઇએ. ખરી રીતે જોતાં હિંદુસ્તાન અને મેન્ચેસ્ટરના લાભ એકજછે. (સાંભળો સાંભળો) આયાતના વ્યપારે હિંદુસ્તાન ઉપર હેવીતો મજબુત જડ ઘાલીછે અને દેશી વખત કામને એટલું અંધારામા રાખ્યુંછે કે એક મધ્યમ મેહસુલ માટે જગાત નાખ્યાથી કાંઈ ઘણો ફેર પડશે નહીં. નિકાસની જગાત ઉપર જુદુ ધ્યાન આપવું જોઇએ.

હિંદુસ્તાનનો વ્યપાર ઓર તરેહનોછે તેની ઉપજ પૃથ્વીના સઘળા ભાગમા પુષ્કળ જોઇએછે પણ બીજા દેશની ઉપજનો હિંદુસ્તાનના બજારમા થોડોક ખપછે અને એ ફેર કિંમતી ધાતુઓથી પુરો પાડવામાં આવેછે. આ પ્રમાણે હોવાથી ઇસ્ટ ઇંડયા કુંપનીએ આયાત ઉપર ૫) ટકાની ઓછી જગાત નાખી હતી અને નિકાસ જેવીકે ગુળી, અફીમ અને દારૂ ઉપર વધારે ઓછી હદીથી ત્રણ ટકાની જગાત નાખી હતી.

હવે એનેજ લગતી એક બીજી અગત્યની બાબદ ઉપર આપણે આવ્યે. હિંદુસ્તાનના નિકાસ વ્યપારની હદ કાંઈ તે દેશની પેદા કરવાની શક્તિ ઉપર આધાર રાખતી નથી પણ તે પેદા કરવા પાછળ જે હદપાસી થાપણ અને મજુરી લગાડવામા આવેછે તે ઉપરછે. એટલેકે જ્યારે કાંઈ ચોકસ જાતની ઉપજને માટે ઘણી માગણી થાયછે ત્યારે બીજી વસ્તુઓ પડી રેહેછે અને તેનો ભાવ પડી જાયછે. જ્યારે અમેરીકાની લડાઈ વેળાએ રૂનો ભાવ વધ્યો ત્યારે તેની ખેતીવાડી એટલીતો વધી ગઇ કે બીજી ચીજોને મોટું નુકશાન થયું અને તેઓના ભાવ વધી ગયા અને તે વખતે સાધારણ રીતે કેહવામા આવતું હતું કે રૂ વગેરે બીજી ચીજના વ્યપારમા માલ નથી. એજ કારણથી અનાજનો ભાવ ચહડી ગયો તે એટલા સુધી કે આખરી માંદી આવય છતાં રૂ પકવવા કરતાં અનાજ પકવવામાં વધારે ફાયદો થવા લાગો ત્યારે હવે આપણે હેવાં ટાંકણાપર આવ્યા છૈએ કે પોતાની નિકાસના બાબમાં હિંદુસ્તાન આગળના કરતાં વધારે આપખ્યત્યાર હાલતપર આવ્યુંછે. ઉપજ કરતાં તેહની

સેવક વધારેછે અને જો એકની ઉપજ પડી ભાગેછે તો બીજાની જાગેછે. હાલની થાપણ અને મજુરી જોઇએ તે કરતાં ઘણી થોડીછે અને જ્યાંસુધી તે વધારવામાં આવશે નહીં ત્યાંસુધી જેબી વસ્તુનો ખપ જાગશે તેમા મજુરીનો ખપ નિકળવાનો.

સુરાખાર ઉપર જગાત નાખીને મી૦ વિલસને દેખાડયું હતું કે નિકાસ ઉપર જગાત નાખવાની નીતિને તે નાપસંદ કરતો નથી પણ તે ઉપર તેણે ઘણી જગાત નાખ્યાથી પરિણામ મનમાનતુ નિપજ્યું નહીં. જો તેણે આગળો ત્રણ ટકાનોજ ભાવ રાખ્યો હતે કે જે ઇમ્રુ ઇંડયા આસોસીએશને ઘણા વરસ સુધી ચલાવ્યો હતો તો નવો સુરેખાર બનાવવાનું નિકળતે નહીં. અનાજની નિકાસ ઉપર એક આનો વધારે નાખવાને મેં ૧૮૬૫ મા ભલામણ કરી હતી તે વિલાયતની સરકારે નામંજુર રાખી, પણ પછવાડેથી મી૦ માસીની ભલામણથી તે મંજુર રાખવામાં આવી અને તે વાજબી થયું. અમેરીકાની લડાઈ પછી આસા કેરોલાઇના ચોખા ગુમ થાઈ ગયાછે અને તેને બદલે પેગુના ચોખા ઉપયોગમા આવ્યાછે, ભાવમા ગમે એટલોબી ફેરફાર થાયછે તોબી આપણા બજારમા સીઆમ, પેગુ અથવા બંગાળી ચોખા સીવાય બીજું કાંઈ જોવામાં આવતું નથી. ૧૮૬૭—૬૮ ના પોતાના નાણાના હિસાબમાં મી૦ માસીએ જણાવ્યું કે "૧૮૫૯ ના વરસમા દર મણે અરધા આનાથી બે આના સુધી જગાત વધારવામાં આવી પણ તેથી કાંઇબી અટકાવ થવાને બદલે બીજે વરસે ૫૦ લાખ મણ અનાજને બદલે ૮૦ લાખ મણ આવ્યો અને દર વરસ તે રકમ વધતીજ ચાલી. પણ છેળાં વરસમા અને ચાલુ વરસમા જ્યારે ભાવ એટલો વધ્યો કે વિલાયતનું બજાર બાહારના બજાર કરતાં વધારે ફાયદાકારક થાઈ પડયું ત્યારેજ માત્ર નિકાસનો વ્યપાર બંધ પડયો. . . . . . . સવાલ માત્ર એજછે કે જો મેહસુલ સુધારવા માટે મધ્યમ વધારો કરયો હોયતો શું કાંઈ નિકાસના વ્યપારમાં ફેર પડશે? પણ આપણી ઉપલી તપાશ ઉપરથી માલમ પડશે કે તેમ કાંઈ થનાર નથી, આપણે એટળા માટે સુચના કરયે છેએકે નિકાશ ઉપરની જગાત ત્રણ આના સુધી વધારવી જેથી ૧૬૦૦૦૦૦ રૂપીઆ સુધીનો વધારો થશે."

ગુલીએ ઘણો વખત સુધી ૪ ટકાની જગાત ભરીછે અને અફીમ અવાર નવાર ચહડ ઉતર પણ સારી રકમ ભરીછે. જે વસ્તુ ઉપર લગાર જગાતથી પારકાં બજારોમા ફેર પડી જાય તેવાપર જગાત નાખવી ન જોઇએ પણ તેથી કાંઈ મુખ્ય વસ્તુ ઉપર અસર થતી નથી. જુટ અને તેલ યુરોપના બજારમા એટલાતો મજબુત પગપેસારો કરયોછે કે ખચીત તે થોડીક જગાત ખમી શકશે. આહાની હમણા વાર્ષિક નિકાસ વધીને ૧ કરોડ ૧૦॥ લાખ અને કાશીની ૪ કરોડ ૮૦ લાખ સુધી વધી હતી. ખેતીવાડી જંગળી પ-

હાડોમા અને જંગળોમા થવાથી તે ઉપર ખરચ ઘણો ભારે થાયછે અને તે કોસુતા ઉપર પોહોચાડવાને અને અંદરખાને લઇ જવાને બહુ આપવા પડેછે. ૧૮૫૬ મા સીનાનના પાક વાળાઓ જેઓને પોતાના કારભારમા હાથ ઘાલવાને ચોક્કિ હકછે તેઓએ કાફી ઉપર દર હંડરવેટે ૧ શીલીંગ નિકાસ પર જગાત આપવાને કબુલ કરયું હતુ અને તે નાણું કોનમો અને કાનડી વચ્ચે રેલ્વે બાંધવાપર ખરચવામા આવનાર હતુ. ૧૮૬૫ મા આસામના ચાહના પાકવાળાઓએ બંગાળના લફટનંટ ગવરનરને સુચના કરી કે તેઓ જેટલી ચાહા પકવે તે ઉપર તેઓ રા ટકા જગાત આપે પણ થોડી એકે રસ્તા સારા બંધાય. હમેશ નિકાસ ઉપર જગાત હળકી જોઇએ અને જયા તેના પરિણામ વિષે શક હોય ત્યા તે નાખવીજ ન જોઇએ, મારી મતલબ કાંઇ પાર્ટીકે બાબદમા દાખલ થવાની નથી પણ આપણી મેહસુલ વધારવાના એક સાધન તરીકે હુ આ દેખાડુ છુ.

હિંદુસ્તાનના ખજાનાના ફાયદા માટે કાફી ઉપર ત્રણ ટકાની જગાત નાખવાને જોકે માહારાણીની સરકારે ના પાડયું તોએ ઇંગલાડના ખજાનાના ફાયદા માટે ૪૫ ટકાની જગાત કાફી ઉપર નાખવાને તેઓને આચકો લાગો નહીં. આ પ્રમાણે કરવુ વાજબી અથવા શોભા લગાડનાર નથી. આ જગાત બન્ને વચ્ચે અરધી અરધી વેહચી નાખવી જોઇએ અને તેનુ મુખ્ય કારણ એકે કાફીનો મોહટો ભાગ હિંદુસ્તાનમાથી પાધરો ફ્રાંસ ખાતે જાયછે અને તેથી હિંદુસ્તાનના ખજાનાને ઘણો ટોટો જાયછે તેમજ ચાહની નિકાસનુ પણ સમજવુ.

એ બાબે સ્વર્ગવાશી મી૰ મકનક સાથ મને વારેઘડીએ તકરાર થતી હતી અને જયારે મને હિંદુસ્તાનમા ખજાનચી તરીકે નેમવામા આવ્યો ત્યારે મેં તેનુ મત લખાણી મંગાવ્યુ હતુ તે તેણે નિચે પ્રમાણે કાગજ લખી જણાવ્યુ.

રેડીશનરી—આરીસ,
૨૭ મી જાનેવારી ૧૮૫૯.

**પ્રિય સર ચાર્લસ.**

નિકાસ ઉપર જગાત નાખવાના વાધાઓ રજુ કરનારા કોઇબી પુસ્તક ની મને ખબર નથી અને ખરૂ જોતા કાઇબી વાંધો કે નહીં કાઢ્યું સમજો આવાર સમય ઉપરછે અને જોકે સાધારણ રીતે જોતા નિકાસ ઉપર જગાત વાધા ભરેલીછે તોયે કેટલીક વાર એ જગાત જેવી બીજી કોઇ હોતી નથી.

અગળી વખતે જયારે નિકાસવાળી ચીજને બદલે બીજી વસ્તુઓ મળી શકેછે અથવા નિકાસ કરનાર દેશ તે બાબદમા કાંઇ પાયુ જાણીતુ નથી હોતુ ત્યારે નિકાસ ઉપર જગાત વાધા ભરેલીછે અને ત્યારે તે દેશના વ્યપારને

મારી સૂચના એછેકે સઘળા આડા અવળા કરો મુબાળાથી તપાસીને ફરીને નેમવા જોઇએ જેથી ખેતીવાડીને અથવા બીજી પેદાએશને નુકશાન કરયા વગર મેહસૂલ ઉભી થાઇ શકે પણ વળી હુ કાંઇ એમ છૂટ કરવા માગતો નથી કે આયપત ઉપરનો કર કાહાડી નાખનો. તેના આગળના ૧૮ કાના ભાવ પર આણીને લોકોને મનપસંદ હલકો રાખીને આયપત ઉપરના કરને એક મોટા હથીઆર તરીકે રાખવુ જોઇએ, જે અગત્યની વેળાએ કામ લાગે અને જયારે લાગ ફાવે અને કામ પડે ત્યારે વધાર ઘટાડ થાઇ શકાય. પણ આયપત ઉપરના કર માટે એક રીતિની જરૂરીયાત છે તે એકે તે મોટા હોય યા નાહાનો હોય પણ ચોક્કશ રકમ ઉપજાવવા માટે તે પછી ધંધાદારી હોય, જમીનદારો, પૈસાદારો અથવા જાહેર નોકરો હોય તેઓ સઘળા ઉપર પડવો જોઇએ

જયારે જુની ‘કુંપની’ હતી ત્યારે દર ૨૦ વરસે તેઓ પોતાનો કરાર નવેસરથી લેવાને પારલ્યામેંટ પાસે ભીક્ષા માગવા જતા હતા અને તે વેળા તેઓના કામકાજની બારીક તપાસ કરવામા આવતી હતી અને નવો કરાર આપ્યા અગાઉ નવી શરતો કરવામા આવતી હતી. ૧૮૧૩ મા હિંદુસ્તાન બ્રિટીષ વ્યપારીઓ અને પાદરીઓને માટે ઉઘાડુ મેળવામા આવ્યુ અને એક લાખ રૂપીઆની રકમ જુદી કાહાડીને જાહેર કેળવણી ખાતાનો હાલનો નવો પાયો નાખ્યો ૧૮૩૩ મા ચીન ખાતેની બંધી કાહાડી નાખવામા આવી અને હિંદુસ્તાન બ્રિટીષ લોકોને માટે આવી વસવા સારૂ ખોલ્લુ મુકવામા આવ્યુ. ૧૮૫૮ મા માહારાણીની સરકારે પોતે પોતાના હાથમા રાજની લગામ લીધી અને તે પછી તે સરકાર જે આપખત્યાર કાબુ ચલાવતી હતી તે વહી ગયો અને ખજાનચી અને હિસાબ તપાસનાર બંન્ને જાણે એક થઇ ગયા.

હેવી ધાસ્તી રાખવામા આવતી હતી કે હિંદુસ્તાનની બાબદમા પારલ્યામેંટ હાથ ઘાલી ફગાળો આપશે અને તે અટકાવવા સારૂ ચોકશ મુદતની "ઇંડીઆ કૌન્સિલ" સ્થાપવામા આવી પણ પછવાડેથી તો માલમ પડ્યુ કે હિંદુસ્તાનના ગુંચવણ ભરેલા કારભારમા હાથ ઘાલવાને બદલે પારલ્યામેંટને માથે પોતાનુજ કામ ઘણુ ભારે હતુ. આનુ પરિણામ હેવુ નિપજ્યુ કે પારલ્યામેંટના ટેકા અથવા કાબુ વગરનુ હિંદુસ્તાન થાઇ પડ્યુ છે. ખાતાઓમાથી ની કાંઇ કામ નિપજતુ નથી. દાખલા તરીકે સોનાના સિક્કાનુ ચલણ હિંદુસ્તાનમા કરવા બાબેનો સવાલ આજે કેટલુ યે ગુંચાયા કરયો અને હુ તો ધારૂછુ કે જયાંસુધી એ બાબે પારલ્યામેંટ ધ્યાન આપશે નહીં ત્યાંસુધી હિંદુસ્તાનમા માહા ઉપયોગી સોનાનુ ચલણ ચાલુ થનાર નથી માટે હવે હેવો સમય આવ્યોછે કે જયારે હિંદુસ્તાનની બાબદ પાછી પારલ્યામેંટે હાથ ધરવી જોઇએ આ તપાસ કરવાનુ બીજુ કારણ એછે કે નિનાયન તરફથી જે ચાલૂ

નાણું ૧૮૫૬—૫૭ મા ૩૫ ક્રોડ પરથી વધીને ગયા વરસમા છેક ૧૨ ક્રોડ થાઈ ગયું તેથી પ્રજાને બેવિશ્વાસ બેસી ગયોછે. અલબતાં તેની સમજ સેહલથી આપી સકાય પણ તે સહમજ આપવી જોઇયે. કેવી રીતે તપાસ ચલાવવી તે બાબદમાંતો હું કહુંછુ કે પારલ્યામેંટની બેહુ સભાઓની ચુંટી કાહાડેલી 'કમીટી' ઓ જોઇયે. સારી પારલ્યામેંટની 'કમીટી' હોય તો તે બેસછે. આ તપાસની મુખ્ય અગત્યે નાણા સંબંધીછે. (તાળીઓ).

મી૦ દાદાભાઈ નવરોઝજી—લાર્ડ વ્હાર્નક્લિફ તરફથી મને એક કાગજ મળ્યોછે તેમા તેનાથી આવવાને બન્યું નહી માટે પોતાની દલગીરી જણાવેછે. તેમજ મ્હારા મીત્ર મી૦ હાઈડ કલાર્કેપણ એક કાગજ મોકલ્યોછે, જેમા મ્હારા નિબંધ ઉપર કેટલાક ટીકા કરી માહારી મુખ્ય નેમને પસંદ રાખીછે, પણ કેટલાક ફકરાઓ બાબે ફર્યાદ કરેછે કે તેથી વખતે કેટલીક બેદીલી અને નુકશાન કરનારી અસર થશે. આ વાદવિવાદમા વચ્ચે સાથું ઘાળવા હું માગતો નથી પણ આટલા પોતેથી મારી મતલબ ભુલ્યાછે ત્યારેતો થોડોક ખોલાસો કરવાથી ઠીક પડશે. પેહલપેહલાંતો હિંદુસ્તાનને એક નાડ્યા બીજે નાકે હેવા કોઈ દેશી ન મળી આવશે કે જે મ્હારા કરતાં વધારે વફાદાર હોય (સાંભળો સાંભળો) કારણ કે મ્હારોતો પક્કો વિચારછે કે હિંદુસ્તાનની આબાદી, સુધારા અને વધારાનો આધાર સગળો બ્રિટીષ રાજના ટકવા ઉપરછે. બ્રિટીષ રાજ હિંદુસ્તાનમા ટકે એટલા માટે દેશીઓના મત અને વિચારો જાહેર પાડવાને હું આ પ્રમાણે હિમ્મતથી બાહેર પડયોછું. જો મારી ભુલ હોય અથવા મેં આપેલી બાબદો ખોટી હોયતો તે સુધારવાથી હું ખુશી થાઇશ. અલબતો 'પેનશનો' 'વિલાયતના દર' વગરે બાબે જે ટીકા કર્યા તેને હું સંપુર્ણ રીતે મળતો થાઉંછું. હું પોતે કબુલ કરંછું કે જ્યાંસુધી લખવુંટ બરમ ન થાય ત્યાંસુધી વિલાતના દરની અગત્યછે પણ મ્હારા નિબંધની મતલબ કેવળ જુદીજછે. મ્હારી મતબતો એછેકે બ્રિટીશ લોકો જેઓ હિંદુસ્તાન ઉપર રાજ્ય ચલાવેછે તેઓથી પાછળાં દેશ ઉપર કેટલીક સંસારી, રાજદ્વારી અને બીજી અસરો થાયછે. ઇંગ્રેજ ગૃહસ્થોએ હિંદુસ્તાનમા જઈ મુક્ત ચાકરી કરવી હેવું બેવકુફી ભરેલું હું કેહવા માગતો નથી પણ હવે સવાળ એછે કે પારકાં રાજમા આ પ્રમાણે નાણુ ખસડાઈ જવાનો બદલો બ્રિટીષ રાજ્યથી વળી રેહછે કે નહી. જો તેમ પડું હોયતો દેશીઓને તે દેખાડવું જોઇયે અને જેમ એ બાંજધડનો નિવેડો આવે તેમ ઇંગલાંડ અને હિંદુસ્તાનને બન્નેને લાભછે. દેશીઓએ આ બાબદમા મનમાને મનમા ઘોળાવું ન જોઇયે, માત્ર ઉપર ટપકે બોલવાથી નહી પણ દાખલા અને આંકડાઓથી એ મુંઝવાડો નક્કી થવો જોઇયે. જો હિંદુસ્તાન આબાદ ન હોય તો તે છે હેવી હજારો બુમ પાડવાથી કાંઈ વળવાનુ

નથી આપણે તે પુરવાર કરવુ જોઇએ સભાપતીના બીજા ટીકાઓથી હુ તમારો વખત લેવા માગતો નથી તેનો વખત આવશે ત્યારે હુ ખુલાસો કરીશ. હુ ખુલી એટલા માટે છુ કે સભાપતીએ માહારા જેવાજ સાર કાહાડયોછે કે હિંદુસ્તાનની મોટી હાજત સોધુ બાહેરનુ નાણુછે, જો તેમ થાઇ શકેતો પારકા રાજથી ઘસડાતા નાણાનો ઘણેક દરજ્જે બદલો વળી રેહ બ્રિટીષ રાજ્યની સામે હુ એક શબ્દ બોલવા માગતો નથી હુતો તે હિંદુસ્તાનનું સભાગ્ય સમજુછુ અને માહારા સાચ્ચા જીગરથી ઇચ્છુ છુ કે હિંદુસ્તાન તથા ઇંગલાંડના લાભ માટે તે ઘણુ સુધી કાયમ રેહ

મી૦ ટેલર—સાહેબ, માહારા હાથમા જે દરખાસ્ત મુકવામા આવીછે તે રજુ કરતા થોડાક ટીકા કરવા માગુ છુ છેલ્લી સભાની વેળાએ જ્યારે સર બાર્ટલ ફ્રિયરે આપણી હજુર એક ઘણોજ વાચવાજોગ નિબંધ રજુ કર્યો હતો અને જે ઉપર વાદવિવાદ થયા હતો, તે વેળાએ જ્યારે હુ એક સૂચના કરવા ઉઠયો હતો તે પરથી તેણે એવો વિચાર આપ્યો કે તેના ભાષણ સાથ તેને કાંઇ લાગતુ વળગતુ ન હતુ, તારબાદ આપણા વાચવામા ઘણાક નાદર નિબંધો જાહેર બાધકામ તથા નાણા સબધી આવ્યાછે તેમજ હજુ કેટલાક સવાલો જેવા કે પાણી તથા લોહોડુ, નેહર તથા આગગાડીઓના આપણી પાસે તપાશયા વગર પડયાછે, અને તે સગળા રાજ્ય કારભારને અતરગનો સબધ ધરાવેછે માટે હુ ધારૂ છુ કે જો આમની સભાની એક સુરી કાહાડેલી 'કમીટી' આ સગળા સવાલો તપાશવાને નેમવામા આવેતો તે એક મોટા આશીર્વાદ અને છુટકારા જેવુ ગણાય જો આ આસોસીએશન બેહુ સભાની એક 'કમીટી' કરવાની ઇચ્છા રાખતી હોય તો તેથી ઠીકછે હાલી 'કમીટી' જો ઇંગલાંડમા બેઠી અને લાયક ગૃહસ્થો પાસેથી રાજ્ય કારભારને લગતી જુબાની લે તો હિંદુસ્તાનના લાભ અને દાનાને ખાતર જે જે સવાલોનો ફડચો થવો જોઇએ તે તેઓ આસાનીથી કરી શકે પેહલા તો તેઓએ સગળી ખરાબીનુ જે મૂળ લશકરી અને દીવાની ખરચ તેનો ઘટાડો કરવાના ઉપાય લેવા જોઇએ કહા, કયા અને કેટલો ઘટાડો કરવો તે તેઓએ શોધી કાહાડવુ જોઇએ જાહેર બાધકામને લગતો તથા પેદાયશ કરનારા અને ન કરનારા બાધકામોને લગતો તેઓએ વિચાર કરવો જોઇએ તથા હેવા કામ કયાછે કે જે હાલના જમાનાપર પડવા જોઇએ અને જે પછવાડેના લોકોપર પડવાં જોઇએ તે શોધી કાહાડવુ જોઇએ, એ સવાલ એટલોતો અગત્યનો અને અધકારભાછે કે તે બાબે કાંઇ બે મત એકમળના થાઇ શકતા નથી માહારો વિચાર હેવોછે કે એક ચોકશ હદ બાધવી જોઇએ તે એકે દરેક કામ કેઇ રીતે ઉપયોગીછે પણ ફેર માત્ર એટલોછે કે કોઇ નાણુ રોકડ વાળી આપેછે અને કેટલાંક આડી અવળી રીતે નફો કરેછે હાલ અને બીજા પ્રશ્નોની

બેહુ સભાઓની કમીટી તપાસ કરે અને ભવિષ્યને માટે કાયદા અને નિયમો કરે તથા હિંદુસ્તાનને પાંપરા કર જોઇએ કે નહીં તે ઉપર ઠરાવ કરે અને ત્યારેજ પછી વિલાયતના સનયમાં જે લડાઇનો કર આવવાની જીનસો ઉપર પડેછે તેની બુમ અને સોહોર બંધ પડશે. વળી જો હેની 'કમીટી' નેમતા તેઓએ વિચાર કરવો કે શું 'બજેટ' છેક નરમીની મોહોસમ સુધી મોકુફી રાખવું નહીં, જ્યારે સઘળા અધિકારીઓ મેહનતથી તથા ગરમીથી કંટાળા ગયેલા હોય છે. આપણે આશા રાખવી જોઇએ કે આ 'કમીટી'ની મેહનતનું પરિણામ સઘળી ગુંચવણ, શક, અડચણ અને કચવાટ દુર કરનાર થશે. સેવટે આ સૂચના જે હું કરૂંછું તે કાંઇ સરકારને વધારે ગુંચવણમાં નાખવા માટે નહીં પણ જેમ એક ઉદાર મિત્રને છાજે તેમ તેઓને વધારે સુગમ પડવા માટે કરૂંછું અને આશા રાખુંછું કે એ 'કમીટી'થી સરકાર સંતોષ પામશે, લોકોને રાજી કરશે અને કચવાટ તથા ગ્લાનિતાને દુર કરી સઘળે આબાદી ફેલાવશે. સેવટે હું મારી દરખાસ્ત રજુ કરી સમાપ્ત કરૂંછું—

"હિંદુસ્તાનની જાહેર બાબતોની હાલની ગુંચવણ ભરેલી હાલતનો ઉપાય કરવા તથા હાલ કર વધારવાથી જે અસંતોષ અને ગભરાટ થયોછે તે દુર કરવા અને હિંદુસ્તાનની નાણાં સંબંધી હાલતને વધારે પાકા પાયા ઉપર લાવવા માટે ઇસ્ટ ઇંડીઆ આસોસીએશનની કૌન્સિલને અરજ કરવી કે તેઓને એક પારલ્યામેંટ ઉપર અરજી તૈયાર કરી મોકલવી અને તેમાં માગી લેવું કે નામદાર રાણીના હિંદુસ્તાનના મુલકના કારભાર બાબે બારીક તપાસ કરવાને બેહુ સભાઓની એક જુદી કાહાડેલી 'કમીટી' ઠેરવવી અને મુખ્ય કરી નામદાર ઇસ્ટ ઇંડીઆ કંપનીના કારભારથી તે રાજ્યની લગામ, નરમ ના હાથમાં આવી ત્યાં સુધીનો નાણાં સંબંધી વહીવટ તપાસી તેના પરિણામ તથા તે ઉપર પોતાના ટીકા કરવાને તેઓને સોંપવું."

મી૦ ઉડ—આગળી સભાઓમાં જે બન્યું તે બાબે હું કેટલાક ટીકા કરવા માગું છું. આજે હાજર થયના થોડાક ગ્રહસ્થો મ્હાંગણી પાસેથી 'પાદશાહી કમીશન' માગે છે નગર લાભકારક છે. મે પચ્છાડેથી આ મંડળીની કૌન્સિલને સૂચના કરી હતી કે આપણા કામકાજને માટે નિયમ બાંધવા જોઇએ, પણ આ કેવી સૂચના બાબે માહારે ઉપના જેવો વાધો લેવો નથી. આમની અને ઉમરાવની સભાની 'કમીટી' ઓ થાય તે નિરઉપયોગી હોય એમ હું કેહનાર નહીં

સર ચાર્લ્સ ઉવિંગફિલ્ડ બોલ્યા કે હિંદુસ્તાનની બાબદ ઉપર જો બેહુ સભાની 'કમીટીઓ' થાય તો તે કિંમતી થાઇ પડે. ૧૮૫૩, ૧૮૩૨, ૧૮૨૨ અને ૧/૧૨ માં જે 'કમીટી' ઓ જુદી કાહાડવામાં આવી હતી તેઓએ આપેલા રિપોર્ટો આજે હિંદુસ્તાન સંબંધી બાબદમાં એક જાણવા જોગ સંગ્રહ કેહવાયછે. 'કમીટી' ઠરાવવા માટે 'પારલ્યામેંટ' ઉપર જે અરજી કરવા વાશીક્ તેને સર ચાર્લ્સ ઉવિંગફિલ્ડ એકમત થયો હતો. પણ તે દરખાસ્ત કરનારને પુછવા માગતો હતો કે શું એ તપાસ હિંદુસ્તાનને માટેજ કરવી કે સાથે વિલાયતના કારભારની પણ કરવી એ શું સાફ સ્હમજ પડે તેવું છે? આ પછી સર ચાર્લ્સ ઉવિંગફિલ્ડે દરખાસ્ત કરી કે—

